નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ સ્મારક ગ્રંથ.

# જીંદગીનું સાફલ્ય.

થાયરના અંગ્રેજી ગ્રંથ ઉપરથી

તૈયાર કરનાર


રા. બા. ગોવિંદભાઈ હાથીભાઇ દેસાઇ.

બી. એ., એલ એ. બી.,

વડોદરા.



પ્રસિદ્ધકર્તા

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી,

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ.

આસિ. સેક્રેટરી—અમદાવાદ.

સને ૧૯૨૦. સંવત ૧૯૭૬.

આવૃત્તિ ત્રીજી પ્રત ૫૦૦

કિંમત રૂ. દોઢ.

# ઉપોદ્‌ઘાત.

અમદાવાદના **નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ** ઇ. સ ૧૮૮૭ માં ગુજરી ગયા. તેઓ દયા, ઉદારતા, પરોપકાર વગેરે સારા ગુણો-ને લીધે તથા ગંભીર, નિષ્કપટ અને માયાળુ સ્વભાવને લીધે આ શહેરમાં તેમજ મુંબાઇ અને બીજા સ્થળોમાં માન પામતા હતા અને પોતાના કાર્યમાં સુયશ પ્રાપ્ત કરતા હતા. તેમના આવા ગુણોના સ્મારક તરીકે તેમના સુપુત્ર શેઠ **મણીભાઈ પ્રેમાભાઈ**એ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને રૂ. ૩૫૦) એવી સરતથી સોંપ્યા કે તે રકમનું ઇનામ આપીને આ પુસ્તક તૈયાર કરાવવું અને છપાવવું. આ ઉપ-રથી સોસાઇટીએ આ પુસ્તક રા. રા. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ. બી. એ., એલ એલ. બી., એમની પાસે તૈયાર કરાવી **નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ સ્મારક ગ્રંથ** તરીકે છપાવ્યું છે.

અમદાવાદ.
તા. ૧૧ જુલાઇ. ૧૮૯૭.

લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી.
ઑનરરી સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી.

# પ્રસ્તાવના.

દૃષ્ટાન્ત સાથે બોધ આપવાથી જુવાન માણસને તે રમજી લાગે છે, અને તેના મનપર તેથી સારી અને કાયમની અસર થાય છે એટલા માટે વૉશિંગ્ટન, લ્યુથર, કોલંબસ, બર્ક વગેરે અમેરિકન અને યુરોપિયન મહાન્ પુરૂષોનાં જીવનચરિત્રમાંથી ઉદાહરણ આપી, આ દુનિયામાં ફતેહ મેળવવાને આવસ્યક ગુણોના બોધનું Tact, Push and Principle એ નામનું એક પુસ્તક અંગ્રેજીમાં વિલયમ એમ થાયર નામના લેખકે તૈયાર કર્યું છે. આ પુસ્તક ઘણું લોકપ્રિય નિવડ્યું છે અને બે વર્ષની મુદતમાં તેની લગભગ વીસ આવૃત્તિ બહાર પડેલી છે. થાયરના આ ઉપયોગી અને લોકપ્રિય અંગ્રેજી પુસ્તક પરથી, ગુજરાતીમાં, આ પુસ્તક તૈયાર કરેલું છે. Tact, Push and Principle એ નામનો બરોબર અર્થ સુચવે એવા શબ્દ ગૂજરાતી ભાષામાં ન મળવાથી, એ નામનું ભાષાન્ત કરવાને બદલે, પુસ્તકના વિષયપરથી "જીંદગીનું સાફલ્ય" એવું નવીન નામ યોજી કાઢવામાં આવ્યું છે.

મૂળ ગ્રંથમાં જે મહાન્ પુરૂષોનાં દૃષ્ટાન્ત આપ્યાં છે તે ઉપરાંત આ દેશના મહાન્ પુરૂષોનાં દૃષ્ટાન્ત આપવાનો વિચાર હતો, પરન્તુ આ દેશના મહાન્ પુરૂષો પૈકી થોડાનાંજ જીવનચરિત્ર લખાએલાં હોવાથી પુસ્તકમાં વર્ણવેલા ગુણોનાં જોઈએ તેવાં અને તેટલાં દૃષ્ટાન્તો મળી શક્યાં નહીં, તેથી હાલ તુરત તે વિચાર માંડી વાળ્યો છે. તોપણ એવાં ઉદાહરણ એકઠાં કરવાનું કામ જારી રાખ્યું છે, તેથી બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવશે તો તેમાં એ ઉદાહરણ વધારી શકાશે એવી ઉમેદ છે.

છેવટ ધર્મ સંબંધી પ્રકરણ લખવામાં રા. રા. રમણભાઇ મહી-
પતરામ નીલકંઠ, બી. એ, એલ. એલ. બી. એમણે મદદ આપી છે
તેથી આ સ્થળે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

વડોદરા.
૧૮, જુલાઇ ૧૮૯૭ } ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ.



# અનુક્રમણિકા

# જીંદગીનું સાફલ્ય.

## પ્રકરણ ૧ લું.

### ફતેહ.

આપણા દેશની હાલની ઉછરતી પ્રજાપર ત્રીસ વર્ષ પછી દેશનાં બધાં કામકાજનો બોજો આવી પડશે: આપણા ભવિષ્યના રાજનીતિજ્ઞ પુરૂષો, ન્યાયાધીશો, વકીલો, વૈદ્યો, ધર્મગુરૂઓ, વેપારીઓ અને કારીગરો એ વર્ગમાંથી તૈયાર થવાની આપણે આશા રાખીએ છીએ; પરંતુ ઉછરતી પ્રજાના હજારો જુવાનોમાંથી કેટલા જણને ફતેહ મળશે ? કેટલાનો જન્મારો એળે જશે ? દેશની ચઢતી કે પડતી થવી તેમના હાથમાં છે. પોતાની ફરજો બરાબર બજાવી પોતાનો જન્મારો તેઓ શી રીતે સફળ કરી શકે ? આ પ્રશ્નોનો જવાબ આપવાની ધારણા આ પુસ્તકમાં રાખી છે.

ફતેહ એટલે શું ? માત્ર પોતાના જાત ફાયદાની આકાંક્ષા પૂરી કરવી, એ કઇ ફતેહ નથી. પૈસો એકઠો કરવો, મોટામાં મોટી પદ્વિ મેળવવી, વિદ્વત્તા, ભાષણ કરવાની છટા, અથવા રાજ્યકૌશલ્યને માટે પ્રખ્યાત થવું, એટલામાંજ ફતેહ સમાએલી નથી. આમાંની કોઇ અથવા બધી વસ્તુઓ પ્રાપ્ત થાય, તોપણ વાસ્તવિક રીતે જીંદગીમાં

ફતેહ મળે નહીં. નીતિ બાજુએ મૂકીને મેળવેલો પૈસો, ખટપટથી મેળવેલાં માન, અથવા લોકોપયોગી કામને બદલે માત્ર પોતાનો ફાયદો સાધવામાં વાપરેલી વિદ્યા અને રાજ્યકૌશલ્ય, એ કંઇ ખરી ફતેહનાં લક્ષણ નથી. ઘણામાં ઘણું એટલું કહી શકાય કે તે મેળવનારે થોડા ભાગની ફતેહ મેળવી છે. પૂર્ણ ફતેહ તો આપણી શકિત અને તકનો સૌથી સરસ ઉપયોગ કર્યાથી મળે છે. થોડી બુદ્ધિ અને થોડી તકવાળો માણસ પોતાનાં સાધનોનો એવો સારો ઉપયોગ કરી શકે કે તેનાથી બમણી બુદ્ધિ અને વધારે તકવાળા માણસ કરતાં તે મનુષ્ય વર્ગનું વાસ્તવિક રીતે વધારે ભલું કરી શકે; માટે વધારે બુદ્ધિ અને વધારે સાધનોવાળા માણસ કરતાં તેને વધારે ફતેહમંદ ગણવો જોઇએ. જીંદગીનું સાર્થક કરવામાં તેણે પોતાનાં સાધનોનો સૌથી સરસ ઉપયોગ કર્યો છે, કારણ કે પોતાનાથી બમણાં સાધનોવાળા કરતાં તેણે મનુષ્યવર્ગની વધારે ઉન્નતિ કરી છે; અને તેમ કરવામાંજ તેનું ડહાપણ સમાયલું છે. એક મહાશયે કહ્યું છે કે "સોનું મેળવવા કરતાં ડહાપણ મેળવવું વધારે સારૂં છે, કારણ કે હીરા, માણેક અને ઝવેર કરતાં ડહાપણ ચઢતું છે અને તેની સાથે સરખામણીમાં દુનિયાની બીજી બધી વસ્તુઓ નિર્માલ્ય છે."

જૉન જેકબ એસ્ટર જન્મ્યો ત્યારથીજ તેનામાં પૈસો મેળવવાની આકાંક્ષા જન્મેલી હતી. તેનું કુટુંબ કામ કરવાની નિપૂણતાને માટે જાણીતું હતું. ૨૦ વર્ષની ઉમ્મરે જર્મનીથી તે યુનૈટેડસ્ટેટ્સમાં આવ્યો હતો અને ન્યૂયૉર્ક શહેરમાં વસ્યો હતો. ૧૬ વર્ષમાં અઢી લાખ ડૉલર તે કમાયો હતો. તે મરી ગયો ત્યારે જે પૈસો મૂકી ગયો હતો તેની આગળ આ અઢીલાખ ડૉલરની રકમ તો જુજ જેવી હતી. એ તો દેખીતુંજ છે કે ઉદ્યોગ, કરકસર, ખંત અને

અવલોકન જેવા ખરી ફતેહ મેળવવાને અવશ્યના ગુણ તેનામાં હતા; પણ જીંદગીમાં તેની મુખ્ય ધારણા પૈસાદાર થવાની હતી અને ઉપર જણાવેલા તેના ગુણોને લીધે તે પોતાની એ ધારણા પૂરી કરી શકયો હતો. જો કે તે લાખો રૂપિયા એકઠા કરી શકયો હતો, તોંપણ જીંદગીનું સાર્થક કરવામાં તેને માત્ર થોડીજ ફતેહ મળી હતી. વાસ્તવિક રીતે જોતાં ખરા પુરૂષત્વના અડધા ગુણ તેનામાં હતા; બાકીના ગુણ પૈસા કમાવાની અંધાધુનીમાં તે ખીલવી શકયો નહોતો, અને ખીલવી શકાય પણ નહીં. આખરે તે સોનાના મહેલનો માલેક થયો હતો; પણ તેની ચાલચલકત માટીની હતી, માટે તેને ફતેહ મળી કહેવાય નહીં. હોરેસમેન આ અભિપ્રાય નીચેના શબ્દોમાં જણાવે છે: "કોઇ માણસ પોતાની આખી જીંદગી પૈસા કમાવાને માટે મહેનત કરે, દરરોજ જુજ જુજ દાન આપે નહીં, અને દાન માગવા આવનારનું સાંભળે નહી; પણ દરરોજ આપેલી જુજ જુજ રકમો એકઠી કરવામાં આવે તો તેથી બની શકે નહીં એવા મહા-ભારત પરોપકાર કરવાના કામની વ્યવસ્થા મરતી વખતે કરી શકાય એવી ચોક્કસ ધારણાથી માત્ર પોતાનો પૈસો વધારવા તરફજ લક્ષ રાખે તો એવો માણસ પોતાની મેળે પરમેશ્વરનો નોકર અને દાના-ધિકારી બને છે; અને પોતાના ધણીનો પૈસો જાણે ભારે દરના વ્યાજે મૂકતો હોય એમ કરે છે, અને આખરે હિસાબ લેવાને દહાડે વ્યાજ ને મુદ્દલ બન્ને સોંપી દે છે. કોણ કહેશે કે આવો માણસ પરમેશ્વરનો ખરો અને નીમકહલાલ નોકર નથી? કોણ કહેશે કે ઇશ્વર તરફથી બદલો મળવાને તે લાયક નથી? જીંદગાની શી ધાર-ણાથી પૂરી કરવામાં આવી છે તેની કસોટી કાઢવાનો દિવસ ખચિત આવશે. એ દિવસે જણાઇ આવશે કે અખૂટ દોલતના ધણીએ

સ્ટીવન ગીરર્ડની પેઠે પૈસો એકઠો કરવાને ખુશીથી મહેનત કરી છે, દુઃખ સહન કર્યું છે, અપમાન ખમ્યું છે, પણ તેના અંતઃકરણમાં એવી ધારણા હતી કે મુવા પછી એવું કંઇ પણ ધર્માદા કામ કરવામાં પૈસો મૂકી જવો કે જેથી મનુષ્ય વર્ગનું અખંડ અને નિરંતર ભલું થયાં જાય; અથવા એવું માલુમ પડી આવશે કે જૉન જેકબ એસ્ટરની પેઠે માત્ર પૈસાના નીચ લોભને ખાતર અને મરણને વખતે ઇશ્વરને નહીં પણ પોતાના પૈસાને યાદ લાવીને પૈસા સાથે બાંધી જવાના હોય, તેમ પૈસા પરજ પ્યાર રાખી, તે પૈસો એકઠો કરતો હતો. જ્યાં સુધી મરણ આવીને પલકમાં તેના હાથ કાપી નાખે છે અને દુનિયાનો પૈસાદાર માણસ મટાડીને તેને દુનિયા છોડી ગયેલામાં ગરીબમાં ગરીબ બનાવી દે છે ત્યાં સુધી એવો માણસ પોતાના પૈસાને વળગી રહે છે."

બોસ્ટનનો મરહુમ ઍમોસ લૉરેન્સ, એસ્ટર કરતાં ઉલટી વર્તણુંકનો જાણીતો દાખલો છે. એસ્ટરની પેઠે તે પણ ખેડુતને ત્યાં જન્મ્યો હતો, અને વીસ વર્ષની ઉમ્મરે શહેરમાં રહેવા આવી તેણે વેપાર કરવા માંડ્યો હતો. બન્નેએ મુંડી અથવા મિત્રોની મદદ વગર શરૂઆત કરી હતી. બન્નેમાં કામ કરવાની શક્તિ, ઉદ્યોગ, કરકસર, કળવિકળ, અને ઘણી ખંત હતાં, પણ એ બેની વચ્ચે તફાવત આ હતોઃ એસ્ટરની પેઠે લૉરેન્સ માત્ર પૈસાનેજ પૂજતો નહીં. લૉરેન્સે પોતાની જીંદગીનો ઉદ્દેશ તેનાથી જૂદી તરેહનો રાખ્યો હતો. "પહેલી નીતિ અને પછી પૈસો" એ તેની કહેવત હતી. તેના ગજવામાં રાખવાની નોટબુકમાં નીચેનું વાક્ય તેણે લખી રાખ્યું હતું. "કોઈ માણસને આખી દુનિયા મળે પણ તે પોતાનો આત્મા ખુવે તો તેમાં તેને શો ફાયદો છે?"

તેની જીંદગીનો ઉદ્દેશ શો હશે તે આ પરથી જણાઇ આવે છે. પૈસો આગળ બીજી બધી વાતો ઉતરતી ગણવાને બદલે તે નીતિ કરતાં પૈસાને ઉતરતો ગણતો હતો. પૈસાજ કમાવા, એવી કંઇ તેની ધારણા નહોતી. તેની જીંદગીની મુખ્ય ધારણા સાથે તેની પૈસા કમાવાની ધારણાને આકસ્મિક સંબંધ હતો. એક વખતે ધર્માદા કામમાં આપવાને તેણે પોતાના ભાગીયા પાસે છસેં ડૉલર મંગાવવાની ચિઠ્ઠી લખી હતી. થોડા દિવસ પછી બીજા વધારે પૈસા મોકલવાને તેણે લખ્યું. કોઇ વિચક્ષણ લેખકનાં નીચેનાં વાકય એ ચિઠ્ઠીમાં તેણે ટાંકયાં હતાં: "પૈસામાં જે સારી વાત રહેલી છે તે પેલી સ્ત્રીની મલમની દાબડીની પેઠે તેના ઉપયોગમાં રહેલી છે; જેમ એ દાબડી ઉઘાડી તેમાંનો મલમ બહાર કાઢી, ઇસુખ્રિસ્તના દુ:ખી અવયવોપર લગાડી તેને આરામ આપવાના કામમાં લેવામાં ન આવે તો તે નકામો છે તેમ ઇશ્વરને માટે અને તેણે બનાવેલાં દુ:ખી પ્રાણીઓને માટે જો પૈસો વાપરવામાં ન આવે તો તે પણ નકામો છે. જે માણસ ઘણો પૈસો સંગ્રહ કરી રાખે છે તે નહીં, પણ જે ઘણો ખર્ચે છે તે પૈસાદાર છે; માટે હું મારો પૈસો ધર્માદા કામમાં ખરચીને વધારે પૈસાદાર થઇશ અને સંસારાશક્તિવાળો માણસ લોભથી પૈસો ભરી રાખશે તે વધારે ગરીબ થશે." લૉરેન્સને પોતાના કામમાં ઘણી ફતેહ મળી હતી. તે લક્ષાધિપતિ વેપારી થયો હતો. સાત લાખ ડૉલર પોતાની જીંદગીમાં ધર્માદા કામમાં તેણે ખરચ્યા હતા; અને મુવા પછી ઘણી દોલત પોતાનાં સગાંને તે વારસામાં આપી ગયો હતો. પૈસો કમાવા બાબત વેલ્સલીનો નિયમ ટુંકામાં નીચે પ્રમાણે હતો: "જેટલું કમાવાય તેટલું કમાઓ; જેટલું બચાવાય તેટલું બચાવો; જેટલું આપી શકાય તેટલું આપો." આ

નિયમની પહેલી બે કલમોની શિખામણ પ્રમાણે લૅારેન્સની પેઠે એસ્ટર પણ ચાલતો હતો; પણ ત્રીજી કલમની શિખામણ તેણે છેકજ બાજુએ મૂકી હતી. છેલ્લી કલમપર લૅારેન્સ ખાસ ભાર મૂકતો હતો અને ઉદ્યોગ, કૌવત અને બધા સદ્ગુણ પોતાની જીંદગીની એ ઊમદા ધારણા પાર પાડવાનું સાધન મેળવવા પાછળ વાપરતો હતો. પરિણામ એ થયું કે તેને માત્ર પૈસો નહીં પણ પુરૂષાર્થ એટલે કે સૌથી ઉંચા પ્રકારની ફતેહ મળી.

ખરી ફતેહનું દષ્ટાંત એલીહુ બરીટના જીવનચરિત્રપરથી મળે છે. તેનો બાપ મોચી હતો; બાલ્યાવસ્થામાં વરસમાં માત્ર ત્રણ ચાર મહિના નિશાળની કેળવણી તેને મળતી અને બાકીનો વખત બાપના ધંધામાં કાઢવો પડતો. જ્યારે તે સોળ વર્ષનો થયો ત્યારે તેનો બાપ દેવલોક પામ્યો અને પોતાની આજીવિકા પોતે પેદા કરવાની ફરજ તેને માથે આવી પડી. લુહારનો ધંધો કરવાનો તેણે ઠરાવ કર્યો અને તે શીખવા એક લુહારને ત્યાં તે શાગીર્દ રહ્યો. બચપણથી વાંચનનો તેને ઘણો શોખ હતો, પણ વાંચવાનાં ઘણાં પુસ્તકો તેને મળી શકતાં નહીં, તેથી બાઇબલ અને તેના બાપનાં અને તેના પાડોશીઓનાં જે થોડાં પુસ્તકો હતાં તે ફરી ફરીને તે વાંચી જતો. તે ગામના પુસ્તકાલયમાંથી નિયમ પ્રમાણે તેને મહિને એકજ પુસ્તક વાંચવાને મળતું; પણ એથી ઘણાં પુસ્તકો વાંચવાની તેના મનની ઇચ્છા તીક્ષ્ણ થઇ. ધ્યાનમાં રાખો કે તેની ધારણા પૈસાને બદલે જ્ઞાન મેળવવાની હતી. જેટલું લક્ષ એસ્ટર પૈસો મેળવવા પાછળ આપતો તેટલું તે પોતાના ધંધામાં અને જ્ઞાન મેળવવામાં આપતો. તેનો ઉદ્યોગ, ઉત્સાહ, હિમ્મત અને ખંત પ્રખ્યાત લક્ષાધિપતિ એસ્ટરના સરખાંજ હતાં. પોતાનાં એ લક્ષણો

વડે તે એક સારો લુહાર અને સારો વિદ્વાન થયો. લાયક ઉમ્મરનો થયા પછી કેટલોક વખત લુહારનો ધંધો તેણે કર્યો. ઉનાળામાં તે ધંધો કરતો અને કોઇ કોઈ વાર તો કેટલાંએક અઠવાડિયાં સુધી બે માણસ જેટલું કામ કરતો, અને શિયાળામાં અભ્યાસ કરતો ધર્મની આજ્ઞા પ્રમાણે કામ અને જ્ઞાન પાછળ પોતાનો વખત તેણે ગાળ્યો તેથી તેનું શરીર, મન અને નીતિ સરખા પ્રમાણમાં દઢતા મેળવતાં ગયાં. તે પચાસ ભાષાઓ શીખ્યો; સ્થાવરજંગમવિદ્યામાં પ્રવીણ થયો; વર્ત્તમાનપત્રના અધિપતિ તરીકે અને પરગજુ તરીકે જાણીતો થયો; અને દુનિયાના દરેક ભાગમાંથી વિદ્વાનોનું ધ્યાન પોતાના તરફ તેણે ખેંચ્યું. તેણે ઘણું જ્ઞાન મેળવ્યું હતું, તોપણ માત્ર તેજ બાબતમાં તે ફતેહમંદ નીવડયો હતો એમ નહોતું, તેણે પોતાનુ શરીર અને નીતિ પણ કેળવ્યાં હતાં; તેથી તેની બુદ્ધિ અને અંતઃકરણ તેની એકંદર ચાલચલકત સંપૂર્ણ અને શોભિતી કરવાને એકત્ર થયાં હતાં. એક વખત તે ઇંગ્લાંડ ગયો હતો. મેરી હાઉવીટે તેને વિષે કહ્યું છે કે "તે માત્ર ભાષાઓના જ્ઞાન માટેજ જાણીતો નથી. ભાષાઓનું જ્ઞાન તેણે ઘણું મેળવ્યું છે, અને એવી સ્થિતિમાં મેળવ્યું છે, કે આપણને અચંબો અને આશ્ચર્ય લાગ્યા વગર રહે નહીં; તોપણ માત્ર જ્ઞાનને માટે નહીં પણ ઉંચી નીતિને માટે પણ તે જાણીતો છે. તે ઘણો વિદ્વાન છે, તેની સાથે નીતિવાળો પણ છે તેથી તેને ચ્હાવાને અને માન આપવાને આપણને મન થાય છે. લોહીલુહાણ થયેલાં અને જમીનપર પડી ગયેલાં હજારો માણસને કાપી નાંખી પોતાનો રસ્તો કરનાર ઉદ્ધત લઢવઇયાને વખાણવા અથવા વખાણવાનું બીજાઓને શીખવવા તેણે હોમર અને વર્જીલ, પૂર્વના વેદ અને ઉત્તરના સાગા* વાંચ્યા નથી, પણ એવું શીખ-

* ઉત્તર યુરોપના લોકોની પુરાણિક વાર્તાઓ.

વાને માટે તે વાંચેલાં છે કે ઇશ્વરે બધાં માણસને ભાઈ તરીકે રહેવાને બનાવેલાં છે અને ઇશ્વરની આજ્ઞાનો સાર એ છે કે બધાંએ એક બીજાને ચહાવું. તેની બધી વિદ્વતા અને વાંચનનો આ ઉદ્દેશ હતો. પાઠશાળાઓમાં સહેલાઇથી ભણવું, શણ અને રૂવાંના ઝભા પહેરવા, અને બીજાઓને અચંબો લાગે એટલી બધી વિદ્વત્તા મેળવવી પણ ઘણો પરોપકાર કરવો નહીં, તેના કરતાં આ પ્રમાણે એરણ અને હથોડાથી મજુરી કર્યા પછી હરકતો વેઠીને અભ્યાસ કરવો, એ વધારે સારૂં છે."

ફતેહ મેળવવાનો આ કંઇ આધુનિક અથવા નવલ વિચાર નથી. સાધારણ માણસોને તે કદાચ નવલ લાગે તોપણ ન્યાય અને હકના જેટલોજ જાણીતો અને જૂનો છે. ઘણાં વર્ષ પર "મરચન્ટસ મેગેઝીન" નામના ચોપાનિયામાં આસબોર્ને લખ્યું હતું કે "ઈશ્વરે આપણને શક્તિઓ આપી છે તે યોગ્ય અને અવિરોધીપણે કેળવવામાં જીંદગીની ફતેહ સમાએલી છે. પૈસા કમાવાની શક્તિ કરતાં આપણા હિતને વધારે ઉપયોગી બીજી શક્તિઓ આપણામાં છે. એ શક્તિઓ આપણું સુખ તથા શરીર અને આત્માની આરોગ્યતા વધારવાને ઉપયોગી છે. રૂપિયાનો વધારો કરવાને ઉદ્યોગ કરવા કરતાં ઉદ્યોગ કરવાની બીજી વધારે ઉંચી અને સારી ધારણાઓ છે. પૈસા કરતાં બીજો સારો વારસો માણસ પોતાનાં છોકરાંને વાસ્તે મૂકી જઇ શકે છે. સારો દાખલો, સારી ટેવ, ધર્મપર આસ્થા અને આ દુનિયાની ઇષ્ટ વસ્તુઓનો ખરો ખ્યાલ તે પોતાનાં છોકરાંને માટે મૂકી જઈ શકે. મન અને અંતઃકરણના ગુણ આફતની વખતે દિલાસો આપે છે અને આબાદી વખતે શોભા વધારે છે."

આગલા કોઇ પણ જમાનાના જુવાનો કરતાં આજના જુવાનો

વધારે સારી તક ભોગવે છે. તેમના કરતાં સૌથી સરસ અને ઉમદા-રીતે વધારે ઉપયોગી અને વધારે આબાદ થવાને તેમને વધારે ખુલ્લો રસ્તો છે. આથી ઉલટો અભિપ્રાય દર્શાવનારા કેટલાક જણ છે, અને તેઓ એમ જણાવે છે કે હાલના જુવાનોને ફતેહ મેળવવાનું કોઇ બાકૂ રહ્યું નથી. એવા બડબડિયા લોક વળી કહે છે કે સારો વખત હવે રહ્યો નથી; લાભ અને મનની ચાહવા લાયક જગાઓ બધી ભરાઈ ગયેલી છે, અને હવે જુવાન માણસોએ થોડું મેળવીને અને લાંબી આશાઓ છોડી દઇને સંતોષ માની બેસવું જોઇએ; પણ તેમનું આ પ્રમાણે કહેવું ખોટું છે. સૌથી સારા માણસોને માટે ફતેહ મેળવવાને હાલ જેટલાં સાધન છે, તેટલાં પહેલાં કોઇ દહાડો નહોતાં.

દુનિયાના કામકાજમાં જુવાન માણસે ફતેહ મેળવવી એ પહેલાંના કરતાં હાલ વધારે મુશ્કેલ હોય તોપણ એટલું તો નક્કી છે કે પહેલાંના કરતાં હાલના જુવાનોને સગવડો વધારે છે. પાછલા જમાનાનાં ડહાપણ, દાખલા, શોધો, બનાવટો, વિચાર, મહેનત અને વધારાનો લાભ તેમને મળે છે. આ લાભથી જે મદદ થાય છે તે આગલા જમાનાને નહોતી. આ સાધનોની મદદથી પચાસ વર્ષપર દૃઢમનના માણસોને જે ફતેહ મળતી હતી તે આજના વધારે મુશ્કેલીવાળા વખતમાં પણ મેળવી શકાય. નેપોલિયનને એવું કહેવામાં આવ્યું કે આલ્પ્સ પર્વત તમારા લશ્કરને નડે છે ત્યારે તેણે જવાબ દીધો કે "ત્યારે તો આલ્પ્સ પર્વત રહેશેજ નહીં." અને સીમ્પલનની આરપાર તેણે રસ્તો બંધાવ્યો. આવો નિશ્ચય કરનારના આગળ કશું અશક્ય નથી.

ફતેહ મેળવવાના સવાલમાં કેળવણી કેટલી ઉપયોગી છે તેનો

જુવાન માણસોને બરોબર ખ્યાલ હોતો નથી. શાળામાં કે પાઠ-શાળામાં જવું, એનેજ તેઓ કેળવણી સમજે છે, પણ શાળા કે પાઠ-શાળાના સંબંધ વગર પણ કેળવણી મળેછે, એ તેઓ જાણતા નથી. કેળવણીની વ્યાખ્યા વેબસ્ટરે નીચે પ્રમાણે આપી છે:—"જુવા-નિયાઓને સારી ટેવ અને રીતભાત શીખવવાને, તેમનો સ્વભાવ સુધારવાને, તેમનું મગજ ખીલવવાને, અને ભવિષ્યના તેમના કામ-કાજમાં ઉપયોગી નિવડવાને તેમને લાયક કરવાની ધારણાથી જે બોધ અને સુધારણુંક આપવામાં આવે છે તે." જે મૂળ ધાતુમાંથી કેળવણી શબ્દ નિકળ્યો છે તેનો અર્થજ એવો છે કે બનાવીને તૈયાર અથવા લાયક કરવું. સ્ત્રી કે પુરૂષના ખરા ગુણ બનાવવા અને ખીલવવાની રીત એજ કેળવણી છે. કૉલેજના ગ્રેજ્યુએટને કઇ કેળવણી મળેલી ન હોય પણ જાત મહેનતથી ભણેલો જુવાન માણસ સારી પેઠે કેળવાયલો હોય, એટલે કે તેણે કરવાના કામમાં ઉપયોગી થવાને તે વધારે લાયક થયો હોય. એવું કહેલું છે કે "કામથી માણસ ઘડાય છે." એક અથવા બીજી રીતે કામ, મગજ અને અંતઃકરણ બન્નેને સુધારે છે. શાસ્ત્ર અને કળાનું જ્ઞાન પણ કામ કરવાથી વધે છે. લૉરેન્સને ગણિત અને તત્વજ્ઞાનનું પહેલાં જ્ઞાન હતું તેના કરતાં પૈસા કમાયા પછી વધારે થયું હતું. સ્ટીવન્સને આગગાડી ચલાવનાર યંત્ર બનાવ્યું ત્યાર પછી સ્થાવર જંગમવિદ્યા અને યંત્રવિદ્યાનું તેને વધારે જ્ઞાન થયું હતું. જે સુથાર ઘર બાંધે છે તે ઘર બાંધવાના અનુભવથી યંત્રવિદ્યાના નિયમો વધારે સમજે છે. જે વણકર કપડું વણેછે તે તેની કિમ્મત અને પોત વિષે વેચનાર વેપારી કરતાં વધારે જાણેછે. વાધે આટલા મણ ઘઉં કે બાજરી થાય એ કરતાં પણ કંઇક વધારે ચંચળ ખેડુત જાણે છે. પાક ઉતા-

રવાથી ખેતીવાડીને લગતા રસાયણનું પણ તેને જ્ઞાન થાયછે. તે ખેડેછે, વાવે છે અને લણે છે, તેની સાથે વિચાર પણ કરે છે. પ્રમાણિક અને યોગ્ય રીતે કરેલા કામથી તેનું શરીર, મન અને નીતિ માણસને વધારે છાજતાં થાય છે. દરેક ધંધામાં ધંધો કરનાર વધારે કામ કરે તો તેને વધારે ફતેહ મળે; ઘણા જણ માત્ર આજીવિકા પેદા કરવાને ધંધો કરે છે, પણ ધંધો કરવાથી માણસ તરીકેના તેમના ગુણ ખીલશે, એ વાતનો તેમને ખ્યાલ હોતો નથી.

ઉપયોગી ધંધા કરનારા એક બીજાની પર આધાર રાખેછે અને એક બીજાને મદદ કરે છે, એથી ઉપરની વાતને ટેકો મળે છે. કારીગર તત્વજ્ઞાનીને મદદ કરે છે અને તત્વજ્ઞાની કારીગરને મદદ કરે છે. ખેડુત રાજનીતિજ્ઞ પુરુષને જરૂરની મદદ કરે છે અને રાજનીતિજ્ઞ પુરૂષ ખેડુતને મદદ કરે છે. ખાણમાં કામ કરનાર બેલદાર શિક્ષકનો ધંધા કરનારને મદદ કરે છે અને શિક્ષક બેલદારને મદદ કરે છે. માણસના કામધંધા એક બીજા સાથે ગુંથાયલા છે, અને સુખ અથવા દુઃખના એક પોટલામાં બંધાયલા છે. શરીરના અવયવોની પેઠે વિદ્યા અને હુન્નરના સંબંધમાં એમ કહી શકાય કે જ્યારે તેના એક અવયવને દુઃખ થાયછે, ત્યારે બીજા અવયવો પણ દુઃખ પામે છે. જો એક અવયવને સુખ થાય છે તો બીજા અવયવો પણ તેની સાથે સુખી થાયછે. માત્ર એક ઉદાહરણથી આ બાબત વધારે સ્પષ્ટ થશે. બીજા ગમે તે કોઇ વિદ્વાન કે શાસ્ત્રીની પેઠે ખગોળવેત્તા પણ એકાદ ખૂણામાં બેસીને પોતાનું કામ કર્યા કરે છે. ઉપરથી જોનારને એમ લાગશે કે કોઇ મજુર કે કારીગરની પર આધાર રાખવાની તેને કંઇ જરૂર નથી, પણ તે ભૂલ છે. તેને દુર્બીન વગર ચાલે નહીં; દુર્બીન વગર ખગોળવિદ્યાનો અભ્યાસ થઇ શકે

નહીં. દુર્બીન શોધી કાઢવામાં આવી તે પહેલાં એ શાસ્ત્રમાં આટલી બધી શોધો થએલી નહોતી; પણ ખગોળવેત્તા દુર્બીન શી રીતે મેળવી શકે ? તે જાતે તે બનાવી શકતો નથી. કાચ બનાવનાર, કંસારો, સુથાર ગણિતશાસ્ત્ર સંબંધી ઉપયોગી યંત્ર બનાવનાર, અને બીજા કારીગરોએ તેની મદદે આવવું જોઇએ. કાચ બનાવનારને મકાન અને ભઠ્ઠી હોવાં જોઇએ, અને તેણે સુથાર, લુહાર, સલાટ, કડિયા વગેરેની જરૂર પૂરતી મહેનત અને કારીગરી ઉપયોગમાં લેવી જોઇએ. વળી જ્યાં સુધી કડીઆરે લાકડાં કાપેલાં હોતાં નથી અને ગાડીવાને તે કાપવાના અને વહેરવાના સંચા આગળ આણી મૂકેલાં હોતાં નથી અને સંચામાં તે કપાઇ વહેરાઇ તૈયાર થયાં હોતાં નથી ત્યાં સુધી આ કારીગરો કંઇ કરી શકતા નથી. એટલું થવાથી પણ મકાન તૈયાર થઇ શકતું નથી. ખાણ ખોદનારે જ્યાં સુધી લોઢું ભોંયમાંથી ખોદી કાઢ્યું હોતું નથી અને તેને ગાળી શુદ્ધ કરી હથિયાર અને ખૂંટા બનાવનારને આપ્યું હોતું નથી અને તેણે તેનો હથોડો, કરવત, વાંસલો, ખૂંટા વગેરે માલ તૈયાર બનાવ્યો હોતો નથી ત્યાં સુધી ઘરનાં લાકડાં જોડી શકાતાં નથી; પણ હથિયાર અને ખૂંટા બનાવનારને ત્યાં જે ગાડામાં લોઢું આણવામાં આવ્યું હતું તે ગાડું કંઇ તેમણે બનાવેલું નહોતું. તે તો સુથારે બનાવ્યું હતું; અથવા તે લોઢું રેલ રસ્તે તેને ઘેર આણવામાં આવ્યું હશે તો, રેલ રસ્તો શી રીતે થયો તેના ઇતિહાસનો વિચાર કરતાં આપણે ખાણમાંથી નિકળેલા કાચા લોઢાથી શરૂઆત કરવી પડશે. એ લોઢાને શુદ્ધ કરી તથા ગાળી તેની રેલો કોઇ કારખાનામાં બની હશે; આયરીશ, જર્મન, ફ્રેન્ચ અને બીજા દેશના લોકોએ પાકો રસ્તો બનાવ્યો હશે; સ્ટીવન્સન જેવા શોધક બુદ્ધિના માણસોએ અદ્ભુત બુદ્ધિથી

એન્જીન બનાવ્યું હશે. વળી ગાડી બનાવનાર, સાંચા કામ બનાવનાર, રંગનાર, ઇજનેર, વગેરે બીજા ઘણાએ મહેનત કરી હશે. આમાં એટલા બધા જણની મહેનત સંયુકત થાય છે કે એકની મહેનત ક્યાં પૂરી થઇ અને બીજાની ક્યાંથી શરૂ થઇ, એ કહેવું ઘણું મુશ્કેલ છે. મકાન તૈયાર થયા બાદ કડિયો કાચ બનાવનારની ભઠ્ઠી તૈયાર કરેછે, પણ કડિયો જે ઇંટો તથા ચૂનો વાપરે છે તે કંઇ જાતે બનાવતો નથી. તેમજ કેલ કરવાને જે રેતી તે મેળવે છે તે કંઈ જાતે લઇ આવતો નથી. વળી ઇંટ બનાવનાર જે લાકડાં અથવા કોયલા વાપરેછે તે કંઇ જાતે કાપી અથવા ખોદી લાવતો નથી. વળી જે હથિયારો તે વાપરેછે તેમાંનું એક તેણે જાતે બનાવ્યું હોતું નથી. ઇંટ બનાવનારને પાણી કાઢવા માટે જે બંબો જોઇએ તે બંબો બીજો કોઇ માણસ બનાવે છે. હવાના દબાણનો સિદ્ધાંત, કે જેથી બંબો બનાવવાની યુકિત પ્રથમ સુઝી આવી હતી તેની એ બંબો બનાવનારને ખબર નહોતી. એ સિદ્ધાંત તો **ટોરીસેલી** નામના વિદ્વાને ઘણાં વર્ષપર ફ્લોરેન્સ શહેરમાં શોધી કાઢયો હતો. જ્યારે આટલા ઉદ્યોગી અને કાબેલ માણસો ભેગા થઇ મહેનત કરેછે ત્યારે કાચ બનાવનારનું મકાન અને ભઠ્ઠી તૈયાર થાયછે. જ્યારે બીજા લોકોની મહેનતથી કારખાનામાં જોઇતો બીજો સામાન પુરો પડેછે અને કાચ બનાવનાર પુષ્કળ નોકરો રાખી કામની શરૂઆત કરેછે ત્યારે ખગોળવેત્તાની દુર્બીન માટે માત્ર કાચ તૈયાર થાય છે. આ કાચ તૈયાર કરી આપવામાં છેલ્લાં આઠસો વર્ષના ઘણાજ મહેનતુ અને બુદ્ધિશાળી હજારો લોકોનો ભાગ છે, પણ માત્ર કાચ તૈયાર થવાથી તેની દુર્બીન તૈયાર થતી નથી. આકાશ તરફ નજર કરવાને દુર્બીન તૈયાર થાયછે તે પહેલાં પીતળ બનાવનાર, ગણિતશાસ્ત્રને લગતાં

હથિયાર બનાવનાર વગેરેને અનેક પ્રકારની મહેનત કરવી પડેછે તથા બીજાઓને કામે લગાડવા પડે છે, તેનું વિવેચન સ્થળ સંકોચને લીધે અમે અત્રે કરી શકતા નથી. ત્યારે હવે જુઓ, આ વિદ્વાન દેખીતી રીતે તો પોતાના જાતિ ભાઇઓથી એવા સ્વતંત્ર અને સંબંધ વગરનો દેખાય છે કે જાણે દીવ્ય લોકમાંજ ન રહેતો હોય, પણ વાસ્તવિક રીતે હલકામાં હલકા મજુર અને કારીગરની સાથે તે કામ કરેછે; અને જો એવા મજુર અને કારીગર તેની મદદે ન આવે તો તેનાથી પોતાનું કામ બિલકુલ થઇ શકે નહીં. શાસ્ત્ર, યાંત્રિક કળા, અને સૌથી સાધારણ અને સખતમાં સખત શારીરિક મહેનત વચ્ચે આથી વધારે નિકટ સંબંધ જેમાં હોય એવું બીજું કોઇ કામ ભાગ્યેજ હશે.

એજ પ્રમાણે ટુંકામાં આપણે એમ કહી શકીએ કે ખેડુત, કારીગર, બેલદાર, ખલાસી, અને બીજી જાતની મહેનત કરનારા ખગોળવેત્તાની મહેનતપર સરખો આધાર રાખે છે. જે પંચાંગ, આપણા ઘરમાં, ખેતરમાં, દુકાનમાં, કારખાનામાં, અને જ્યાં જ્યાં વખતની માપણી, ગ્રહો સંબંધી જ્ઞાન, હવાની સ્થિતિ, અને તેપરથી કાઢેલા અનુભવસિદ્ધ ઉપયોગ માણસને ઉપયોગી થઇ પડેછે ત્યાં ત્યાં ઉપયોગનું છે, તે પંચાંગ મોટા મોટા ખગોળવેત્તા અને ફિલસુફો થઇ ગયા છે, તેમણે ખંતથી મચ્યા રહી અભ્યાસ કર્યો ન હોત તો તૈયાર થઇ શકત નહીં. પંચાંગના કોઠા હાલ આપણને ઘણા સહેલા જણાય છે પણ તે આખી દુનિયામાં ખ્યાતિ પામેલા ઘણા ફિલસુફોની ઉંડામાં ઉંડી શોધોનું પરિણામ છે. કંપાસ વગર અને 'પ્રેકિટકલ નેવીગેટર' નામના પુસ્તક વગર વહાણવાળો પોતાનું કામ કરી શકે નહીં; પણ આ પુસ્તકમાં જે કોઠા આપેલા છે તે

ખગોળ સંબંધી મોટી શોધોને લીધેજ તૈયાર કરી શકાયા છે. પોતાનું વહાણ કયા રેખાંશપર છે એ શોધી કાઢવાને ખલાસી ચંદ્રપરથી જે ગણત્રી કરેછે, ને તેમાં જે કોઠાનો ઉપયોગ કરે છે, તે ગેલેલિયો ન્યુટન, લાપ્લેસ, ફ્રાન્કલિન, અને બાઉડીસની પ્રખ્યાત શોધોથી તૈયાર કરેલા હોયછે. મોટાં મોટાં કારખાનાંમાં રાતે ચોકી ફરવા નિકળનાર ચોકીદાર, પાછલી રાતે ચાર વાગે ઉઠવાને ઘડિયાળના એલારમપર આધાર રાખનાર નોકર, અમેરિકાનાં બીડમાં રાત પડી જવાથી સપડાયલો મુસાફર—એ બધા ખગોળવેત્તા અને તેના મદદગારોના આભારી છે.

મહેનત ઉમદા માણસ બનાવવાને શકિતવાન થઇ કેળવણી આપવાનું સાધન શી રીતે બને છે તે આ દૃષ્ટાંત પરથી જણાય છે. વળી આ દૃષ્ટાંતપરથી એવું પણ જણાય છે કે કેળવણી શાળા કે પાઠશાળાના ઓરડામાંજ મળતી નથી પણ જીંદગીની સાધારણ ચીજોમાંથી પણ મળી શકે છે. આનું કારણ દેખીતું છે; કારણ કે આપણે આગળ જોયું તેમ ધંધાના સંયુકત સંવ્યવહારમાં શરીરનું જોર નહીં પણ મગજનું જોર સત્તા ભોગવે છે. તત્વજ્ઞાનીની શોધોમાં, કારીગરની મહેનતમાં, અથવા ખાણ ખોદનાર બેલદારની વધારે સખત મજુરીમાં મગજ હુકમ કરે છે, અને રસ્તો બતાવે છે. શરીરના બીજા અવયવો મગજનો હુકમ માને છે. સ્નાયુઓ મગજનો હુકમ માને છે અને મગજના નોકરનું કામ કરે છે; માટે કેળવણી આપવાની ખરી વસ્તુ મગજ છે; માણસનું મગજ એજ ખરૂં જોતાં માણસ છે; માટે જો તેને સુધારી વધારે મજબૂત, ઉમદા અને મોટું કરો તો માણસ જાતે પણ સુધરે છે. માણસના મગજની શક્તિમાં વધારો થાય નહીં તો તેની બીજી શક્તિમાં પણ કંઇ

વાસ્તવિક વધારો થાય નહીં. મગજ સુધારવાનો રસ્તો **વિચાર** કરવાનો છે. અને તે જમીન ખેડનાર ખેડુત કે આકાશ જોનાર ખગોળવેત્તા બન્નેથી થઇ શકે એવો છે. વિચાર કરવો, એ માણુસને જન્મથી મળેલા હક પૈકીનું છે વિચાર કરતાં કાયદો કે સામાનો જોરજુલમ આપણુને અટકાવ કરી શકતો નથી; તથી જોકે કુદરત કે વખાર શિવાય માણુસના હાથમાં બીજું પુસ્તક ન આવે અથવા અનુભવ વગર અવલોકન શિવાય બીજા શિક્ષક તેને ન મળે તોપણુ તેની કેળવણી દરરોજ વધતી જાય. "જાદુગર નહીં પણુ યંત્રશાસ્ત્રમાં પ્રવીણુ માણુસ જીંદગીમાં ફતેહ મેળવે છે." એમ કહ્યું છે તે કેવું વાસ્તવિક છે!

ફતેહ મેળવવાને બુદ્ધિ કેટલી જરૂરની છે, એ વાત **સીન્સીનાટીના** જુવાન વેપારીઓને મરહુમ ન્યાયાધીશ **જેમ્સ હૅાલે** ઠીક સમજાવ્યું હતું. જો કે તેનું કહેવું માત્ર વેપારીવર્ગના સંબંધમાં હતું તોપણ બીજા ધંધાઓને પણ તે સહેલાઇથી લાગુ પાડી શકાય એવું છે. તેણે કહ્યું હતું કે "વેપારીએ પોતાનું મગજ કેળવવું જોઇએ અને સત્તા મેળવવાના એક અંગ તરીકે જ્ઞાન મેળવવું જોઇએ. વેપારીને દેશ દેશની નિકાશ અને કળાકૌશલ્ય સાથે સંબંધ છે, અને દુનિયાનાં બધાં બજારોના ભાવતાલ જાણવાને પત્રવ્યવહાર ચલાવવો પડે છે, તેથી દુનિયાની ભૂગોળ તેણે જાણવી જોઇએ; અને દરેક દેશની પેદાશ, રીતભાત, વેપાર સંબંધી રિવાજ, દ્રવ્યસાધન અને કર નાખવાની રીતની માહિતગારી મેળવવી જોઇએ, જે ચીજેનો તે વેપાર કરતો હોય તે ચીજેનો ઇતિહાસ અને બનાવટ તેણે સંપૂર્ણરીતે જાણવાં જોઇએ, અને તે ચીજ શી રીતે બનેછે, તે બનાવતાં શો ખર્ચ થાય છે, અને એ શિવાય બીજી લાગતીવળગતી—દરેક બાબત

તેણે જાણવી જોઇએ. જે જે દેશો સાથે તેનો વેપાર ચાલતો હોય તે તે દેશોમાં કેવું કેવું નાણું ચાલે છે, તોલ શા પ્રમાણે થાય છે, ત્યાંનાં અને પોતાના દેશનાં નાણાં વચ્ચે વટાવ કેટલો પડે છે, વેપાર સંબંધી ત્યાંના કાયદા કેવા છે, એ વગેરે બાબતો પણ તેણે જાણવી જોઇએ. ઉપર મેં જે વાત જણાવી એટલી તો દરેક વેપારીએ નફો મળે એવી રીતે વેપાર કરી જાણવાને અને વેપારી તરીકેની પોતાની આબરૂ જાળવવાને અવશ્ય જાણવાની જરૂર છે; પણ બુદ્ધિવાળા વેપારીએ તો આથી પણ વધારે જ્ઞાન મેળવવાની ઉમેદ રાખવી જોઇએ. સંસારવ્યવહારમાં વેપારીની પદવી એવી છે કે પોતાના સૌથી વધારે સુશિક્ષિત જાત ભાઇઓની સરખાવટમાં તેણે રહેવું જોઇએ. આપણા દેશમાં વેપારીવર્ગ સૌથી વધારે પૈસાદાર છે. સંસારવ્યવહારમાં સૌથી મોઠા મોટા અધિકારી અને મોટા મોટા વિદ્વાનો અને સુધરેલા લોકોની સાથે તેઓ સમાગમમાં આવે છે. વેપારીને જેમાંથી બાતલ કરેલો હોય એવો કોઇ સરકારી હોદ્દો નથી, અથવા વ્યવહારમાં કો જગા નથી. એથી ઉલટું તેના પૈસાને લીધે અને દેશાદેશ સાથેના તેના વહિવટને લીધે વેપારી મોખરાનો માણસ ગણાય છે, અને ધર્માદા કામકાજો, પુસ્તકશાળાઓ, અને એવાં બીજાં જાહેર કામોમાં વેપારી અગ્રેસર અને મુખ્ય ભાગ લેવાને લાયક ગણાય છે. ઉપયોગી થવાને આ પ્રમાણે વેપારીને બહોળી જગા હોવાથી તેણે પોતાના ધંધાનું મહત્વ અને તેની અગત્ય હમેશ પોતાના લક્ષમાં રાખવાં જોઇએ, અને પોતાનું મન અને નીતિ કેળવવાને ખૂબ મહેનત કરી પોતાની જુદી જુદી ફરજો અદા કરવાને લાયક થવું જોઇએ."

ફતેહના જુદા જુદા દરજ્જા હોય છે. ફતેહની નિસરણીને સૌથી

ટોચનું પગથિયું હોય છે અને તેની નીચેનું પગથિયું પણ હોય છે. જે સૌથી ઊંચે પગથિયે ચઢી ન શકે તે તેની નીચેને પગથિયે તો ચઢી શકે. વિલિયમ આર્થર કહે છે કે "જો કે દરેક માણસને મોટાઇ મળી શકે નહીં તોપણ દરેક પ્રમાણિક કરકસરીઓ અને મહેનતુ માણસ ફતેહમંદ થઇ શકે ખરો." એક જુવાન માણસ જો કે લૉરેન્સ અથવા પીબોડી જેવો લક્ષાધિપતિ થઇ ન શકે તો-પણ ફતેહમંદ વેપારી થઇ શકે. જો કે તે વેબ્સ્ટર જેવો નામાંકિત ન નિકળે તોપણ વકીલના ધંધામાં તે આબરૂ મેળવી શકે. જો કે તે ફ્રાંકિલન જેવો થઇ ન શકે તોપણ તત્વજ્ઞાની તરીકે જાણીતો થાય. જોકે તેને પીયાનો નામનું વાજું બનાવતાં ન આવડે તોપણ તે ઉંચા દરજ્જાનો કારીગર છે એમ તે બતાવી શકે. આર્કરાઇટે કાંતવાનો સાંચો બનાવ્યો પણ તે ઘડિયાળ બનાવી શકયો નહોતો. એજ પ્રમાણે કોઇ માણસ એક કામમાં નિષ્ફળ નિવડે, તોપણ બીજા કામમાં ફતેહમંદ નિવડી શકે. બીજા કોઇ ધંધા કરતાં એકાદ ધંધામાં, માણસ કળવિકળથી વધારે ફતેહમંદ નિવડી શકે. ઉચ્ચપદ મેળવવાની વખાણવા યોગ્ય આકાંક્ષા રાખનાર દરેક જુવાને આ વાતનો વિચાર કરવો જોઇએ, અને પેલી ફ્રેચ ભાષાની કહેવત યાદ રાખવી જોઇએ કે જે પહેલા દરજ્જામાં ઝાંખો પડતો હોય તે બીજા દરજ્જામાં ઝળકી શકે.

ઉપરના એકંદર વિવેચનનો સાર એ છે કે દરેક ઉપયોગી ધંધામાં ફતેહની યોગ્ય કિમ્મત આપનારને ફતેહ મળે છે. આ અગત્યની બાબતમાં પરમેશ્વર ભાવ ઠરાવવાની ભાંજગડ કરતો નથી. નેક નામ મેળવવા ઇચ્છા રાખનાર પાસે તે એકજ કિમ્મત લે છે. આ-પણી મરજીમાં આવે તો તે લઇએ અગર ચાલ્યા જઇએ. જેમ વેપારી

પોતાના માલનો ભાવ ઓછો વધતો કરે છે તેમ ફતેહના સંબંધમાં થશે એવી આશા રાખીને જે અદઢ અને પોચો જુવાનિયો બેસી રહે છે તે આખરે તદન નિરાશ થાય છે. ફતેહને માટે ઇશ્વરે ઠરાવેલી કિમ્મત વાજબી છે. અને જે ઓછી કિમ્મતે તે મેળવવાને ઇચ્છે છે તેનામાં મરદાઇના અડધા પણ ગુણ નથી. કારલાઇલે કહ્યું છે કે "ઘેર બેસી રહી ભરી કોઠીએ ખાનાર અને તમાસો જોનાર કરતાં જેણે ગરીબાઇ અને મહેનતથી લઢાઇમાં ભાગ લીધો છે તે વધારે મજબુત અને હોંશિયાર માલમ પડે છે. અડચણો અને વિઘ્ન આવી પડશે એમ જાણ્યા છતાં પણ કામ કરવું એ ખરી મરદાઇનું લક્ષણ છે. થોડી પણ ખુશીથી શરૂઆત કરવી, ધીમે ધીમે આગળ વધવું અને જીંદગીની મુખ્ય ધારણા તરફ પોતાનું બધું કૌવત કામે લગાડવું, ગુણ પણ દુનિયામાં ફતેહ મેળવનારનામાં જણાય છે. જેટલાથી પોતાનો પૈસાદાર બાપ અટકયો હોય તેટલાથી જે જુવાનિયો શરૂઆત કરે છે તે ઘણું કરીને જયાં તેના બાપે શરૂઆત કરી હોય ત્યાં આવી અટકે છે.

નીચેના વાકયમાં સેમ્યુઅલ બજેટે વિષયનો સાર સંક્ષિપ્તમાં જણાવ્યો છે; કળવિકળ, ધસતું અને ધોરણ એ ત્રણ ફતેહ મેળવવાની શરતો છે.

એ વાતની આપણાથી ના પાડી શકાશે નહીં કે કેટલાક માણસો જન્મથી કારીગર, વેપારી, તત્વજ્ઞાની, શોધ કરનાર, અને વિદ્વાન હોય છે અને ફતેહ મેળવવી એ તેમને જન્મથી મળેલો હક હોય છે; પણ આવા પુરૂષોની સંખ્યા ઘણા જણ ધારે છે તેનાથી અડધી પણ હોતી નથી. આ પુસ્તકમાં ફતેહ મેળવવાનાં જે સાધનોનું વર્ણન કરવામાં આવશે, તે સાધનો કેટલાક જણને પોતાના

જન્મથી મળેલાં હોય છે, એ વાત ખરી છે, પણ આવા માણસો એટલા થોડા હોય છે કે તે કેળવણીથી પ્રાપ્ત થઇ શકે છે એ સામાન્ય નિયમને મહત્વનો બાધ લાગતો નથી. આપણે ખુશીથી કબુલ કરીશું કે એસ્ટર વેપારી જન્મ્યો હતો. એ તો દેખીતું છે કે બરીટ જન્મ્યો ત્યારથી જ્ઞાન મેળવવાની અને વિશેષે કરીને ભાષાઓનું જ્ઞાન મેળવવાની તેનામાં અસાધારણ લાયકી હતી. સૌ કોઇ કબુલ કરશે કે શેકસપીયર, બર્ન્સ, મિલ્ટન અને બીજાઓ કવિ જન્મેલા હતા. એ વાતનો કોઇ વાંધો કાઢશે નહીં કે અલેકઝાન્ડર, નેપોલિયન અને વૉશિંગ્ટન જન્મથી સેનાપતિ હતા. કારનોના સંબંધમાં આ વાત એથી પણ વધારે ખરી છે. તેના બચપણમાં એક નાટક જોવાને તેને લઇ જવામાં આવ્યો હતો. એ નાટકમાં કોઈ શહેરને ઘેરો ઘાલવાનો દેખાવ આવતો હતો, તે બરાબર રીતે ગોઠવેલો નહોતો. એ નાના બાળકને માલમ પડ્યું કે હુમલો કરનાર ટુકડી એવી રીતે ઊભી રાખવામાં આવી છે કે તેની પર તોપોનો બધો માર પડે; તેથી સેનાપતિના નામની બુમ પાડીને તે બોલી ઉઠ્યો કે "તમારી જગા બદલો, નહીં તો તમારાં માણસ માર્યા જશે." આ સાંભળી બધી મંડળીને અચંબો લાગ્યો. ફ્રાન્સમાં રાજકીય ઉથલપાથલની વખતે તેની ભરજુવાનીમાં તે કમિટી ઑફ પબ્લિક સેફ્ટીનો પ્રમુખ થયો હતો, ચૌદ લશ્કરપર હકુમત ચલાવતો હતો, અને આલપ્સ અને પિરીનીઝ તરફથી ધસી આવી હુમલો કરનારને તેણે ફતેહમંદીથી પાછા હઠાવ્યા હતા. નેલ્સન જન્મ્યો ત્યારથી બીજા છોકરાઓના કરતાં તેનામાં વધારે હિમ્મત હતી, એ વાત તેના બચપણ અને ઘડપણની વાતોથી સાબિત થઈ છે. જ્યારે તે નાનો હતો ત્યારે એક દિવસ પોતાનો રસ્તો ચૂકવાથી તે ભૂલો

પડચો હતો. તેને માટે ઘણી શોધ કરવામાં આવી ત્યારે પાણીનો એક ઝરો કે જે તેનાથી ઓળંગી શકાયો નહોતો તેના કિનારાપર બેઠેલો તે માલમ પડચો હતો. તેની દાદીએ કહ્યું "દીકરા મને અચંબો લાગે છે કે ભૂખ અને થાકથી પણ તને ઘેર આવવા મન થયું નહીં!" તે હિમ્મતવાન છોકરો બોલી ઉઠચો "બીક. મે બીક કદી જોઈ નથી. બીક શું ચીજ છે?" નાઇલ અને ટ્રાફલગરની લઢાઇઓમાં આ બહાદુર છોકરો વીર પુરૂષ નિકળ્યો એમાં કંઇ નવાઇ જેવું નથી. વૉલ્ટર સ્કૉટ જન્મ્યો ત્યારથી તેનામાં ખરી કવિત્વશક્તિ અને અદ્ભુત કલ્પનાશક્તિ હતી, એમ તેની આખી જીંદગી પરથી માલમ પડે છે. અઢાર માસની ઉમ્મરે એન્ડીનોલમાં સુંદર, ઉંચી, ખરબચડી ભેખડ પાસે તેના દાદા રહેતા હતા ત્યાં રહેવાને તેને મોકલવામાં આવ્યો. આ ભેખડપર ગોવાળની સાથે કોઇ કોઇ દહાડો તેને મોકલવામાં આવતો. ગોવાળ ઘેટાંની પાસે તેને સુવાડતો. એક દિવસ તેને નોલ્સ પર મૂકી તે ભૂલમાં જતો રહ્યો, એવામાં કાટકા અને ગાજવીજ થવા લાગ્યાં. તેની કાકી તેને લઇ આવવાને દોડી, અને જ્યાં તેને મૂકયો હતો ત્યાં જઇને જોયું તો તેને છતો સુતેલો અને કાટકા તથા વીજળીના ઝબકારા જોઇને "કેવું સુંદર! કેવું સુંદર!!" એમ મોટે અવાજે બોલતો અને હસતો જોયો. મોટપણે લખેલાં તેનાં લખાણોમાં આવીજ તરેહની કલ્પના જોવામાં આવે છે. શીલરને પણ એજ પ્રમાણે થયું હતું. જ્યારે તે નાનો હતો ત્યારે એક દહાડો સખત તોફાનને વખતે તેના બાપે તેને ઝાડની ટોચપર બેઠેલો અને ઘણા આનંદથી "આકાશની તોપો"નું અવલોકન કરતો જોયો હતો. ત્યાં કેમ બેઠો હતો એ બાબત તેને પૂછવામાં આવ્યું, ત્યારે તેણે જવાબ દીધો કે "ગાજવીજ

ક્યાંથી આવે છે તે જોવાને હું બેઠો છું" ઉપર જે દૃષ્ટાંતો આપ્યાં છે તે કરતાં વધારે આપવાની જરૂર જણાતી નથી. કોઇ કોઇવાર ફતેહમંદ માણસોમાં સ્વાભાવિક બક્ષિસથી ફતેહ મેળવવાના ગુણ હોય છે, એ વાત કબુલ કરવાને એટલાં દૃષ્ટાંતો બસ છે; પણ આવા પુરૂષો ઘણા થોડા જ હોય છે અને કેળવણીની અસરથી માણસનું રૂપાંતરજ થઇ જાય છે, એ વિષે વધારે વિવેચન હવે પછીનાં પ્રકરણોમાં કરીશું.

## પ્રકરણ ૨ જું.

### કળવિકળ.

કળવિકળ એટલે સ્વાભાવિક શક્તિ, મેળવેલી શક્તિ, અને તક એ બધાનો સૌથી સરસ ઉપયોગ કરવાની આવડ. થોડી બુદ્ધિવાળો પણ કળવિકળવાળો માણસ, જેટલું કરી શકે તેટલું તેનાથી દસ ઘણી બુદ્ધિવાળો પણ કળવિકળ વગરનો માણસ કરી શકે નહીં. કળવિકળ સાધારણ બુદ્ધિપર એવી હાથચાલાકી કરે છે કે તે ખરી માનસિક મોટાઇને હડાવી પાડે છે, અને એ વાત સાબિત કરી આપે છે કે "ઝડપવાળો માણસ સરત જીતતો નથી, અને મજબુત માણસ લઢાઇ જીતતો નથી." ઇમિરસને કહ્યું છે કે "કળવિકળ સારું ઠોકી બેસાડે છે અને ભયમાંથી નિકળી જાય છે." કળવિકળવાળાની સામે વેબ્સ્ટર અથવા કલે જેવા હોય તોપણ તેને મત મળે છે.

પચાસ વર્ષની ઉમ્મરનો માણસ પોતાની જુવાનીના સોબતીઓને યાદ કરે અને આજ તેમાંનો દરેક કઇ સ્થિતિમાં છે તેની

તપાસ કરે તો ઉપરની વાતનો ખાત્રી લાયક પુરાવો તેને મળી આ-વશે. જુવાનીમાં જે હોંશિયાર અને નામ કાઢે એવો બિલકુલ નહીં જણાયો હોય તે સર્વ કરતાં વધારે ફતેહમંદ નિવડેલો જણાશે અને જે ઘણો બુદ્ધિવાળો જણાયો હશે તે જીંદગીમાં નિષ્ફળ નિવડેલો માલમ પડશે; જુવાનીમાં જે આળસુ જણાયો હશે તે હવે ઘણું કામ કરનાર, પૈસાદાર શહેરી બન્યો હશે; બચપણમાં જે ઘણો તેજી અને ચાલાક જણાયો હશે તે પુખ્ત ઉમ્મરે થોડી બુદ્ધિવાળો અને કંગાલ બની ગયો હશે. સાધારણ બુદ્ધિવાળા જુવાનો બહુ બુદ્ધિવાળા જવાનો કરતાં હાલ ઉંચી પદવી ભોગવના માલમ પડે છે. ધીમેથી ચાલનાર કાચબો સરત જીત્યો છે અને ઝડપથી દોડનાર સસલું પા છળ પડી ગયું છે, એમ ઘણી વખત માલમ પડે છે. આવા દાખલા દરેક જમાનાના ઇતિહાસમાંથી પુષ્કળ મળી આવે છે. ઑસ્ટ્રેલીઆ-માં ઘેટાં ચારવાની નોકરીપર રહેલા ત્રણ ગ્રેજ્યુએટની વાતને મળતી વાતો દરેક દેશમાંથી મળી આવે છે. એક ગ્રેજ્યુએટ ઑક્સફર્ડનો હતો, બીજો કેમ્બ્રિજનો હતો અને ત્રીજો જર્મનીની સર્વવિદ્યોત્તેજ-કાલયનો હતો. એ ત્રણે જણ એક અભણ, અજ્ઞાન, પણ આબાદ ઘેટાં ઉછેરનારને ત્યાં નોકર રહ્યા હતા. જો કે બચપણમાં તે માણસ ઘણો ગરીબ અને રઝળતી હાલતમાં હતો તોપણ તેની અદ્ભુત કળ-વિકળને લીધે તે ભારે દોલત કમાયો હતો.

જુદા જુદા ધંધાઓમાંથી કળવિકળનાં દૃષ્ટાંતો આપવાથી આ વિષય વધારે સ્પષ્ટ થશે. જેમ્સ ફરગ્યુશન ઇંગ્લાંડના બેન્ફશાયર પ્રગણાના એક ગરીબ ખેડુતનો છોકરો હતો. તેનો બાપ પ્રમાણિક અને મહેનતુ હતો પણ એટલો ગરીબ હતો કે પોતાનાં છોકરાંને નિશાળે ભણવા તે મૂકી શકયો નહોતો. છોકરાંને તે જાતે ઘેર

શીખવતો. જેમ્સ ચંચળ હતો, ભણવા તરફ તેનું લક્ષ હતું અને જમીન ખેડવામાં, ઢોર ચારવામાં અથવા બીજા કોઇ કામમાં પોતાના બાપને મદદ કરવાને હમેશ તત્પર જણાતો. જ્યારે તે સાત વર્ષનો હતો ત્યારે એક દિવસ તેમની ઝુંપડીના છાપરાનો કેટલોક ભાગ પડી ગયો. છાપરૂં ઉંચું કરવાને તેના બાપે એક સીધા સોટા પર ટેકો મૂકી ઉચ્ચાલનથી તે સહેલાઇથી ઊંચું કરી ઠેકાણે મૂકી દીધું. પોતાનો બાપ એકલે હાથે આવડું ભારે છાપરૂં ઉંચકી શકયો એ જોઇને જેમ્સને ઘણી તાજુબી લાગી. તે કંઇ બોલ્યો નહીં પણ અખતરા કરી જોવા લાગ્યો. તેણે ઘણાં ઉચ્ચાલન બનાવ્યાં અને ભારે વજનની ચીજો ઊંચી કરી અને આખરે પોતાની એવી ખાત્રી કરી કે ઉચ્ચાલન, ટેકાથી જેમ બને તેમ વધારે દૂર મૂકવું જોઇએ. તેણે વળી શોધી કાઢયું કે ટેકાથી જેટલે છેટે ભાર હોય તે છેવટના પ્રમાણમાં ઉચ્ચાલનપર વજન લાગે છે. આ પ્રમાણે તે અખતરા કરતો, અને આખરે જેને વિષે પહેલાં કદી સાંભળ્યું નહોતું એવો રેંટ અને ધરીની શકિતનો નિયમ પણ તેણે સાબિત કર્યો. આ બધું કરવાને તેની પાસે ગજવામાં રાખવાનું એક નાનું ચપ્પું અને એક નાના ફરતા ચરખા વગર બીજાં કંઇ હથિયાર નહોતું; ત્યાર બાદ એક મુસાફરનું ઘડિયાળ તેના જોવામાં આવ્યું તેથી તેની બનાવટ અને ગતિ સંબંધી તે તપાસ કરવા લાગ્યો અને આખરે તેનું સાંચા કામ એટલું સમજી ગયો કે ચ્હાના પ્યાલામાં રહી શકે એવું લાકડાનું ઘડિયાળ તેણે બનાવ્યું. આ વખતે લગભગ તે દરેક ચીજ બનાવી શકતો. રેંટીયા, ગાડાં, ઘર, ઘંટી, અને બીજી હરકોઇ ચીજ તેના જોવામાં આવતી તેનો નમુનો તે બનાવતો. પાસેના ગામમાં એક ખેડુતને ત્યાં તે રહેવા ગયો હતો, ત્યારે આકાશ તરફ

તેનું લક્ષ ખેંચાયું હતું. તેના શેઠે એક દિવસ મોડી રાતે ધાબળો ઓઢીને તેને છતો સુતેલો અને મણકા પરોવેલી એક દોરી વડે તારાઓના એક બીજા વચ્ચેના અંતરનો અભ્યાસ કરતો જોયો હતો. તારા અને પોતાની આંખની વચ્ચે એક હાથ છેટે મણકાની માળા તે રાખતો અને અમુક તારા દેખાતા બંધ થાય ત્યાં સુધી મણકા ખસેડતો અને પછી દોરી કાગળ પર મૂકી તેનું માપ લેતો. એક શિક્ષકે તેને ગાર્ડનકૃત જ્યોગ્રાફીકલ ગ્રામર આપ્યું. તેનો થોડો વખત અભ્યાસ કર્યા પછી પહેલાં કદી જોએલો નહીં એવો પૃથ્વી-નો ગોળો તેણે બનાવ્યો. એ ગોળો સાફસુફ કરી તેનીપર તેણે કાગળ ચોટાડયો, અને તે કાગળપર પોતાને હાથે દુનિયાનો નકશો ચિતર્યો. તેણે વળી એક એવું ઘડિયાળ બનાવ્યું કે જે ખરો વખત બતાવતું. તે એક સરખી રીતે ખેતી કરતો, ઢોર ચારતો, ઘંટી ચ-લાવતો, ઘડિયાળ સુધારતો, સ્ત્રીઓના પોશાકના નમુના ચિતરતો અને શાસ્ત્ર તથા કળાનો અભ્યાસ કરતો.

મચાસુસેટ્સમાં આવેલા બોસ્ટન શહેરનો બેન્જામિન ફ્રાન્ક-લીન મિણબત્તિ બનાવનારનો છોકરો હતો. દસ વર્ષની ઉમ્મરે તેના બાપના ધંધામાં તેને દાખલ કરવામાં આવ્યો હતો. તે ઝડપ અને ચાલાકીથી દિવેટો કાપતો અને બીબાંમાં ભરતો; ત્યારબાદ તેનો ભાઇ છાપવાનો ધંધો કરતો હતો તેને ત્યાં તેને શાગીર્દ તરીકે મૂકવામાં આવ્યો. બીબાં ગોઠવવામાં પણ તેણે પહેલાંના સરખી હોંશિયારી બતાવી. નાની વયમાં ગદ્ય અને પદ્ય લખવામાં તેણે પોતાનો હાથ અજમાવ્યો, અને તેમાં પણ ફતેહ પામ્યો. તેની ઉમ્મર ૨૦ વર્ષની થઇ નહોતી તે પહેલાં ન્યુઇંગ્લંડ કુરન્ટ નામનું અમેરિકામાં પ્રસિદ્ધ થયેલાં વર્તમાનપત્રોમાં બીજા નંબરનું વર્તમાનપત્ર તે ચલાવવા

લાગ્યો. ફિલાડેલ્ફિયામાં તેણે છાપખાનું ઉઘાડયું અને તે ફતેહમંદીથી ચલાવ્યું. જુવાન ઉમ્મરે તે જાહેર કામકાજમાં ભાગ લેવા લાગ્યો અને દરેક કામમાં તેની બુદ્ધિ અને નિપૂણતા એવી હતી કે બધા તેને માન આપવા લાગ્યા, અને તેની પર ભરોંસો કરવા લાગ્યા. પોતાના દેશના પ્રતિનિધિ તરીકે ઇગ્લાંડમાં અને યૂરોપના બીજા દેશોમાં ઘણા માનની અને વિશ્વાસની જગાઓ તેણે ભોગવી હતી. એજ વખતે શાસ્ત્રીય બાબતોમાં તેણે કરેલા અભ્યાસ અને શોધથી તે વખતના સઉથી વિદ્વાન માણુસોની બરોબરીમાં તે ગણાતો હતો.

આગ લાગવાની ધાસ્તી વગર ખાણુમાં લઇ જઇ શકાય એવો દીવો બનાવનાર **સર હમ્ફ્રી ડેવી** એક બીજા ધંધામાં આવાજ ગુણોનો દાખલો છે. સોળ વર્ષની ઉમ્મરે તે એક ગાંધીની દુકાને દાખલ થયો હતો; ત્યાં રસાયનપ્રયોગશાળાએ તેનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. પરિણામ એ થયું કે તેના શેઠના ઘરના કાતરીઆમાં તેણે પોનાને માટે એક રસાયનપ્રયોગશાળા શરૂ કરી. દિવસનું પોતાનું કામ કરી રહ્યા પછી રાતે ત્યાં તેનાથી મોટી ઉમ્મરના માણુસને પણ છાજે એવા પ્રયોગ તે કરતો. તે પોતાનાં હથિયાર જાતે બનાવતો અને શાસ્ત્રીય બાબતો પોતાની નવલ રીતે સાબિત કરતો. તેના શેઠની વસાણાં મૂકવાની માટલીઓ, શીશીઓ અને બીજો ભાગેલો તૂટેલો સામાન જે દુકાન આગળ મળી આવતો તે તેને ઘણો ઉપયોગી થઇ પડતો. પોતે કરવા ધારેલા અખતરા કરવાસારૂ તેના રસાયનિક પ્રયોગ કરવાને લાયકનાં વાસણ તેમાંથી તે અજબ જેવી ચતુરાઇથી બનાવતો. ખડક આગળ અથડાઇને ભાગી ગયેલા ફ્રાન્સના એક વહાણના દાક્તરે કંઇ મહેરબાનીના બદલામાં દાક્તરી હથિયારનો એક પેટી તેને બક્ષિસ આપી હતી. તે હથિયારો તત્વ-

જ્ઞાનને લગતા અખતરાઓ કરવામાં તેણે કામે લગાડયાં. એકમાંથી તો તેણે એક સાધારણ વાતશોધક યંત્ર બનાવ્યું, અને બીજાં પણ એવી રીતે વાપરવા માંડયાં કે તેથી તેને ઘણી મદદ મળતી ગઇ. તેનું ચરિત્ર લખનાર કહે છે કે જે સાધનો મોટી ઉમ્મરે તેણે મેળવ્યાં તે સાધનો જીંદગીની શરૂઆતમાં તેને મળ્યાં હોત તો એ વાત ઘણી સંભવિત છે કે શાસ્ત્રની ગુપ્ત અને અજાણી વાતો શોધી કાઢવામાં તત્વજ્ઞાનીને જે અડચણો નડે છે તે દૂર કરવાને યોગ્ય હથિયારો બનાવવાની અને વાપરવાની અજબ જેવી હાથ ચાલાકી તે મેળવી શકયો હોત.

અબ્રાહમ લિંકન લાકડાના નાના નાના કકડાથી બનાવેલા ઘરમાં અમેરિકામાં પશ્ચિમ તરફના જંગલમાં જન્મ્યો હતો અને વૉશિંગટનના સરકારી મહેલમાં મરણ પામ્યો હતો. આત્માની ઉન્નતિ કરે એવી જે શક્તિનું અમે વિવેચન કરીએ છીએ તે શક્તિથી તે સુખ વગરની ઝુંપડીમાંથી વાઇટહાઉસના મહેલમાં જઈ રહેવા શક્તિમાન થયો હતો. શાળા શિક્ષક, ચોપડી કે લાગવગની મદદ વગર પોતાની જાત મહેનતથી તે ચઢયો હતો, અને પોતાનું નામ કીર્તિની ઉંચામાં ઉચી તખ્તિપર કોતરી શકયો હતો. આનું કારણ એ હતું કે પોતાની બુદ્ધિ, પોતે મેળવેલું જ્ઞાન, અને પોતાની તક સૌથી ઘણો ફાયદો કરી શકે એવા રીતે વાપરવાની તેનામાં અજબ જેવી શક્તિ હતી. દરેક ચીજનો તે સૌથી સરસ ઉપયોગ કરતો. પોતાની જાતને અને આસપાસની વસ્તુઓને તે સૌથી સારે કામે લગાડતો. નાનપણમાં જંગલમાં તે ઝાડ કાપતો, જમીન સાફ કરતો, વાવતો, ગાડાં બનાવતો, ઓજાર બનાવતો, ગાડી હાંકતો, અને ખેડુતની જીંદગીને લગતાં એવાં બીજાં ઘણાં કામ સંપૂર્ણ ચાલાકી-

થી કરતો થોડાં વર્ષ પછી એક વેપારીની હોડીમાં વેપારાર્થે તે ન્યુઓરલિયન્સ ગયો. ત્યાર બાદ એક બીજા સંસ્થાનમાં પોતાને રહેવાનું નવું ઝુંપડું તેણે બાંધ્યું, જમીનને વાડ કરી, અને જોઇતો સરસામાન રાખ્યો. ત્યાં વળી તે વેપારના કામકાજમાં પડયો; પોતાની ફુરસદનો સારો ઉપયોગ કરીને તે ગણિત, વ્યાકરણ અને બીજા વિષયો શીખી ગયો; જમીન માપવાનું કામ તે શીખ્યો અને કરવા લાગ્યો; તેણે નિશાળ ભણાવી, કાયદાનો અભ્યાસ કર્યો અને કાયદા કરનાર સભામાં એક માનવંતી જગાએથી પ્રતિનિધિ નિમાયો. બ્લેકહોકવોરમાં લશ્કરની એક કંપની તેણે ઉભી કરી અને તેની પર ઉપરીપણું ભોગવ્યું; તે વકીલના ધંધામાં તેમજ રાજકીય બાબતમાં ઘણો પ્રખ્યાત થયો; તે કૉંગ્રેસમાં દાખલ થયો, ડગલાસના વિરૂદ્ધ સ્વતંત્રતાની લડાઇ લડવા લાગ્યો, અને તેના નાનપણનું જંગલનું કામ છોડયાને ત્રીસ વર્ષ થયાં એટલામાં તે યુનૈટેડ સ્ટેટસનો પ્રેસિડન્ટ થયો. યુક્તિઓ શોધી કાઢવામાં અને હાથ ચાલાકીથી આસપાસની બાબતો પોતાને ઉપયોગી કરવામાં તે ડેવીડનો બરોબરીઓ હતો.

કળવિકળ એ શું છે, એ શબ્દો કરતાં માણસના જુદા જુદા ધંધાઓમાંથી લીધેલાં ઉપરનાં ઉદાહરણો સારી રીતે બતાવી આપે છે. તેની આજ્ઞા પ્રમાણે ચાલવાથી ખેતર, દુકાન, કારખાનું, વખાર, ફુરસદના કલાક, પંડિતોને મળવાની જગ્યા, કાયદા કરનાર સભા વગેરે, શાળા કે પાઠશાળાની પેઠે ખરેખર કેળવણી આપનાર થાય છે, અને દુનિયામાં વ્યવહારોપયોગી કામ કરવાને માણસને લાયક કરવાને શાળા કે પાઠશાળાના કરતાં વધારે ઉપયોગી થાય છે. કળવિકળવાળો જુવાનિયો પોતાની જીંદગી ખેતરમાં કે કારખાનામાં,

ગામડામાં કે જંગલમાં શરૂ કરે તોપણ ઉંચી ધારણાની સાથે કળવિકળ તેનામાં હોવાથી તે ફતેહમંદ થાય છે. જે મહાન્ પુરૂષોનાં ચરિત્રો ઉપર જણાવેલાં છે તેમાંથી અને તેના જેવાં બીજાં સેંકડો બોધક ચરિત્રોમાંથી શીખવાની વાત એજ છે. પ્રખ્યાત ઇજનેર જ્યૉર્જ સ્ટીવન્સનનું જન્મ ચરિત્ર લખનાર કહે છે કે "તેના વખતમાં બીજા ઘણા ઉંચી કેળવણી પામેલા ઇજનેરો હતા; તેઓ શાળાઓમાં સારી પેઠે શીખેલા હોવાથી તેના કરતાં વધારે જ્ઞાન ધરાવતા, **પણ જે તેઓ જાણતા તેનો ઉપયોગ કરવામાં તેના જેટલી કળવિકળવાળો કોઈ નહોતો**" ઉપર જે દૃષ્ટાંતો જણાવ્યાં છે તેમની પેઠે **સ્ટીવન્સન** ફતેહ મેળવી શક્યો, તેની કુંચી પણ આ હતી, શું કરવું એ બુદ્ધિ જાણે છે; તે કેમ કરવું એ કળવિકળ બતાવે છે. વરાળથી ચાલતું વહાણ શોધી કાઢવાનો વિચાર **ફુલ્ટન** પહેલાં ઘણા જણને સુઝ્યો હતો; પણ તે વિચારને અનુભવમાં મુકવાની કળવિકળ **ફુલ્ટન** એકલો બતાવી શક્યો હતો. આ કળવિકળ ન હોત તો વહાણ ચલાવવાનો વિચાર અદ્યાપિ સુધી કોઈ ઊંડા વિચાર કરનારના માત્ર મગજમાં રહ્યો હોત.

ઉપર આપેલાં દ્રષ્ટાંતોપરથી વાંચનારને માલમ પડ્યું હશે કે એકજ ધારણામાં મદદ કરે એવી કળવિકળ પણ કોઇ માણસમાં હોઇ શકે. જ્ઞાનનો શોખ, પદવી મેળવવાની ઇચ્છા, શ્રેષ્ઠ ગુણ મેળવવાનો શોખ, પરોપકારનાં કામ કરવાનું મન, પૈસો, માન અથવા સત્તા મેળવવાનો લોભ અથવા બીજી કોઇ એકજ બાબતના વિચારમાં મગજ ગરક થઇ જાય અને તેના કરતાં બીજી બધી બાબતો તેની કળવિકળ ઉતરતી ગણે. આ પ્રમાણે **ફરગ્યુસન** અને **ડેવીમાં** યાંત્રિક અને શાસ્ત્રીય શોધ કરવાનો ખાસ શોખ હતો અને તેમની

દરેક તક અને પ્રયત્ન એ શોખ પૂરો પાડવામાં વાપરતો. એસ્ટર વેપારી જન્મ્યો હતો અને જીંદગીમાં તેની મુખ્ય ધારણા ધન કમાવાની હતી. તે એવી ચાલાકીથી પોતાનું કામ કરતો કે " તે પથરો ઉંચો કરતો તો તેની તળેથી પણ તેને રૂપિયો જડતો." અબ્રાહમ-લિંકનને જ્ઞાન મેળવવાનો શોખ હતો અને તેથી પોતાની ઝુંપડીમાં અને ખેતરમાં પણ તેને જ્ઞાન મળી શકતું. જેમ એસ્ટર પોતાની કળવિકળથી દરેક વસ્તુમાંથી પૈસો મેળવતો તેમ લિંકન પોતાની કળવિકળથી દરેક વસ્તુમાંથી જ્ઞાન મેળવતો.

કળવિકળવાળા માણસને વિલક્ષણ બુદ્ધિવાળો માણસ ગણવાની ઘણા ભૂલ કરે છે. એમાં કાંઇ અજાયબ જેવું નથી. કળવિકળવાળો માણસ મુશ્કેલીઓ દૂર કરે છે અને દેખીતી રીતે દેવતાઇ ફતેહો મેળવે છે, તેથી તે વિલક્ષણ બુદ્ધિવાળા માણસ જેવો જણાય છે. વિલક્ષણબુદ્ધિ હોતી નથી એમ અમારૂં કહેવું નથી; પણ ઘણા જણ એમ સમજતા જણાય છે કે " ઘણી માનસિક શક્તિ " એ વિલક્ષણ બુદ્ધિ વારંવાર માલમ પડે છે. સાધારણ બુદ્ધિના માણસો ફતેહ મેળવી શકે છે એવી બાબતોમાં વિલક્ષણ બુદ્ધિવાળા હાર ખાય છે, એ વાતજ દેખાડે છે કે જ્યાં વિલક્ષણ બુદ્ધિ હોવાનું ધારવામાં આવે છે ત્યાં તે હમેશ હોતી નથી. અમારો મત એવો છે કે ઉંચામાં ઉંચી બુદ્ધિવાળો માણસ શું કરવું એટલું નહીં પણ કેમ કરવું એ પણ જાણે છે અને આ પ્રમાણે તેની વિલક્ષણ બુદ્ધિના એક અંગ તરીકે તેનામાં કળવિકળ હોય છે.

એથી ઊલટું કેટલાક ડાહ્યા માણસોને શું કરવું એ ખબર હોય છે પણ કેમ કરવું તેની ખબર હોતી નથી. ઍડમસ્મિથે રાજ્યની મહેસુલ સંબંધી કેટલીક સૌથી સરસ વાતો દુનિયાને પહેલ

વહેલી પોતાના પુસ્તકમાં જણાવી છે પણ તેના ઘરની મહેસુલની તે બરાબર વ્યવસ્થા રાખી શકતો નહોતો. એવું કહેવાય છે કે નેપોલિયનનો એક સેનાપતિ યુદ્ધશાસ્ત્રમાં નેપોલિયનના કરતાં વધારે જ્ઞાન ધરાવતો, પણ રણક્ષેત્રમાં પોતાનું જ્ઞાન શી રીતે વાપરવું એ તે જાણતો નહોતો. જ્યારે રણક્ષેત્રમાં પોતાના જ્ઞાનનો તે ઉપયોગ કરી જાણતો નહોતો ત્યારે તેનામાં કંઇ જ્ઞાન નહોત તો પણ સરખુંજ હતું. કળવિકળ વગર એકલું જ્ઞાન કેવું નિરૂપયોગી છે એ આ વાત દેખાડી આપે છે. જ્ઞાન, દોલત અથવા સત્તા એ ક્યાં વાપરવાં એનું જ્ઞાન ન હોય તો તેમાંનું કંઇજ હોય નહીં એ સરખુંજ છે.

જેને લોકો ઝીણી નજર અથવા સાધારણ સમજ કહે છે તેમાં ઘણું કરીને કળવિકળ કરતાં વધારે અર્થ રહેલો હોતો નથી. ડૉક્ટર ઇમન્સે કહ્યું છે કે "સાધારણ સમજ ઘણીજ અસાધારણ જાતની સમજ છે." એક રીતે જોતાં કળવિકળની આથી સારી વ્યાખ્યા આપી શકાય તેમ નથી. ખરી વસ્તુ, ખરે વખતે અને ખરી જગાએ કરવાને કળવિકળ આપણને શક્તિમાન કરે છે. તે આપણને આસપાસની બાબતોને લાયક બનાવે છે અને ખરેખરી "બારીક નજર" અથવા ખરામાં ખરી "સાધારણ સમજ" આપણે માટે આથી વધારે કરી શકે નહીં. જેનામાં બારીક નજર અથવા સાધારણ સમજ ન હોય તે "પોતાની પ્રાર્થના પણ અયોગ્ય વખતે કરે" અરે પહેલું પગથીયું મેળવતા પહેલાં બીજું પગથીયું મેળવવાનો પ્રયત્ન કરે. જેનામાં "સાધારણ સમજ" અથવા કળવિકળ હોતી નથી તે આવાં બેવકૂફી ભરેલાં કામ કરે છે. આ કારણને લીધે ડીનસ્વીફ્ટ એક ગામડામાં ખુણે ખોચરે ભૂખે મૂવો અને તેનો ઠોઠ ગોઠિયો સ્ટેર્ફોર્ડ

પોતાની કળવિકળથી પૈસામાં અને લોકપ્રિયતામાં ખાઇ પી મઝા કરવા લાગ્યો. **બીથોવન** નામના પ્રખ્યાત ગાયન બનાવનારે છ રૂમાલ અને બે ખમીસની કિમ્મત આપવા માટે કાપડિયાની દુકાને ત્રણસો ફ્લોરીન મોકલ્યા, ત્યારે તેને બીજા લોકોએ હસી કાઢયો. સાધારણ કામકાજમાં તેનામાં "સાધારણ સમજ" પણ નહોતી; કળવિકળવાળો માણસ આવું અજ્ઞાન બતાવતો નથી. જ્યારે વેપારી રાજપુરૂષની પેઠે વર્તે છે ત્યારે તે બતાવી આપે છે કે તેનામાં ઘણી કળવિકળ છે, પણ જ્યારે રાજપુરૂષ હલકા વેપારીની પેઠે વર્તે છે ત્યારે તે બતાવી આપે છે કે તેનામાં કંઈ કળવિકળ નથી. **વેલીંગ**ટનનું ચરિત્ર લખનારે જણાવ્યું છે કે "વેલિંગટન કોઇ લઢાઇમાં હાર્યો ન હોતો તેનું કારણ એ છે કે કામ કરવાની તેનામાં સારી આવડ હતી;" એટલે કે યુદ્ધશાસ્ત્રમાં તેણે મેળવેલું જ્ઞાન **શી રીતે** વાપરવું એ તે જાણતો હતો. તેનામાં "સાધારણ સમજ" હતી. એક ગાય દોવાના સંબંધમાં ગેરીટ સ્મિથના બે નોકરો વચ્ચે જે તકરાર પડી હતી તેનો નિકાલ કરવાને તેણે પોતે તાંબડી હાથમાં લીધી અને ગાય દોવા બેસી ગયો, એ તેનામાં આના જેવી ખરેખરી અને દરરોજના કામમાં ઉપયોગી કળવિકળ હતી એમ દેખાડે છે. જેમ **વેલીંગટનની યુદ્ધ** ચાતુરીથી વૉટરલુમાં ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચેના કજીઆનો અંત આવ્યો તેમ આથી તેના નોકરો વચ્ચે ચાલતી તકરારનો અંત આવ્યો.

કળવિકળ એ કેટલીક બાબતમાં આખી પ્રજાને લગતું રક્ષણ છે; કોઈ પ્રજામાં બીજી પ્રજાઓ કરતાં તે વધારે દરજ્જે માલમ પડે છે. એક હિંદુએ ઈંગ્લાંડમાં વરાળયંત્ર જોયું ત્યારે તેણે કહ્યું હતું કે "અંગ્રેજ લોકો ઘણા લુચ્ચા છે. અમે હિંદુ લોકો ઘોડો,

કામ કરાવીએ છીએ; પણ એ લોકો દેવતાને પકડે છે અને તેની પાસે કામ કરાવે છે." તે હિંદુ મુદ્દાની વાત સમજ્યો હતો. અનાદિ કાળથી ચીના લોકને છાપવાની કળાની અને હોકાયંત્રની ખબર હતી પણ આધુનિક દુનિયાનું રૂપ એ બે શોધોના જે ફાયદાથી બદલાઇ ગયું છે તે ફાયદા તે લોકો મેળવી શકયા નહીં. સુધારો વધારવાને એ બેને શી રીતે કામે લગાડવાં એ વિશે—વ્યવહારોપયોગી ડહાપણ તેમનામાં નહોતું. અમેરિકન લોકો કળવિકળમાં બીજી પ્રજાઓ કરતાં ચઢતા છે; તેમની કળવિકળ કહેવત રૂપે થઈ પડી છે; તેમનો ગુજારો તેમની પોતાની તરકીબપર આધાર રાખતો હોવાથી અને પોતાની ઉન્નતિ કરવાની તેમને ફરજ પડવાથી તથા હરકતો અને મુશ્કેલીઓ સોસવી પડવાથી ફતેહ મેળવવાનો આ ગુણ તેમનામાં ઘણો વધ્યો છે. આ ગુણને લીધે કળા, કૌશલ્ય અને બનાવટમાં અમેરિકન લોકો જૂની દુનિયાના લોકોને હઠાવતા જાય છે. લંડનમાં એક વર્તમાનપત્રે થોડા વખતપર જાહેર કર્યું હતું કે "ઇંગ્લિશ અને સ્વિઝ બનાવટનાં ઘડિયાળ કરતાં અમેરિકન ઘડિયાળ ઇંગ્લાંડમાં અને સ્વિઝર્લેન્ડમાં અડકી કિમ્મતે વેચાય છે. તોપણ આપણા દેશ કરતાં અમેરિકામાં કારીગરો સોંઘા નથી. માટે માત્ર તેમની બુદ્ધિની શ્રેષ્ઠતાને લીધે અને તેમના યંત્રકામની સંપૂર્ણતાને લીધે, જે ધંધો પહેલાં આપણા બાપનો કહેવાતો તે ધંધામાં તેમણે આપણને હરાવ્યા છે. બીજા દસબાર ધંધાને માટે એજ પ્રમાણે કહેવા જેવું છે. એ ધંધાઓમાં એમેરિકન લોક વધતા ગયા છે, અને આપણે જ્યાંના ત્યાં રહ્યા છીએ."

આગળ જે કહેવામાં આવ્યું છે તે પરથી સ્પષ્ટ થાય છે કે કળવિકળ એ એકજ શક્તિ નથી પણ ઘણી શક્તિઓનું મિશ્રણ છે.

જેનામાં કળવિકળ હોય છે તેનામાં બીજી શક્તિઓ પણ તેની સ
હોય છે અને દુનિયામાં બે શકિતઓ પોતાની ફરજ કેવી સ્થિ
બજાવે છે તેનું બારીક જ્ઞાન પણ હોય છે. જે ઉદ્દેશથી આ પુ
અમે લખ્યું છે તે પાર પાડવાને આ સંબંધમાં આનો વિચાર
જરૂરનો છે. પ્રથમ તો એ વાતની ના પાડી શકાશે નહીં કે "
સનું નસીબ તેના પોતાના હાથમાં છે," આ વાત જેના સમજ
આવે છે તેને જ કળવિકળથી ફતેહ મળે છે.

---

## પ્રકરણ ૩ જું.

---

## જાત મહેનત.

એક જૂની કહેવત એવી છે કે જે જાત મહેનતથી મો
પામ્યો નથી તે કદી મોટાઇ પામશે નહીં એનો અર્થ એવો
જુવાન માણસ ગરીબ હોય કે તવંગર હોય તોપણ પોતાની
મહેનતથી તેને ફતેહ મળે છે. પાઠશાળા ગમે એવા ઉંચા પ્રકા
હોય તોપણ આળસુ વિદ્યાર્થીને વિદ્વાન કરી શકશે નહીં;
ઉલટું હલકામાં હલકી પાઠશાળા પણ ઉદ્યોગી અને ખંતીલા
નિયાને ખ્યાતિ મેળવવામાં મદદ કરશે. કોઇ મહેતો કામ
શકે એવો ન હોય તો નાની અને અપ્રસિદ્ધ પેઢીના કરતાં
મોટી અને પ્રસિદ્ધ પેઢી તેને કંઇ વધારે ફાયદો કરી શકશે ન
બરૂ જોતાં ચાલાક ચંચળ અને હોશીલા મહેતાને નાની અને
પ્રસિધ્ધ પેઢીથી જેટલો ફાયદો થશે તેથી ઓછો ફાયદો આળસુ
બેરકાળજીવાળો મહેતો મોટી અને પ્રખ્યાત પેઢીમાંથી મેળવશે.

કારણ એ છે કે જુવાન માણસને કારીગરી, વેપારી, વિદ્વાન્, ભાષણ કરનાર, વકીલ, વૈદ્ય, ધર્મગુરૂ, અથવા રાજનીતિજ્ઞ પુરૂષ થવું હોય તો જેવો થવાની તેની ઇચ્છા હોય તેવો તેણે પોતે થવું જોઇએ. કોઇ ખાતું કે કારખાનું એ કામ તેને કરી આપશે નહીં; તેમ કોઇ બીજો માણસ પણ તેને માટે એ કામ કરી શકશે નહીં. આળસુ માણસને સૌથી સારી તક પણ નિરૂપયોગી છે. મહેનતુ અને કળવિકળવાળા માણસને સાધારણ તક શિવાય બીજા કશાની જરૂર પડતી નથી.

ડૉકટર આર્નોલ્ડ નામનો પ્રખ્યાત મહેતાજી કહેતો કે "વિદ્યાર્થી પોતાની મેળે જે કામ કરી શકે એમ હોય તે તેને કદી કરી આપવું ન જોઇએ." તેનો મત એવો હતો કે મહેતાજી દુનિયામાં સૌથી સરસ હોય તોપણ આળસુ વિદ્યાર્થીને વિદ્વાન્ બનાવી શકે નહીં: પણ વિદ્યાર્થી પોતાની મેળે મહેનત કરીને વિદ્વાન થઇ શકે; તેટલા માટે "તે પોતાના વર્ગનાં છોકરાં માટે મહેનત કરતો નહીં; પણ તેમની સાથે કામ કરતો; અને તેની કેળવણી આપવાની રીત વિદ્યાર્થીઓને પોતે શીખવવાની નહીં પણ જાતે કેળવવાના તેમના પ્રયત્નમાં મદદ કરવાની હતી. તે એવું ધારતો હતો કે રસ્તો બતાવવાને રસ્તાપર ચોઢેલા પાટીઆની પેઠે શિક્ષકનું કામ માત્ર રસ્તો બતાવવાનું છે અને તે રસ્તે ઉદ્યોગવી પગલાં ભરીને વિદ્યાર્થીએ પોતાની મેળે આગળ ચાલવું જોઇએ.........તે વારંવાર કહેતો કે મારૂં કામ જ્ઞાન આપવાનું નથી પણ જ્ઞાન મેળવવાનો રસ્તો બતાવવાનું છે. મારા વિદ્યાર્થીઓને જ્ઞાન આપવાની હું વિશેષ ધારણા રાખતો નથી પણ હવે પછી મળવાના લાભનો સારો ઉપયોગ તેઓ કરી શકે એવી રીતે તેમનું મગજ તૈયાર કરવાની વિશેષ ધારણા રાખું છું.

અભ્યાસ શી રીતે કરવો અને જાત કેળવણીનું કામ કરવાનો ખરો રસ્તો કયો છે એ મારે શીખવવાનું છે." જેને લોકો વિલક્ષણ બુદ્ધિ કહે છે તેને ડાક્ટર આર્નોલ્ડ અગત્યની ગણતો નહીં; પણ કીટોએ નીચે પ્રમાણે કહ્યું છે તે એ માનતો અને શીખવતોઃ—" તે વખતે હું ધારતો હતો અને આજ પણ ધારૂં છે કે સ્વાભાવિક બુદ્ધિ વગેરે સંબંધી સારી સારી વાતો કરવામાં આવે છે તે અર્થ વગરનો લવારો છે. દરેક માણસ પોતાની તક અને ઉદ્યોગ પ્રમાણે જેવો થવાની પોતાની મરજી હોય તેવો થઇ શકે."

આ વાત સમજી ધ્યાનમાં રાખવી એ જુવાન માણસને ખાસ અગત્યનું છે; તેણે પોતાની ચઢતી પોતાની મેળે કરવી જોઇએ એ વાત તેના સમજવામાં નહીં આવી હોય તો તેની તકનો સૌથી સરસ ઉપયોગ કરવામાં તેની ફળવિફળ નિષ્ફળ નિવડશે. વળી સ્વાભાવિક બુધ્ધિ વગેરે સબંધી " સાધારણ લોકોના ભુલ ભરેલા વિચાર" તેની વયના માણસો રાખે છે તે તેણે પોતાના મનમાંથી કાઢી નાખવા જોઇએ. જો તેના વિચાર એવા હશે તો દુનિયાની બધી ફળવિફળ તેણે મેળવી હશે અગર તેને મળી હશે તો પણ તેને કંઈ ફાયદો થશે નહીં.

જુવાન માણસો ફતેહને 'નસીબની વાત' કહેવાનું પસંદ કરે છે. "નસીબદાર માણસ" "ખરો નસીબદાર" "નસીબની વાત છે," એ વગેરે બોલ ઘણા જનને મોઢે સાંભળવામાં આવે છે. તેમના કહેવાનો ભાવાર્થ એવો જણાય છે કે ફતેહમંદ માણસ પોતાની ધારણા, ઇરાદા કે ગોઠવણ વગર, અકસ્માતથી ફતેહમંદ નિવડે છે: તેને ફતેહ મળવાનું વાસ્તવિક રીતે કંઇ કારણ હોતું નથી; તેને ફતેહ મળી એ તેની ...ગ્ય અને ખંતીલી મહેનતનું પરિણામ નથી. આ કેવો ભૂલ ભરેલો

વિચાર છે! દુનિયામાં નસીબ જેવી કંઇ ચીજ નથી. નિયમ અને વ્યવસ્થાથી ચાલતી આ દુનિયામાં નસીબ હોઈ શકે જ નહીં. જો દુનિયાનું રાજ્ય ચલાવનાર પરમેશ્વર હોય જ નહીં અને બધે અ-વ્યવસ્થા ચાલતી હોય તો દુનિયામાં નસીબ જેવી ચીજ હોય ખરી; પણ જ્યારે જગતનો નિયંતા પરમેશ્વર છે ત્યારે તો નસીબને માટે કંઈ જગા રહેતી નથી. સાધારણ રીતે જુવાન માણસો નસીબ એ શબ્દ પૈસા મળવાના સંબંધમાં વાપરે છે પણ જો નસીબ ખરેખર હોય તો તેથી જેમ માણસ પૈસાદાર થાય તેમ ડાહ્યો અથવા વિદ્વાન્ કેમ ન થાય? જો નસીબ હોત તો કોઇ માણસ માત્ર અકસ્માતથી પ્રખ્યાત, તત્ત્વજ્ઞાની, મહાન્ રાજનીતિજ્ઞ પુરૂષ અથવા પ્રસિદ્ધ સેનાધિપતિ કેમ ન નિવડે? એસ્ટર જેવાં માણસો બનાવવા કરતા ન્યુટન, વેબસ્ટર, અથવા વૅલિંગ્ટન જેવા માણસો બનાવવા એ શું નસીબને મુસ્કેલ પડે છે? જે લોકો "નસીબવાળા માણસ" હોવાનું અથવા "નસીબવાળા દહાડા" હોવાનું માને છે તેમની બેવકૂફી આ પ્રશ્નોથી ઉઘાડી પડે છે. જ્યારે એવો વખત આવશે કે ઉદ્યોગી ભીખ માગશે અને આળસુને ઘેર પુષ્કળ પાક આવશે, કરકસરીઓ માણસ ગરીબ બની જઇ અનાથાશ્રમમાં રહેશે અને ઉડાઉ તવંગર થઇ મહેલમાં રહેશે, મિતાહારી દુઃખ અને મંદવાડ ભોગવશે અને છાટકા તથા ખાઉધરા તંદુરસ્તીમાં અને ચેનબાજીમાં રહેશે, સદ્‌ગુણી માણસ દુઃખી થશે તથા શિક્ષા પામશે અને દુરાચરણી વખણાશે અને રાજ્ય મેળવશે, ત્યારે જ માત્ર સમજદાર માણસ નસીબ માનવાની સાધારણ લોકોની ગાંડાઇને ખરી માનશે. ગીરર્ડ અથવા ફ્રેન્કલીન અથવા કલે અથવા ફુલટન અથવા રોજર શરમન અથવા લિંકન અને એવા બીજા હજારો માણસોએ મહેનત કરી છે અને ફતેહ

મેળવી છે, તેમને માટે નસીબે શું કર્યું છે ? કંઇ નથી કર્યું. માટે નસીબ માનવાના બેવકૂફી ભરેલા અને ખોટા વિચારને જવા દો અને ફતેહ મેળવવાને હાડકાં નમાવી કામ કરો !!

જુવાન માણસોનો બીજો એવોજ ભૂલ ભરેલો વિચાર એ છે કે વેપારમાં ફતેહ સહેલાઈથી મળે છે. જે વેપારીઓ ફતેહમંદ નિવડ્યા છે તેમણે કેટલી બધી મહેનત કરી છે, કેટલી બધી મુશ્કેલીઓ ભોગવી છે અને કેટલાં બધાં સંકટ વેઠેલાં છે તેનો થોડાજ વિચાર કરે છે. વેપારમાં ઘણા વેપારીઓ નિષ્ફળ નિવડે છે એ વાતનો તેઓ વિચાર કરતા નથી. જનરલ ડીયરબોર્ન વીસ વરસ સુધી બોસ્ટનના બંદરમાં જકાત લેનાર અધિકારી હતો. ખેડુતોને આપેલા એક ભાષણમાં તેણે કહ્યું હતું કે "વેપારી લોકો સાથે મારે બહોળું ઓળખાણ થયા પછી અને વેપારી લોકોના કામકાજનું ઘણાં વરસ સુધી ધ્યાનપૂર્વક અવલોકન કર્યાં પછી મારી ખાત્રી થઇ છે કે બોસ્ટન શહેરમાં સો સોદાગર અને વેપારીમાંથી ત્રણ કરતાં વધારે જણને પોતાનો ખર્ચ ચલાવવાની શક્તિ જેટલું પણ ધન મળ્યું નથી. મારા મન સાથે ઘણી રગઝક કર્યા પછી હું આ નિર્ણયપર આવ્યો હતો, પણ એક અનુભવી વેપારીને પૂછી જોયું તો તેણે મારો નિર્ણય ખરો છે એમ કબુલ કર્યું."

જનરલ ડીયરબોર્નનુ ભાષણ સાંભળનાર એક ગૃહસ્થને તેનું કહેવું ખરૂં લાગ્યું નહીં, તેથી એ વિષે સ્વતંત્ર રીતે સંપૂર્ણ તપાસ કર્યા પછી તેણે જાહેર રીતે નીચેની વાત જણાવી હતીઃ—

"જનરલ ડીયરબોર્ને જે વાત કહી હતી તે મને એટલી બધી ચમત્કારી અને કાળજું ફાડી નાખે એવી લાગી હતી કે તે વધારે સંભાળથી તપાસી જોવાને મને મન થયું હતું. મારે દિલગી-

રી સાથે કહેવું પડે છે કે તે વાત ખરી છે એમ મને માલમ પડયું છે. મારો એક મિત્ર જૂના જમાનાની વાતથી વાકેફ હતો અને બોસ્ટન શહેરના કામકાજમાં તેની સલાહ વારંવાર લેવામાં આવતી હતી. હું તેની પાસે ગયો અને પૂછ્યું તો તેણે મને જણાવ્યું કે 'સન ૧૮૦૦ ની સાલમાં લૉંગ બંદરપર આવનાર દરેક વેપારીના નામની મેં નોંધ કરી રાખી હતી. એક માણસ વેપારમાં ઘણું કરીને ૪૦ વર્ષ સુધી જારી રહે છે એમ ધારી ૧૮૪૦ માં મેં ફરી નોંધ કરી તો તેમાંથી પાંચ માણસ વેપારમાં કાયમ રહેલા મને માલમ પડયા; બાકીના બધાએ દેવાળાં કાઢયાં હતાં અથવા તો તે ગરીબાઇમાં મરણ પામ્યા હતા.' પછી યુનિયન બેન્કના ડાઇરેકટર પાસે ગયો; તેણે મને કહ્યું કે '૧૭૯૮માં આ બેન્ક કામ શરૂ કર્યું ત્યારે બોસ્ટન શહેરમાં બીજી એક જ હતી. થોડાં વર્ષપર અમારી બેન્કની શરૂઆતમાં ખાતાં જોવાને મારે પ્રસંગ આવ્યો હતો ત્યારે મને માલમ પડયુ હતું કે એક હજાર માણસે શરૂઆતમાં ખાતાં પડાવ્યાં હતાં તેમાંથી ફકત છ કાયમ રહ્યાં હતાં. ૪૦ વર્ષમાં ૯૯૪ માણસોએ દેવાળાં કાઢયાં હતાં અથવા તે ગરીબાઇમાં મરી ગયા હતા.' તેણે વળી કહ્યું કે 'દેવાળું એ મરણ જેવું છે અને મરણના જેવું ચોક્કસ છે. વેપારી એકે એકે ભાંગે છે તેથી તેમને આપણે ભૂલી જઇએ છીએ, પણ વહેલા કે મોડા ભાંગવાનો વખત આવે છે અને જે જુવાનીમાં ભાંગે છે તેને નસીબદાર સમજવો."

વેપારમાં ફતેહ સહેલાઇથી મળે છે, એવા બેવકૂફી ભરેલા વિચાર સામે ઉપર જણાવેલી વાતોથી વાંચનારે સાવધ રહેવું જોઇએ. "જીંદગીની લઢાઇ" ઘણુંખરાં કામમાં મુશ્કેલીઓ વચ્ચે મહેનતથી લઢવી જોઇએ. મહેનત વગર મેળવેલી ફતેહમાં કંઇ માન નથી.

મહેનત કરવા જેવું કશું ન હોય તો મેળવવાનું કશું રહે નહીં. મુશ્કેલીઓથી નબળા માણસ ડરી જાય છે પણ હિમ્મત અને નિશ્ચય વાળા માણસોને તો તે એક જાતના આરોગ્યવર્ધક, ઉદ્દીપક ઓસડની ગરજ સારે છે.

કેટલાક જુવાન માણસો બીજી એ ભૂલ કરે છે કે પોતાના ધંધામાં મદદ માટે બીજાઓના તરફથી ભંડોળ અથવા લાગવગ મળવાપર તેઓ આધાર રાખે છે ધંધો કરવાને જોઇતું ભંડોળ પૈસાદાર બાપ અથવા કાકો ન આપે તોપણ તેઓ જે ધંધો કરવા ચહાતા હોય તે પોતાની જાત મહેનતથી કરી શકે એ વાત તેમના માનવામાં આવતી નથી. કોઇ માણસને પોતાની ધારણા પૂરી પાડવામાં બીજાની સાખ અથવા ભલામણથી કદાચ મદદ મળે ખરી પણ આવી મદદ વગર ચાલેજ નહીં એમ ધારી દુનિયામાં પોતાનું વહાણ ઝોકવાને બદલે કોઇ મૈયતના વારસાની અથવા જીવતાની મદદની આશા રાખી તેઓ બેશી રહે છે. શરૂઆતમાં બીજાની મદદ ન મળે તેથી ફતેહ મેળવવાને જુવાન માણસો નાસીપાસ થાય છે અને ઘણી વખત ભૂલભરેલો રસ્તો પકડી આખરે નિષ્ફળ નિવડે છે.

અમે એમ નથી કહેતા કે ભંડોળ અથવા ભલામણ ઉપર જણાવ્યા પ્રમાણે મળે તો તેથી કોઇ દહાડો ફાયદો થતો નથી, અથવા તે માગવાં અયોગ્ય છે, પણ એટલું તો કહીએ છીએ કે તે તે વગર ફતેહ મેળવી શકે એવો ઉદ્યોગ કરકસર અને દૃઢતા જો જુવાનમાં હોય નહીં તે જુવાનને તે ભાગ્યેજ મદદ કરી શકશે. કામ કરંદા અને ઉત્સાહી જુવાન માણસને ભંડોળ અને ભલામણ મળે તો તેથી તેને અણધાર્યો લાભ થાય, તેનો ધંધો વધે અને તેને જલદી ફતેહ મળે, પણ કંઇ પણ ધારણા વગરના અને આળસુ જુવા-

નોને તે મળે તોપણ નિરોપયોગી છે; કારણકે માણસનું નસીબ તેના હાથમાં છે " એ કહેવત પ્રમાણે ચાલવા જેટલું તેમનામાં સામર્થ્ય હોતું નથી. બીજાની મદદ વગર પોતાના પ્રયત્નથી જે ફતેહ મેળવવામાં પ્રવીણ છે તેને બીજાઓની ભલામણ અને ભંડોળની મદદ થાય તો તેથી તેને ઘણો ફાયદો થાય; પણ જેનામાં પોતાના પ્રયત્નથી ફતેહ મેળવવા જેટલું હૈવત હોતું નથી તેને ગમે એટલા પૈસા મળે અથવા ગમે એટલા સંબંધીઓની ભલામણની મદદ મળે તોપણ તેને ફતેહ મળતી નથી. બકરટને પોતાના દીકરાને એક વખત લખ્યું હતું કે "તું હવે એટલી ઉમ્મરે પહોંચ્યો છું કે તારે હવે જમણી કે ડાબી બાજુ તરફ વળવું જોઇએ. તારા મનની દઢતા, તારો નિશ્ચય અને તારો ઢંગ ધડો હવે તારે બતાવી આપવો જોઇએ; અથવા તો તારે આળસુ બની જવું અને નાલાયક તથા મ્હોં માથા વગરના જુવાનિયાની સાખ મેળવવી. જો તું એક વખત એવી સાખ મેળવશે તો ફરીથી તેમાંથી નિકળી તારી ઉન્નતિ કરવી મુશ્કેલ થઈ પડશે. મારી ખાત્રી છે કે જુવાન માણસ જેવો થવાને ધારે તેવો થઇ શકે છે, મારા પોતાના સંબંધમાં એ પ્રમાણે બનેલું છે."

કેટલાક જુવાનિયા એવો ભૂલભરેલો વિચાર રાખે છે મોજમઝા કરવી એ ફતેહ મેળવવાને અંગભૂત છે. ઘણા જુવાન માણસ મોજમઝા મેળવવાની પોતાની ધારણા પૂરી પાડવાના સાધન તરીકે પૈસો મેળવવાની ઇચ્છા રાખે છે. તેઓ એમ ધારે છે કે પૈસાદાર માન પામેલા, અને મોટા ગણાએલા માણસો સુખી હોય છે અને તેમની મોજમઝા બીજા બધા કરતાં વધારે અને શ્રેષ્ઠ હોય છે. આરંભમાં થતી બીજી ભૂલોની પેઠે આ ભૂલ પણ ઘણી નુકસાનકર્ત્તા છે. ઘણામાં ઘણું એટલું કહી શકાય કે મોજમઝા આકસ્મિક અથવા

પ્રાસંગિક હોય છે. પોતાના આત્માની ઉન્નતિ કરવાની ધારણા રાખનાર માણુસ મોજમઝા તરફ ખાસ લક્ષ આપતો નથી. દસ લાખ રૂપિયાથી જે મોજમઝા મળે તે મોજમઝા કરવા માટેજ દસ લાખ રૂપિયા જે માણસ કમાય છે તે માણસની જીંદગી અફળ જાય છે. સાંકડા મનથી તે શરૂઆત કરે છે અને આખર તેનું મન તેથી પણ વધારે સાકડું થાય છે. ધિક્કારવા લાયક ધારણાથી તે શરૂઆત કરે છે અને જે મેળવવા તે ધારે છે તે, એટલે કે ઉતરતી પંક્તિની માણુસાઇ, તેને મળે છે. ધર્મની આજ્ઞા અને ફરજના હુકમને તાબે થવું અને બીજાઓને ઉપયોગી થવાની ધારણા રાખવી એ ફતેહ મળવાનાં સર્વોપરી આવશ્યક અંગ છે. મોજમઝાની તૃષ્ણા એ કંઇ ફતેહ મેળવવાનું આવશ્યક અને સર્વોપરી અંગ નથી. માણસનો ધર્મ આજ્ઞા કરે છે કે તેણે બીજાઓને ઉપયોગી થવું અને તે આજ્ઞા સાંભળીને માણસના ઉમદા ગુણ પોતાનું કામ બજાવવા તત્પર થાય છે.

જુવાન માણસોના જે ભૂલ ભરેલા વિચાર ઉપર જણાવ્યા છે તે અને તેના જેવા બીજા વિચાર જાત મહેનતથી મોટાઇ પામવામાં તેમને નડતર કરે છે. એ વિચારો કળવિકળને દાબી નાખે છે અને તેની ખીલવણી થવી એ અશક્ય બનાવે છે. સ્વાભાવિક શક્તિઓને પોતાનું કામ બરાબર રીતે કરવાને લાયક કરવી હોય તો આ વિચારો મનમાંથી તદ્દન કાઢી નાખવા જોઇએ. એવા વિચારો એક જાતનો કચરો છે અને તે કચરો જુવાન માણસ પોતે પોતાની ચઢતી કરી શકે તે પહેલાં કાઢી નાખવો જોઇએ.

કદાચ વાંચનાર એવી સ્થિતિનો હશે કે શાળામાં કે પાઠશાળામાં અભ્યાસ કરવાનો તેને લાભ નહીં મળ્યો હોય; પણ તેથી

શું થયું? સૌથી ઉપયોગી અને પ્રખ્યાત નિવડેલા માણસો પૈકી ઘણાએ શાળા કે પાઠશાળાની કેળવણીના લાભ વગર પોતાની મોટી પદ્વી મેળવેલી છે. એ વાતની ના પાડી શકાશે નહીં કે સ્ટીવન્સન વ્યવહારોપયોગી માણસ થયો તે તેની વિદ્વત્તાથી નહીં પણ તેની મહેનતથી થયો હતો. કપાસ પીલવાનો સંચો શોધી કાઢનાર એલી-વીટનીને જોકે શાળાનો લાભ મળ્યો હતો તોપણ તેના સંબંધમાં પણ આ વાત તેટલેજ દરજ્જે ખરી છે. ન્હાનપણથી ખેતરમાં મહેનત કરવાનો તેને મહાવરો પડયો હતો, અને જે થોડો વખત તેને મળતો તે શોધ કરવાનો પોતાનો શોખ પૂરો પાડવામાં તે ગાળતો હતો. તે એક નાનો જુવાન હતો ત્યારે તેણે ખીલા બનાવવાનું કારખાનું શરૂ કર્યું હતું; અને અથાગ મહેનતથી તેમાં કામ કરવા માંડયું હતું. તે વખતની સાધારણ શાળાઓમાં જે કેળવણી મળી શકતી તે કરતાં ઉંચા પ્રકારની કેળવણી આ વખતે તેને મળેલી ન હોતી. તોપણ ૨૩ વર્ષની ઉમ્મરે તેણે પાઠશાળામાં દાખલ થવાનો ઠરાવ કર્યો અને લગભગ ત્રીસ વર્ષની ઉમ્મરે યેલ કૉલેજનો તે ગ્રેજ્યુએટ થયો; ત્યાર પછી તે દક્ષિણમાં ગયો; વગ અને બુદ્ધિવાળા માણસોની સોબતમાં તે આવી શકયો, એ શિવાય બીજો કંઇ ખાસ ફાયદો તેની પાઠશાળાની કેળવણીથી ત્યાં તેને થયેલો જણાતો નથી. તેની કેળવણી અને સુધારાથી તેનો દેખાવ અને સોબત આકર્ષક થયાં; પણ પાઠશાળામાં દાખલ થતા પહેલાં યાંત્રિક અને શોધસંબંધી જે કામ તે કરતો હતો તેજ કામ ત્યાર પછી પણ કરવાનું તેણે જારી રાખ્યું; અને તેના ઉદ્યોગનું પરિણામ એ થયું કે કપાસ પીલવાનો સંચો તે બનાવી શકયો. જે પદ્વી મેળવીને તે પ્રખ્યાત થયો તે પદ્વી મેળવવાને તૈયાર થવામાં તેની પાઠશાળાની કેળવણી કરતાં તેની

ફળવિફળ, મહેનત અને ઉદ્યોગે વધારે કર્યું હતું.

**આર્કરાઇટ** અને **વીટનીનાં** ચરિત્રોપરથી, જાતમહેનતથી મોટાઇ મેળવવાનાં સારાં દૃષ્ટાંતો મળે છે, એ ચરિત્રોપરથી વળી એવો પણ બોધ મળે છે કે જીંદગીના પ્રશ્નમાં મોજમઝાનું અંગ ગણવાનું નથી. મોજમઝાને માટે એ પુરૂષોએ કંઇ કરી રાખ્યું હોય એમ માલુમ પડતું નથી. મોજમઝાનો વિચાર તેમના મનમાં કોઈ દહાડો આવેલોએ જણાતો નથી. જાણે કે મોજમઝાનું નામજ તેમણે સાંભળ્યું ન હોય એ પ્રમાણે તેમણે પોતાની યોજના કરી હતી, અને પોતાની ફરજ બજાવવા અને બીજાઓને ઉપયોગી થવા ખંત અને ઉદ્યોગથી મહેનત કરી હતી. તેમણે કંઇ એવી ધારણા રાખી નહોતી કે ભવિષ્યમાં આપણે એવો વખત આવશે કે જ્યારે કામ કરવાની જરૂર રહેશે નહીં, ત્યારે આળસુ બેશી રહીશું, ગાડી ઘોડા દોડાવીશું, ઘરેણાં પહેરીશું, અને આપણા ભભકાથી લોકોમાં નામ કાઢીશું. જુવાન માણસોની જે સાધારણ ભૂલો આગળ બતાવવામાં આવી છે તે તેમણે કરી નહોતી. ‘નસીબ’ ‘વારસો’ ‘લક્ષ્મીપૂજા’, અને ‘મોજમઝા’ના વિચાર તેમના મનમાં કદી આવ્યા નહોતા.

જાત મહેનતથી મોટાઇ પામેલા માણસો દુનિયાને કેટલોબધો ફાયદો કરે છે તેના **આર્કરાઇટ** અને **વીટની** સારા દાખલા છે. રૂ તૈયાર કરવાને અને કપડાં બનાવવાને થયેલી સવડોને માટે દેશ દેશના લોક આ બે પુરૂષોના આભારી છે. અમેરિકાના દક્ષિણ ભાગમાં “ટુંકા તાર”નાં કપાસને માટે ખાસ રીતે લાયકની જમીનો હતી; પણ રૂ અને કપાસિયા છૂટાપાડવાનું કામ એટલું મુશ્કેલ અને મહેનત ભરેલું હતું કે એ કપાસના વાવેતરમાં ઘણું ખર્ચ થતું અને

કંઇ નફો મળતો નહીં. કપાસ પીલવાના સંચાની શોધથી આ હરકત દૂર થઈ અને અમેરિકાની દક્ષિણનાં સ્થાનોનો પૈસો વધ્યો અને ગરીબ લોકોને સસ્તી કિમ્મતે રૂનાં કપડાં મળવા લાગ્યાં. અજબ જેવા ઝડપથી રૂના કપડાં બની શકે એવો રૂ કાંતવાનો સંચો આર્કરાઇટે શોધી કાઢયો. મનુષ્ય વર્ગના સુધારા અને ઉન્નતિનો વધારો કરવામાં આ બે શોધો જેટલી ઉપયોગી નિવડી છે તેટલી બીજી કોઇ શોધ, બનાવટ અથવા કારીગરી નિવડી નથી.

જેમ આગલા જમાનામાં જાત પ્રયત્નથી મોટાઇ પામેલા માણસોએ દુનિયામાં સત્તા ભોગવી છે તેમ હાલ પણ એવા માણસો સત્તા ભોગવે છે. કળાકૌશલ્ય, શાસ્ત્ર, રાજનિયમ રચના, રાજકારભાર અને બીજાં કામોમાં દુનિયાના અગ્રેસર માણસો કંઇ પાઠશાળામાં શીખેલા ગ્રેજ્યુએટ હોતા નથી. જેમણે અપ્રસિદ્ધ અને ગરીબાઇમાં મહેનત અને મુશ્કેલીથી જાત પ્રયત્ન વડે પોતાનો રસ્તો આગળ કાપ્યો છે એવા એ માણસો હોય છે. જે ગુણોને લીધે મુશ્કેલીઓ પર તે ફતેહ મેળવી શકયા તે ગુણોને લીધે પ્રજામતમાં અને જાહેર કામકાજમાં તેઓ અગ્રેસર થાય છે. આ વાત કેટલી બધી સાચી છે એ ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલા કેટલાક નામાંકિત નરના દાખલાથી સાબિત થશે. સુતર કાંતવાનો સંચો શોધી કાઢનાર અને ગ્રેટબ્રિટનમાં રૂનાં કારખાનાં સ્થાપન કરનાર સર રીચર્ડ આર્કરાઇટ લગભગ ત્રીસ વર્ષની ઉમ્મરનો થયો ત્યાં સુધી હજામનું કામ કરતો હતો. શેકસપિયર ખાટકીનો છોકરો હતો; તે ઉન સાફ કરવાનું કામ કરતો હતો અને જુજ રકમને માટે નાટકગૃહ આગળ ગૃહસ્થોના ઘોડા સાચવવાનું કામ કરતો હતો. પ્રખ્યાત પાદરી વિલિયમ કેરી અને પ્રખ્યાત અમેરિકન રાજપુરૂષ રોજર શરમન જાતના મોચી હતા. સર આઇઝાક ન્યુટન

એક ગરીબ ખેડુતનો છોકરો હતો. ટ્રાફલગાર આગળ ફ્રેંચ કાફલાને હરાવનાર નેલ્સન પાદરીનો છોકરો હતો; તેનો બાપ એટલો ગરીબ હતો કે તેને ખલાસી તરીકે નોકરીએ લગાડવાની તેને જરૂર પડી હતી. જૉન ફૉસ્ટર અને ડૉકટર લિવિંગ્સ્ટન વણકર હતા, અને સખ્ત મહેનતથી પોતાનો ગુજારો ચલાવતા હતા. મિલ્ટન લંડનના એક ખત લખનારનો છોકરો હતો. વૉશિંગ્ટન એક ખેડુત હતો અને જનરલ જેકસને પોતાનું બચપણ ઘણા દુઃખમાં કાઢયું હતું. ક્રુલ્ટન, હેન્રી કલે, અબ્રાહમ લિંકન અને બીજા ઘણા પ્રખ્યાત અમેરિકન પુરૂષો પણ એવીજ રીતે ખેડુત તરીકે ઉછરેલા હતા. ફ્રાન્કિલન છાપખાનાવાળો હતો અને તેનું બચપણ મિણબત્તિ બનાવવાના ધંધામાં તેણે ગાળ્યું હતું. આજના વખતમાં મોટી પદ્વીવાળા અને અગ્રેસર ગણાતા પુરૂષો જેઓ વેપારી, શોધક, વિદ્વાન, ધર્મગુરૂ, શિક્ષક, કાયદાવેત્તા, વૈદ્ય અગર રાજનીતિજ્ઞ પુરૂષ તરીકે આપણા દેશનું કામ કરવામાં રોકાયલા છે તેમાંના ઘણાખરા પોતાના વખત અને બુદ્ધિનો સારો ઉપયોગ કરીને પોતાના પ્રયત્નથી મોટાઇને પામ્યા છે. આ વર્ગને ફતેહ મળી છે તે એક પ્રખ્યાત લેખકના નીચેના વાકયનું સારૂં દૃષ્ટાંત છે. "જુવાન માણસને જે તમે કરી આપો તેથી તેને કે બીજાઓને વધારે ફાયદો થવાનો નથી, પણ તેને પોતાની મેળે જે કરવાને શીખવશો તેથી વધારે ફાયદો થશે." લૉર્ડ જૉન રસેલે કહ્યું છે કે "જુવાન માણસને પૈસાની મદદ કરવાને બદલે આપણે એવું કહેવું જોઇએ કે 'તારે તારો રસ્તો પોતાની મેળે કરવાનો છે; અને તું ભૂખે મરીશ કે નહીં એ તારી મહેનતપર આધાર રાખે છે!"

પોતાના પ્રયત્નથી મોટાઇ પામેલા પુરૂષો ફતેહમંદ નિવડયા છે

તેનું એક કારણ એ છે કે કામ કરવાથી તેઓ બીતા નથી; ધૂળ અને વૈતરાથી તેઓ ડરતા નથી. કામ ગમે એટલું હલકું હોય તોપણ જો તે કરવાની જરૂર હોય તો તે કરવુંજ જોઇએ. લુઈ ફિલિપ કહેતો કે 'રાજાની પદ્દી ભોગવવાને લાયક આખા યૂરોપમાં હું એકલો છું!' જે માણસ જરૂરીઆત કામ પોતાની મેળે કરી શકે તેજ માણસ નામ કાઢી શકે એવો હોય છે. દસ કલાકથી વધારે કામ થઇ શકે નહીં, એવી દલીલ એવો માણસ લાવતો નથી, કારણ કે કોઇ કોઇ વખત એક દહાડામાં અઢાર કે વીસ કલાક કામ કરવાની પણ તેને જરૂર પડે. અમુક કામ પૂરૂં કરવાની તેની ધારણા હોય છે અને જ્યાં સુધી તે પૂરૂં થાય નહીં ત્યાં સુધી તેને ચેન પડતું નથી. જનરલ ગ્રાન્ટની પેઠે લઢતાં લઢતાં રીચમન્ડ પહોંચવાને આખો ઉનાળો લાગે તોપણ તે તેમાં મચ્યો રહે છે. તેનું અંતઃકરણ અમુક કામ કરવા પર ચોંટેલું હોય છે. જેમ તેમ ગાડું ગબડાવવાની અથવા સહેલે રસ્તેથી કે થોડું કામ કરીને પોતાનો નિર્વાહ કરવાની તેની ધારણા હોતી નથી. તેનો આખો જીવ કામ કરવામાં ગરક થઇ જાય છે. એવું કહેવાય છે કે સ્પેનિયર્ડ લોક કામ કરવાને શરમાય છે પણ ભીખ માગતાં શરમાતા નથી. પોતાના પ્રયત્નથી મોટો થવાની ઇચ્છા રાખનાર માણસ ભીખ માગતાં શરમાશે, પણ કામ કરતાં શરમાશે નહીં. ભીખ માગવી એ નીચું જોવડાવનાર છે. કામ કરવાથી શરીર, મગજ અને નીતિ સુધરે છે, સર વૉલ્ટર સ્કૉટના વિષે અમે આગળ બોલી ગયા છીએ, તેના છોકરાને આપેલી સલાહમાં કામ કરવાપર તેણે ખાસ ભાર મૂક્યો હતો. એક વખત તેણે તેને લખ્યું હતું કે "દરેક સ્થિતિમાં કામ કરવાની ફરજ ઇશ્વરે આપણાપર નાંખેલી છે એ વાત તારા મનમાં હું જેટલી ઠસાવું

તેટલી ઓછી છે. પોતાને કપાળે પરસેવો ઉતારીને ખેડુત રોટલો મેળવે છે ત્યાંથી શરૂ કરીને તે પૈસાદાર માણસ પોતાનો વધારાનો પૈસો રમતગમતમાં ઉડાવી દે છે ત્યાં સુધી, એવી કોઇ ચીજ મેળવવા લાયક નથી કે જે મહેનત વગર મળી શકે." કામ કરવામાં શરમ રાખવાથી ઘણા સારા કુટુંબમાં જન્મેલા જુવાનિયા નિરૂપયોગી અને અપ્રસિદ્ધ સ્થિતિમાં રહી ગયા છે.

જે પ્રખ્યાત પુરૂષની ઉમદા જીંદગી તરફ તે જીંદગીનો કમકમાટ આવે રીતે અંત આવવાથી દુનિયાનું ખાસ ધ્યાન ખેંચાયું છે, તે પુરૂષના ચરિત્રપરથી આ વિષયનું એક સારૂં દષ્ટાંત મળે છે. આ પુરૂષ ઑનરેબલ જેમ્સ, એ. ગારફીલ્ડ છે. પચાસ વર્ષપર ઓહિઓના જંગલોમાં તે જન્મ્યો હતો. જંગલમાં જન્મવું એ મોટાઇ મેળવવાની આશા આપનાર ચિન્હ નથી. વળી એ ઉપરાંત તે માત્ર અઢાર માસની ઉમ્મરનો થયો ત્યારે તેનો બાપ ગુજરી જવાનું દુઃખ તેને માથે આવી પડયું. ચાર છોકરાંના કુટુંબવાળી અને પાસે એક દમડી વગરની તેની માએ જેમ તેમ કરીને દહાડા કાઢી છોકરાંનો નિભાવ કરવા માંડયો. જેમ્સનામાં બચપણથી વિદ્યાનો શોખ અને ચંચળ બુદ્ધિ જણાતી હતી. જો કે શાળામાં કેળવણી લેવાનો લાભ તેને મળતો નહોતો તોપણ પોતાનું મગજ કેળવવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તે લાકડાં કાપતો, જમીન ખેડતો, ઢોર ચારતો અને પોતાની માનું ગુજરાન કરવાને અને પોતાની કેળવણી વધારવાને પૈસા કમાવાસારૂ જેટલી થાય તેટલી મહેનત કરતો. તે ઉદ્યોગી, કરકસરીઓ, ખંતીલો, ઉમંગી અને ચાલાક હતો, અને પોતાની ફુરસદની પળેપળ ઉપયોગમાં લેતો. સોળ વર્ષની ઉમ્મરે ખાડીમાં ચાલતી એક હોડી હંકારવાનું કામ કરવાની નોકરી કરવાનું

તેણે કબુલ કર્યું; અને પંદર વર્ષ પછી જે જુસ્સાથી બળવા વખતે રણક્ષેત્રમાં તે લડતો તેજ જુસ્સાથી આ હલકી નોકરીનું કામ તે કરતો. તેનો શેઠ તેને વિષે કહેતો કે "એના જેવો બહાદુર છોકરો કોઇ નથી. ખરૂં કામ કરવાને તે હમેશ હિમ્મત ધરે છે." જો કે તેની પાસે એક જોડી કપડાં અને બે બદન હતાં તોપણ ત્રણ માસ નિશાળમાં ભણવાનું ખર્ચ પૂરૂં પડે એટલાં પૈસા તે કમાયો કે તરતજ અભ્યાસ કરવાને માટે તેણે નોકરી છોડી દીધી. ઘણા ઉદ્યોગથી, વખતનો બચાવ કરવાથી અને ઘણા દિવસ રાત્રે ઓછું ઉંઘી અભ્યાસ કરવાથી તે શિક્ષકનું કામ કરવાને લાયક થયો. વધારે જ્ઞાન અને કેળવણી મેળવવાને તે આતુર હોવાથી વેસ્ટન રીઝર્વ એકલેકિટક ઇન્સ્ટિટ્યુટ નામની જ્ઞાનવર્ધક સભાની વ્યવસ્થાપક મંડળીને તે મળ્યો; અને પૂછ્યું કે 'આ મંડળીનો હું સભાસદ થઇ શકું અને મારી મહેનતથી મારા હિસ્સાનું ખર્ચ આપું એવો કોઇ રસ્તો છે'? તેની અરજ મંજુર કરવામાં આવી અને ઘંટ વગાડનાર અને ઝાડુ કાઢનારની જગો તેને આપવામાં આવી. પોતાની ધારણા પાર પાડવાને કોઇપણ કામ કરવાનું તો હલકું ગણતો નહીં. થોડા વખતમાં એ સભામાં એ શિક્ષક નિમાયો અને ઘંટ વગાડનારની જગા છોડીને તેને બદલે વધારે પગારની અને માનની શિક્ષકની જગા તેણે લીધી. તેણે કોલેજમાં દાખલ થવાને માટે તૈયારી કરી અને વિલિયમ્સ કોલેજમાં બે વર્ષ અગાડીથી દાખલ થઇ આખરે ઘણા માન સાથે ગ્રેજ્યુએટની પદ્દી મેળવી. હિરામ કૉલેજમાં વિદ્યાર્થી તરીકે તેણે નામ કાઢ્યું હતું ત્યાં તે શિક્ષક નિમાયો. થોડા વખતમાં એ કૉલેજમાં તે મુખ્ય ગુરૂ નિમાયો, અને એથી પણ મોટી અને માનવંતી પદ્દી તેને મળી, ખંતથી મહેનત કરીને જાહેરમાં છટાદારરીતે ભાષણ કરતાં તે

શીખ્યો; તેણે સ્વતંત્રતાનો પક્ષ લીધો અને વક્તા તરીકે થોડા વખતમાં ખ્યાતિ મેળવી. આ પછી તેની ચઢતી ઝડપથી થતી ગઈ. ૨૯ વર્ષની ઉમ્મરે તે સંસ્થાનની રાજમંડળીનો સભાસદ થયો; ત્રીસ વર્ષની ઉમ્મરે ઓહિઓની બેંતાળીસમી પલટણનો કર્નલ થયો; ૩૧ વર્ષની ઉમ્મરે તે બ્રિગેડીયર જનરલ થયો, હમ્ફ્રી માર્શલના હાથ નીચેના બળવાખોરોને હરાવ્યા, પીટસબરોલેન્ડીંગ આગળની લઢાઇમાં જનરલ બ્યુઅલને મદદ કરી, અને લઢાઇઓ તથા ઘેરાઓમાં હિમ્મત અને લશ્કરી ચાતુરીને માટે એટલી નામના મેળવી કે ૩૨ વર્ષની ઉમ્મરે તેને મેજર-જનરલની પદ્દી મળી. લઢાઇમાં તેમજ શાન્તિને વખતે તેણે કાઢેલી નામનાથી લોકોમાં તે એટલો પ્રિય થઇ પડયો હતો કે જોસા. આર. ગીડ્ડીંગની પછી પ્રતિનિધિ તરીકે ચુંટી કાઢવાને તેને પસંદ કરવામાં આવ્યો. ૩૩ વર્ષની ઉમ્મરે તે કોંગ્રેસનો સભાસદ થયો. બધા સભાસદોમાં સૌથી નાની ઉમ્મરનો તે હતો. અઢાર વર્ષ સુધી લાગલગટ પોતાના પ્રગણાના પ્રતિનિધિ તરીકે તેણે એટલી બુદ્ધિ અને નિપૂણતાથી કામ કર્યું કે અડતાળીસ વર્ષની ઉમ્મરે તે યુનૈટેડસ્ટેટ્સનો સીનેટર નિમાયો. અને એ જગાના અધિકાર ધારણ કરવાનો વખત આવ્યો તે પહેલાં એ દેશમાં સૌથી ઉંચી યુનૈટેડસ્ટેટસના પ્રેસિડેન્ટની પદ્દી તેને આપવામાં આવી. હિરામ કૉલેજમાં ઘંટ વગાડવાની અને તેના ઓરડામાં ઝાડુ કાઢવાની નોકરી મેળવવાને તે આજીજી કરતો હતો તેને આ વખતે સતાવીસ વર્ષ થયાં હતાં; એટલામાં તો તેના દેશીભાઇઓએ તેને આ સૌથી ઉંચામાં ઉંચું માન આપ્યું.

પોતાની કળવિકળ, ઉદ્યોગ, ખંત, હિમ્મત અને સદ્વર્તનથી આવી અજબ જેવી ફતેહ તે મેળવી શક્યો. એના ચરિત્ર જેવો

અનુપમ અને બોધક બીજો દાખલો જુવાનોને ભાગ્યેજ મળશે. એક કવિએ કહ્યું છે કે "મોટા માણસો જે મોટાઇ પામ્યા છે તે એકદમ કૂદકો મારીને પામ્યા નથી પણ જ્યારે તેમના સોબતી ઉંઘતા ત્યારે પોતાની ઉન્નતિ કરવાને તેઓ રાત્રે કામ કરતા તેથી પામ્યા છે".

## પ્રકરણ ૪ થું.

## સંપૂર્ણતા.

ડૉકટર જોન્સને કહ્યું છે કે " જે કામ કરવું યોગ્ય છે તે સારીરીતે કરવું યોગ્ય છે. " આ નિયમ પૂરતીરીતે પાળવાથી માણસની કળાકૌશલ્ય અને વિદ્યામાં ઘણો વધારો થયો છે. વાસ્તવિકરીતે અને ઝડપથી આગળ વધવાને માણસે દરેક કામ સંપૂર્ણરીતે કરવું જોઇએ. એ વાત ખરી છે કે અડધું કામ કરવાની રીત ઘણી સાધારણ છે. ચાલી શકે એવું કામ કરીને ઘણાજણ સંતોષ માને છે, ફતેહ મેળવવાને જે ગુણ આવશ્યક હોવાનું આ પુસ્તકમાં અમે કહીએ છીએ તે ગુણ, જેમાં કળવિકળ એ મુખ્ય છે, તે જેનામાં હોય છે તેઓ સંપૂર્ણ કામ કરનારા તરીકે જાણીતા છે. કળવિકળવાળા માણસમાં વ્યવહારોપયોગી ડહાપણ હોય છે, તેથી ફતેહ મેળવવાના સાધન તરીકે સંપૂર્ણતાની અગત્યતા તે એકદમ સમજી શકે છે. સર ફ્રેવેલ બકસ્ટને તેના છોકરાને લખ્યું હતું કે " તું હવે પુખ્ત ઉમ્મરનો થયો છું અને જો તુ એવો ઠરાવ નહીં કરે કે જે કરવું તે સારીરીતે કરવુ તો મારી ખાત્રી છે કે જીંદગીમાં હલકી પદ્ધીએ તારે રહેવું પડશે. તારા મનમાં નિશ્ચય કરી રાખજે કે દસ કામ અડધાં કરવાં તેના કરતાં એક કામ સંપૂર્ણરીતે કરવું એ વધારે ફાયદાકારક છે. જે

બાબત તું જાણતો હોય તે સંપૂર્ણ રીતે જાણજે. " સર એડવર્ડ સગ્જનને મેં પૂછયું હતું કે તમને ફતેહ શી રીતે મળી. તેનો જવાબ તેણે એવો આપ્યો હતો કે " મેં કાયદાનો અભ્યાસ કરવા માંડયો ત્યારે નિશ્ચય કર્યો હતો કે જે જ્ઞાન મેળવવું તે સંપૂર્ણ રીતે મેળવવું અને પહેલી ચીજ સંપૂર્ણરીતે પૂરી કર્યા વગર બીજી ચીજ હાથમાં લેવી નહીં. હું એક અઠવાડિયામાં જેટલું વાંચતો તેટલું મારા હરીફો એક દિવસમાં વાંચતા, પણ મારૂં જ્ઞાન, જે દિવસે તે મેળવ્યું તે દિવસે જેટલું તાજું હતું તેટલું બાર માસ પછી પણ તાજું રહ્યું હતું; અને તેઓનું તેમની યાદદાસ્તમાંથી જતું રહ્યું હતું." આ ડહાપણભરેલી શિખામણ પ્રમાણે ચાલવામાં આવે તો આ દુનિયામાં જેટલા સારા બની શકાય તેટલા સારા, ખેડુતો, કારીગરો, વેપારીઓ વિદ્વાનો, વકીલો, વૈદ્યો, ધર્મગુરૂઓ અને રાજનીતિજ્ઞ પુરૂષો થાય.

સેમ્યુઅલ બજેટને વેપારમાં ફતેહ મળી તે ઘણેભાગે સંપૂર્ણતાનો આ નિયમ પાળવાને લીધે મળી હતી, એમ તે કહેતો હતો. તે ઘણીવાર કહેતો કે " માણસનો ધંધો ગમે તે હોય તોપણ તે ધંધામાં શ્રેષ્ટ થવાનો તેણે યત્ન કરવો જોઈએ. જો જોડા સાફ કરવાનો તેનો ધંધો હોય તો આસપાસના બીજા જોડા સાફ કરનારાઓમાં શ્રેષ્ટ થવાનો તેણે યત્ન કરવો જોઇએ." પોતાની વખારમાં આ નિયમ બરાબર રીતે પળાવવાને તે યત્ન કરતો. જ્યારે નવા છોકરાઓને તેના કારખાનામાં દાખલ કરવામાં આવતા ત્યારે કારખાનાની આસપાસથી વીણી કાઢેલા જૂના ખુંટા સીધા કરવાનું કામ અમુક વખત સુધી તેઓ સારીરીતે કરી જાણે ત્યારપછી ગુણો સમો કરનાર મુકાદમના હાથ નીચે કામ કરવાની જગોપર તેમને ચઢાવવામાં આવતા. ગુણો સમી કરવામાં તેઓ સંપૂર્ણતા મેળવતા ત્યારે તેમને

કસલનું કામ સોંપવામાં આવતું; આ પ્રમાણે તેના કારખાનામાં એક જગો પરથી ઉંચી જગોપર જવાને સંપૂર્ણતા એ અવશ્યની સરત હતી. મિ. બજજેટ એમ કહેતો કે જે છોકરો બીજા સીધા કરવાનું કામ બરોબરરીતે કરી શકે નહીં તે બીજું કંઈ કામ બરોબરરીતે કરી શકે નહીં તે બીજું કંઇ કામ બરોબર કરી શકશે નહીં; નાની બાબતોમાં તે ચોકસાઇ રાખે નહીં તો વધારે જવાબદારીની બાબતોમાં પણ રાખે નહીં. જે માણસ થોડી બાબતમાં નિમકહલાલ રહે છે તે વધારેમાં પણ રહે છે અને જે નાની બાબતમાં ગેરવાજબી વર્તન કરે છે તે મોટીમાં પણ કરે છે. એક મરેડા રાજાએ પોતાના એક નોકરને, પોતાના ધણીના જોડા એવી મજબુતરીતે પકડીને સુતેલો જોયો કે એ જોડાને તે છૂટા પાડી શક્યો નહીં, જે નોકર જોડા જેવી નાની બાબતમાં આટલો બધો વફાદાર છે તેને વધારે જોખમદારીનું કામ સોંપવામાં આવે તો તેમાં પણ તે વફાદાર રહેશે એવું અનુમાન કરીને તેણે તેને પોતાના શરીરનું રક્ષણ કરવાના કામપર નિમ્યો. આ પછી થોડે વર્ષે તે નોકર હિંદુસ્તાનના જાણીતા સૈનાધિપતિમાંનો એક થયો. સૌથી સરસ એટલે શું? એ વિષે વિવેચન કરતાં બજજેટનું જન્મચરિત્ર લખનાર કહે છે કે "જો તમે વેપારી હો તો સૌથી સરસ વેપારી થવું, એ બેશક તમારી ફરજ છે પણ જે વેપારીમાં ઉંચા દરજ્જાની કળવિકળ છતાં પોતાની કળવિકળ દરેક કામમાં બીજાઓને પાછા પાડવામાં અને બરબાદ કરી નાખવામાં તે વાપરે, અને તેઓને હું અવિવેકી અને દયાહીન જણાઇશ એ વાતનો વિચાર ન કરે તો શું તે ઉત્તમ વેપારી કહેવાશે? તે ઘણો હોંશિયાર વેપારી કહેવાય પણ એથી વધારે કહેવાશે નહીં" જે જોડા સાફ કરનાર, તકરાર કરીને, ઘરાક પાસેથી વધારેમાં વધારે

પૈસા લે તે જોડા સાફ કરનાર સૌથી સરસ નથી, પણ જે પોતાનું કામ સૌથી સરસરીતે કરે છે અને પછી પોતાની મહેનતનો વાજબી અને યોગ્ય બદલો મેળવવાની ઇચ્છા રાખે છે તે સૌથી સરસ જોડા સાફ કરનાર છે. જે ગાડીવાળો તમને સૌથી સરસરીતે ગાડીમાં બેસાડીને લઇ જાય અને પછી ઠરાવેલા ભાડા કરતાં વધારે ભાડું માગવાની તકરાર કરે તે ગાડીવાળો સૌથી સરસ નથી, પણ જે સૌથી સરસરીતે તમને બેસાડીને લઇ ગયા પછી પોતાને વાજબી ભાડું મળવાથી સંતોષ પામે તે સરસ છે. એજ પ્રમાણે સૌથી સરસ વેપારી એ માણસ નથી કે જે પોતાનું કામ સૌથી સરસરીતે સમજે છે, અને બીજાઓને વાજબી નફો પણ મળે નહીં એવી રીતે તેમની સાથે સાથે સાટાં કરી નાખે છે, પણ જે વેપારી પોતાનું કામ સૌથી સરસરીતે સમજે છે અને બીજાઓના અજ્ઞાનનો અથવા ગરજનો ગેરવાજબી લાભ લેતો નથી. જે એ વાત ભૂલી જતો નથી કે બીજાઓનું હિત મારા હિત જેટલુંજ પવિત્ર છે તે સૌથી સરસ વેપારી છે.

સંપૂર્ણતા મેળવવાનો યત્ન કર્યાથી બધી શક્તિઓ કસાય છે, અને એક બીજા સાથે હળીમળીને પોતાનું કામ પૂરેપૂરૂં કરે છે. પરિણામ એ થાય છે કે મગજની શક્તિઓ એક સરખીરીતે ખીલે છે એટલુંજ નહીં પણ શરીરનો દેખાવ પણ સારો થાય છે. સૌથી સરસરીતે વાવેલું ખેતર જોવા જેવા એક ચિત્ર જેવું લાગે છે. તેની વાડ સીધી અને બરોબર હોય છે. ગાડું, બળદ અને ખેતીવાડીનાં બીજાં હથિયાર યોગ્ય ઠેકાણે રાખેલાં હોય છે. દરેક ઠેકાણે વ્યવસ્થા સફાઇ, સુખ અને તપાસીને ખર્ચ કરેલું જણાય છે, ઘાસ અને દાણાની જમીન સુરજના તડકામાં પોતાનાં કણસલાં વીંઝતી શોભાયમાન દેખાય છે. સૌથી સરસ ઘર રાખનાર માણસના ઓરડામાં

આપણે પેસીએ તો ઓરડો સ્વચ્છ અને સરસામાન એવી બરાબરરીતે ગોઠવેલો માલમ પડે છે કે બધું જોઇને આપણે સંતોષ પામીએ છીએ જોકે ઘર ઘણું નાનું હોય અને પૈસાથી મળતાં શોભાનાં સાધન તેમાં બિલકુલ ન હોય તોપણ સફાઈ, વ્યવસ્થા, સંભાળ અને જે વસ્તુઓ હોય તે ગોઠવવાની આવડથી તે એવું પવિત્ર દેવમંદીર જેવું લાગે છે કે ઘરનો મહેનતુ ધણી પોતાનું કામ કરી રહ્યા પછી સાંજે ઘર તરફ આકર્ષાય છે. ઇશ્વરે જે કંઈ થોડું આપ્યું હોય તેથી મગજ અને અંતઃકરણને ઘણુંમાં ઘણો ફાયદો આપવાને દરરોજના કામમાં સંપૂર્ણ વ્યવસ્થા રહે એના જેવું બીજું શું વધાવાલાયક છે? ઘરની આગળ ચોગાનમાં લીલી ઘરોની શોભાયમાન શેતરંજી બીછાવેલી હોય, ફૂલના છોડ તરેહ તરેહના રંગથી આંખને લલચાવતા હોય અને ચાલવાનો રસ્તો સુંદર અને સાફસુફ રાખેલો હોય તો તે ઘરધણીમાં ખુબસુરત વસ્તુઓ તરફ પ્યાર અને રમુજના હોવાનું સૂચવે છે એટલુંજ નહિ પણ એવું ઘર ગામડાને શોભા આપે છે અને શેહેરને માનભરેલું છે.

સૌથી સંપૂર્ણ વેપારી દરેક ચીજ તેની યોગ્ય જગોએ રાખે છે અને દરેક કામને તેને યોગ્ય વખતે કરે છે. તેનો દરેક કારકુન બોલાવે તે વખતે જવાબ દેવાને તત્પર હોય છે અને જેટલો તત્પર હોય છે તેટલો વિવેકી હોય છે. તે કિમ્મત અને નફો માફક રાખે છે. જેમ તેની દુકાનમાં કબાટ માલથી શોભે છે તેમ તેની માલ તોળી આપવાની જગા તેના પ્રમાણિકપણાથી અને સીધા વ્યવહારથી શોભે છે. તેની ખાનગી વર્તણુંક સારી હોય છે તેથી લોકો પણ તેનીપર ભરોસો રાખે છે. સૌથી સરસ કારીગર તે છે કે જે પોતાની કારીગરીના નમુના સૌથી સરસ બનાવે છે, અને વળી પર-

દેશથી મંગાવેલો માલ તૈયાર કરવામાં બરાબર પ્રમાણિકપણું વાપરે છે. મરહુમ ટીમોથી ગીલ્બર્ટ નામના પીપાનો નામના વાજાં બનાવનારને માટે એવું કહેવાતું હતું કે તેનો માલ પ્રમાણિક મહેનતનો નમુનો હતો, અને સૌથી સરસ વાજાં બનાવવાથી તેને જે શાખ મળી હતી તે તેનાં વાજાંમાંથી નિકળતા મધુર અને કાનને પ્રિય લાગે એવા સૂર જેવી સુંદર અને મધુર હતી. સંપૂર્ણતાથી પથરાતા ખુશનુમા દેખાવનાં આવાં ઘણાં દૃષ્ટાંતો છે. એ દેખાવો વિશેષે કરીને આકર્ષક લાગે છે, તેનું કારણ એ છે કે ઇશ્વર જેમ દરેક ચીજ તેની યોગ્ય જગાએ અને યોગ્ય વખતે સંપૂર્ણ બનાવે છે તેમ તે પણ હોય છે. જંગલમાં કોઇ સુગંધ લે નહીં એ જગાએ ઉગેલા ફુલઝાડનું ફૂલ, બાગ કે આંગણામાં વાવેલા ઝાડના ફૂલના જેવું સુગંધીવાળું અને સુંદર હોય છે. યુરોપિયનોએ વસાવેલા કોઈ દેશથી પાંચસેં માઇલને છેટે આફ્રિકાના જંગલમાં મંગોપાર્કને જે સેવાળ વાળી જગા માલમ પડી તેથી ઇશ્વરની સંભાળ અને ચતુરાઇ વિષે તેના મનમાં એવી સજ્જડ ખાત્રી થઇ કે તેને જીવવાની આશા આવી અને ઉભો થા, તું જીવીશ, એમ તેને પ્રેરણા થઇ. આ દુનિયાનું રાજતંત્ર ચલાવવામાં ઇશ્વર સંપૂર્ણતા વાપરે છે તેથી બધું ખુશનુમા દેખાય છે અને બધે આનંદ પ્રસરે છે, અને તારાઓ પણ જાણે એવું ગાતા ગાતા ફરતા જણાય છે કે આપણને બનાવનાર હાથ અલૌકિક છે.

સર જોશ્યા રેનોલ્ડસના વખતના પ્રખ્યાત ચિત્રકારો પૈકીનો તે એક હતો. ચિત્રકળામાં એટલી બધી પ્રવીણતા તેને શી રીતે મળી એ વિષે કોઇએ પૂછ્યું, તેનો તેણે જવાબ દીધો કે "માત્ર એકજ નિયમ પાળવાથી મને પ્રવીણતા મળી છે. તે નિયમ એ છે કે "દરેક

ચિત્ર મારાથી બની શકે એવું ઉત્તમ કરવું." આ કળાનું જ્ઞાન લઇને તમેજ જન્મ્યા છો એમ કોઇ કહેતું ત્યારે એ વાતનો તે ચોખ્ખો ઇનકાર કરતો, અને કહેતો કે મને જે કીર્તિ મળી છે તે મારૂં દરેક ચિત્ર ઉત્તમ બનાવવામાં મેં અથાગ શ્રમ અને ખંત વાપરી છે, તેથી મળી છે. આ પુસ્તકમાં જે લાયક પુરૂષોનાં ચરિત્રોમાંથી ઉતારા આપવામાં આવ્યા છે તેમનાં જીવનચરિત્રો આપણે તપાસી જોઇશું તો આપણને માલુમ પડશે કે ફતેહ મેળવવાનો આ ગુણ થોડો અથવા ઘણો તેમનામાં દેખીતો હતો. રોજર શરમન અમેરિકામાં સૌથી સરસ રાજનીતિજ્ઞ પુરૂષ ગણાવા લાગ્યો તે પહેલાં સૌથી સરસ મોચી હતો. હ્યુમીલર જેમ પોતાની જુવાનીમાં કોઇ સલાટ કરતાં ઉતરતો નહોતો તેમ ત્રીસ વર્ષ પછી અનુભવસિદ્ધ જ્ઞાનવાળા કોઇ ભૂસ્તરવેત્તાથી ઉતરતો નહોતો ફ્રાન્કલિન જેમ પચાસ વર્ષે સ્થાવરજંગમવિદ્યામાં અને અર્થશાસ્ત્રમાં પોતાના સંપૂર્ણ જ્ઞાનને માટે જાણીતો થયો હતો તેમ ૨૦ વર્ષની ઉમ્મરે છાપવાની કળામાં પ્રવીણતા માટે જાણીતો થયો હતો. ગીડીયન લી, એમોસ લૅારેન્સ અને સેમ્યુયલ એપલટન પહેલી પંક્તિના વેપારી થયા તે પહેલાં, તેમાંનો પહેલો પહેલી પંક્તિનો ચામડીઓ હતો, બીજો પહેલી પંક્તિનો ગુમાસ્તો હતો અને ત્રીજો પહેલી પંક્તિનો ખેડુત હતો. આ પ્રમાણે હરેક ધંધારોજગારમાં ફતેહ પામેલા પુરૂષોનાં જીવનચરિત્ર આપણે તપાસી જોઇશું તો માલમ પડશે કે જે ધંધો પોતે કરતા હોય તેમાં સંપૂર્ણતા મેળવવાની ધારણા રાખીને તેઓ કામ કરતા હતા. ડેનિયલ વેબ્સ્ટર આગળ કાયદાના એક જુવાન વિદ્યાર્થીએ ફરિયાદ કરી કે વકીલના ધંધામાં હવે એટલા બધા માણસ થઇ ગયા છે કે નવાને કંઇ ફાયદો મળે નહીં. વેબ્સ્ટરે તેને જવાબમાં કહ્યું કે

"જુવાન માણસ! ગમે એટલાં માણસ થઇ ગયાં હોય તોપણ ટોચે હમેશ જગા હોય છે." ટોચે આવવાની ધારણા રાખવાથી મગજ અને અંત:કરણના દરેક ગુણને ઘણામાં ઘણી નોકરી કરવાની ફરજ પડે છે. ટોચે ચઢવાની ધારણા રાખવાથી જુવાન માણસ ત્યાં ચઢી શકે કે ન ચઢી શકે તોપણ તેની દરેક શક્તિનો પૂરેપૂરો ઉપયોગ થાય છે.

મરહુમ સેમ્યુલ વૉર્ડ ઉત્તમ સરાફોમાંનો એક હતો, અને કદાચ સૌથી સરસ સરાફ હતો એમ કહીએ તોપણ ચાલે. પોતાના ધંધામાં ટોચે ચઢવાનો નિશ્ચય કરવાથી તેને ઉત્તમ સ્થિતિએ પહોંચવામાં ઘણી મદદ મળી હતી. ચૌદ વર્ષની ઉમ્મરે તે ધંધામાં પડ્યો હતો અને તેની કળવિકળ તથા ખંત એટલી બધી હતી કે તેના તરફ બધાનું ધ્યાન ખેંચાયું હતું. એક માણસે તેને પૂછ્યું કે "તમારી શી ધારણા છે?" તેણે જવાબ આપ્યો કે "અમેરિકામાં સૌથી ઉત્તમ સરાફ થવાની હું ધારણા રાખું છું." જો તે સૌથી ઉત્તમ નહીં થઇ શક્યો હોય તોપણ એટલું તો નક્કી છે કે તેના હરીફો તેના જેટલે દરજ્જે પહોંચી શક્યા નહોતા. નીચેના ભાગમાંજ વધારે ભીડ થાય છે. સૌથી નીચેના ભાગમાં અને મધ્યેના ભાગમાં હરીફોની સાથે કુણીઓ વીંઝી પોતાની જગા નભાવી રાખવાની જરૂર પડે છે; પણ ટોચના ભાગમાં એટલી થોડી ભીડ થાય છે કે ત્યાં તેમ કરવાની જરૂર પડતી નથી.

આપણે એ વાત ભૂલી જવી ન જોઇએ કે દુનિયામાં હલકી જાતનું કામ ઘણું થાય છે. હજારો લોકો પોતાના ધંધામાં ચઢતા નથી; અને ચઢવાની ધારણા પણ રાખતા નથી. કંઇ કામ કરવાને આપણે ઉંચી જાતનો સૂથાર, ચિતારો અથવા કારીગર શોધીએ છીએ.

જે માણસ પહેલવહેલો આપણને મળે તે શું પોતાના ધંધામાં ઉઃ પંક્તિનો હોય છે? અમુક ધંધો જેટલા માણસ કરતા હોય તેટ બધા શું એવા હોય છે કે સારૂં કામ કરાવવું હોય તો તે આપ તેમને સોંપી શકીએ? ના. નથી હોતા, પ્રવીણ માણસ શોધી કા વાની અને તે મળતા સુધી વાટ જોવાની આપણને ફરજ પડે ! પોતાના ધંધામાં જેમણે શ્રેષ્ટતા મેળવી હોય એવા માણસોની સંખ ઘણી થોડી જોઇને આપણે આશ્ચર્ય પામીએ છીએ. ઉત્તમ દરજ્જા જેટલા માણસ હોવાની આપણે ગણત્રી કરીએ તેના કરતાં પ થોડા માણસો આપણને મળી આવે છે. ઘણા કારીગરો ગરીબ અ કંગાલ કેમ માલમ પડે છે અને પેટિયાને ખાતર મજુરી કરી પોતા દહાડા કેમ કાઢે છે તેનો ખુલાસો આથી થાય છે. તે સૌથી સઃ કામ કરનાર હોતા નથી. માત્ર સૌથી સરસ કામ કરનારને સ કામ અને સારી રોજી મળે છે. "જેમ પાણી વધારે નીચાણની જ તરફ દોડે છે તેમ કામ સારા હાથ તરફ દોડે છે. જે માણસ હલ કારીગરીનું કામ કરનાર હોય છે અથવા જેની કામ કરવાની લાય એટલીજ હોય છે કે તેને કામ જોઇએ છીએ તે માણસને બહુ ક મળતું નથી."

ચોક્કસપણું કેટલું બધું જરૂરનું છે એ વાત શ્રેષ્ટતા મેળવવા ઉમેદ રાખનાર પુરૂષો સારી રીતે જાણે છે. એક ઘરાકના હિસાબ ભૂલ કરવાને માટે એક શેઠ પોતાના વાણોતરને ઠપકો આપતો હ એટલામાં તે વાણોતર બોલી ઉઠયો કે "માત્ર બે પાઇની ભૂલ એમાં તે શું!" તે વાણોતરનું ધારવું એવું હતું કે બે પાઇની ભ થાય તો તેમાં કંઇ બોલવા જેવું નહોતું; બે રૂપિયાની ભૂલ થઇ હે તો જુદી વાત હતી. ચોકસપણાનો આથી સારો વિચાર તેના

નહોતો. ગણત્રી લગભગ ખરી હોય તો વ્યવહારમાં બધાં કામ ચાલે એમ તે માનતો. પણ થોડો વિચાર કર્યો હોત તો તેનો વિચાર તેનેજ ભૂલભરેલો માલમ પડત, અને ચોકસાઇ રાખવામાંજ ફાયદો છે એમ તેને લાગત. પોતાની ગણત્રી ખરી હોવાથી જે સંતોષ થાય છે તેનો, અને આખી દુનિયામાં તેનું એવું નામ નિકળે કે એને તો જરાપણ ભૂલ ગમતી નથી, તો તેથી તેની આબરૂ કેટલી બધી વધે તેનો જો આવો કારકુન વિચાર કરે તો ચોકસ રહેવું એ ઘણું સારૂં છે એમ તેને લાગ્યા વગર રહે નહીં.

વિદ્વાન્ અને કેળવણી પામેલા માણસોએ પોતાની ભાષામાં કરેલી કેટલીક ભૂલો તરફ અમારૂં ધ્યાન હાલમાં ખેંચાયું છે; અને તેપરથી સંપૂર્ણતા તરફ વધારે ધ્યાન આપવાની જરૂર જણાય છે. કેટલાક જણ પોતાની ભાષામાં વ્યાકરણની સાધારણ ભૂલો કરે છે. જો વ્યાકરણ પ્રમાણે શુદ્ધ બોલવાની અને લખવાની ચોકસ ટેવ તેઓ રાખે તો આવી ભૂલ થાય નહીં. આવી ભૂલો ઘણી જુજ છે એમ જુવાન માણસો કદાચ ધારતા હશે; પણ જો તે જુજ હોય તોપણ જુજ બાબતો તરફ દુર્લક્ષ કરવું નહીં એમ અમે કહીએ છીએ; જે ભૂલો દૂર થઇ શકે એવી છે તે ભૂલો કરીને આપણી ભાષાની ખુબી બગાડવી એ કંઈ સારૂં નથી. જ્યારે અભ્યાસ અને સંભાળથી શુદ્ધ બોલી શકાય છે ત્યારે શુદ્ધ બોલવું એજ ડહાપણભરેલું છે. સર્વ બાબતોમાં સંપૂર્ણતાની ટેવ રાખવાની અમે ભલામણ કરીએ છીએ, પણ આવી ટેવ પાડવામાં આ અને એના જેવી બીજી જુજ ભૂલો આડે આવે છે, માટે એવી જુજ ભૂલો પણ ન થવા દેવી જોઇએ.

જે જુવાનિયો પોતાના ધંધા કરતાં પોતાને ઉંચો ગણતો હોય તેને સંપૂર્ણતા મળી શકશે નહીં. જો તે ખેતી કે વેપાર કરવો હલકો

ગણુતો હોય અને ખેતર કે દુકાન છોડીને સરકારી હોદ્દાની નોકરી લેવા જતો હોય તો સમજવું કે તે નિષ્ફળતાના રસ્તાપર ચાલે છે. ધંધો ઉંચનીચ ગણવાની આવી ભૂલ કરનારને ફતેહ મળે એ અશકય છે. ખેડુતનો કે કારીગરનો ધંધો છોડીને ઘણા જુવાનિયાએ એકાદ વિદ્વતાવાળો ધંધો એ ધંધાના માનને ખાતર પસંદ કરેલો છે એ વાત ખરી છે પણ તેમને પોતાના નવા ધંધામાં મધ્યમ ફતેહ મળેલી છે તેનું કારણ આજ છે; નવો ધંધો તેમણે પસંદ કર્યો તે તેમના માનને ખાતર પસંદ કર્યો; તે ધંધો સારી રીતે કરવાને ખાતર પસંદ કર્યો નહોતો.

ઍમોસ લૉરેન્સે એક બીંદડી એક ઘરાકને ત્યાં પહોંચાડવાનું પોતાના એક કારકુનને કહ્યું. બીંદડી ઉંચકીને જઉં તો મારી આબરૂ જાય એમ કહીને કારકુને તે કરવા ના પાડી. તે પરથી લૉરેન્સ જાતે બીંદડી ઉપાડીને પહોંચાડી આવ્યો. ફરીથી ના કહેવાનો તે જુવાન માણસને પ્રસંગજ આવ્યો નહીં. ફિલાડેલ્ફિયામાં એક ધુસણિયા જુવાન વેપારીએ બજારમાંથી એક દિવસ ખાવાનું ખરીદ્યું, અને તે પોતાના ઘર સુધી ઉંચકી લેવાને એકદમ વગરના ખોખલા જેવા ઘરડા ડોસાને એક શિલિંગ આપવા કહ્યું. પછીથી તેને માલમ પડ્યું કે એ ડોસો પ્રખ્યાત લક્ષાધિપતિ ગીરર્ડ હતો, તેથી તે ઘણો શરમાયો. ગીરર્ડ તે વખતે નોકરનો વેશ ભજવતો હતો. તેનો વિચાર આ જુવાન માણસને તેની બેવકુફાઇ બતાવી આપવાનો નહોતો.

ડેનિયલ શેફર્ડે બોસ્ટનમાં લુહારનો ધંધો શરૂ કર્યો ત્યારે જે લોઢું તે ખરીદતો તે પોતાને ખભે ઉંચકીને લાવતો ફ્રાન્કિલને ફિલાડેલ્ફીયામાં પહેલવહેલું છાપખાનું કાઢયું ત્યારે વખારમાંથી દુકાને આપવાના કાગળ તે ઠેલણ ગાડીમાં મૂકીને લઇ જતો. ન્યુયોર્કનો

એક લક્ષાધિપતિ ટ્રોય શહેરમાં તગારૂં ઉંચકીને પોતાનો પહેલો ડૉલર કમાયો હતો. ન્યુઇંગ્લાંડના સૌથી પૈસાદાર કારખાનાવાળામાંનો એક જણ કહે છે કે મારા શેડને ખુશી કરવાને રૂ પીંજવાનો સંચો હું ચલાવતો તે વખતને માટે હું ઘણો મગરૂર છું. અમેરિકામાં બાપ્ટિસ્ટ પંથના ધર્મગુરુઓમાં સૌથી વધારે માન પામેલો તથા વધારે લોકપ્રિય થયેલો એક ધર્મગુરૂ પાઠશાળામાં ભણતો ત્યારે પોતાનું ખર્ચ કાઢવાને પોતાની સાથે ભણતા વિદ્યાર્થીઓને લાકડાં ચીરી આપતો; પ્રખ્યાત જયોર્જ વ્હાઇટફીલ્ડ ઑક્સફર્ડની પાઠશાળામાં હલકી નોકરી કરીને મફત જમતો અને ભણતો, તે વખતે તે એવું કામ શીખ્યો કે જેથી બન્ને ખંડમાં તે નામ કાઢી શક્યો. આ બધા લોકોને શરૂઆતમાં હલકો જાતની નોકરી કરવી પડી હતી તેથી તે કંઇ દિલગીર થયા નહોતા. ટોચે ચઢવાને તેઓનું મન એવું એકાગ્ર થયું હતું કે આવો વિચાર તેમના મનમાં કદી આવતો જ નહીં. એક કવિએ કહ્યું છે કે " માન અને કીર્તિ અમુક સ્થિતિવાળાનેજ મળી શકે છે એમ કંઇ નથી. તમારૂં કામ જે હોય તે બરાબર કરો કારણ કે તેમાંજ બધું માન રહેલું છે."

ફતેહમંદ નિવડેલા પુરૂષોનાં ચારિત્રોમાંથી એવા ઘણા દાખલા મળી આવે છે અને તે પરથી સ્પષ્ટ જણાય છે કે પોતાના કામને તેઓ કદી હલકું ગણતા નહીં. જ્યારે નેપોલિયન પારિસની લશ્કરી પાઠશાળામાં દાખલ થયો ત્યારે તેને માલમ પડયું કે દરેક વિદ્યાર્થી પોતાના ઘોડાની ચાકરી કરવાને અને પોતાની ખિદમત કરવાને એકેક નોકર રાખે છે. આ રીત સામે તેણે વાંધો ઉઠાવી તે બંધ કરાવવા અધ્યાપકને એક પત્ર લખ્યો અને તેમાં જણાવ્યું કે " લશ્કરી કામ શીખનારે પોતાને હાથે સાફ કરતાં શીખવું જોઇએ; અને

રણક્ષેત્રમાં જે જે કામ કરવાની તેને જરૂર પડે તે કરવાની તેણે ટેવ પાડવી જોઇએ " ત્યાર બાદ ફ્રેન્ટેબ્લોમાં તેણે લશ્કરી કામ શીખવવાની નિશાળ સ્થાપન કરી હતી ત્યાં આ રીત દાખલ કરી હતી અને તે કેવી વ્યવહારોપયોગી છે તે બતાવી આપ્યું હતું. જે માણસ એવો મગરૂર હોય છે કે પોતાની જાતનું કામ પણ કરી શકે નહીં તે ખચિત નિષ્ફળ નિવડવાનો; એવા માણસને કદી ફતેહ મળે નહીં.

મહાન પિટરે પોતાની રૈયતને ફાયદો કરવાની ધારણાથી પોતાનો રાજા તરીકેનો પોશાક બાજુએ મૂકી જુદા જુદા ધંધા શીખવા માંડયા હતા. વહાણ બનાવવાની કળા શીખવવાને તે ઇચ્છા રાખતો હતો અને મજુરનો વેશ લઇ આમ્સ્ટર્ડામની ઇસ્ટ ઇન્ડિયા ગોદીમાં દાખલ પણ થયો હતો. "તે મજુરો સાથે કામ કરવા લાગ્યો અને તેમના જેવો પોશાક પહેરી, તેમના જેવા ખોરાક ખાઇ અને તેમના જેવાં ગરીબડાં ઝુંપડાંમાં રહી, સર્વ વાતે તેમના જેવો બની ગયો." આ પ્રમાણે મજુર તરીકે તેણે કેટલાક માસ સુધી કામ કર્યું હતું.

વૉશિંગ્ટનના જીવનચરિત્રમાંથી આવી જાતના ઘણા જાણવા જોગ દાખલા મળી આવે છે. જ્યારે અમેરિકન લશ્કર ન્યુજર્સેના મોરિસ ટાઉનમાં શિયાળાની મોસમમાં છાવણી નાખી પડયું હતું અને ખોરાકની તંગીમાં હતું ત્યારે એક ભૂખ્યા સિપાઇને તેણે કહ્યું કે મારા મેજપર જા અને ખાઇ લે. તે સિપાઇ પોતાની નોકરીપર હતો તેથી તેણે તેમ કરવા ના પાડી. વૉશિંગ્ટને તરતજ તે સિપાઇની બંદુક પોતાના હાથમાં લીધી અને તે સિપાઇ ખાઇ રહ્યો ત્યાં સુધી તેની જગોએ પેરો ભર્યો. બીજે એક વખતે લશ્કરની કેટલીક ટુકડીઓ વેલાઆઉટમેથી રેડહુક સુધી બચાવનાં કામ કરવામાં

રોકાઇ હતી ત્યારે એક ટુકડી કપ્તાનથી હલકા દરજ્જાના અમલદારની દેખરેખ નીચે એક મોટું લાકડું ઉંચું કરતી હતી. જ્યારે સિપાઇઓ લાકડું ઉંચું કરતા હતા ત્યારે તે અમલદાર "ચાલો, હં, ઉપાડો." એમ બૂમ પાડવા શિવાય બીજું કંઇ કરતો નહોતો. એવામાં એક ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યો અને તે અમલદારને પૂછવા લાગ્યો કે "તમે કંઇ મદદ કેમ નથી કરતા ?" તે અમલદાર ગુસ્સે થઈ બોલ્યો "શું હું મદદ કરૂં ? તમે જાણો છો કે હું કોણ છું ? મારે તમને જણાવવું જોઇએ કે હું અમલદાર છું." તે ઘોડેસ્વાર ગૃહસ્થ પોતાના ઘોડાપરથી એકદમ હેઠે ઉતરી પડી સિપાઈઓને લાકડું ઉંચું કરવામાં મદદ કરવા લાગ્યો અને થોડા વખતમાં જ્યાં તે ચઢાવવાનું હતું ત્યાં ચઢાવી દીધું. પછી તે અમલદારની પાસે આવી તેણે કહ્યું "અમલદાર સાહેબ ! મારૂં નામ જ્યૉર્જ વૉશિંગ્ટન છે. હું ન્યુયૉર્કથી આ કામ કેમ ચાલે છે તે જોવા આવ્યો છું. આ કામ પૂરૂં થઇ રહે કે તરત તમે તમારા ઉપરી અધિકારી જનરલ સુલીવાનને મુકામે મળજો." આ મોટમવાળો અમલદાર, બિનસનંદી અમલદારની પાયરી કરતાં ઉંચે ચઢ્યો નહીં. તેના જેવા હલકા માણસને, વૉશિંગ્ટન, કરનલ અથવા જનરલ કરી શક્યો નહીં.

આ સંબંધમાં વૉશિંગ્ટનની સંપૂર્ણતા વિશે કહેવું જોઇએ કે હુંડીઓ, રસીદો, ચિઠ્ઠીઓ, વેચાણનાં કબાલા અને બીજા કાગળોની નકલો કરીને ધંધાને માટે કેળવણી લેવાની તેણે શરૂઆત કરી હતી, એ કામ તે એવી સ્વચ્છતા અને સુંદરતાથી કરતો કે તેનું લખાણ નમુના તરીકે ગણવામાં આવતું; અને સોળ વર્ષની ઉમ્મરે તે શાળામાંથી ઉઠયો ત્યારે ઘણા વેપારીઓએ તેને નોકરીમાં લેવા માગણી

કરી તેના ખાનગી કામમાં, અને વિશેષે કરીને સન ૧૭૫૯ થી ૧૭૬૪ સુધી, તે પોતાની વિશાળ જમીનમાં પાકતી વસ્તુઓ લંડન મોકલતો અને તેને બદલે જે માલ જોઇએ તે મંગાવતો. તે અરસામાં તેની સંપૂર્ણતા વિષે મિ. સ્પાર્કસ કહે છે કે "આ કામમાં તે એટલો બધો ચોકસ હતો કે એ કામને માટે ખાસ તૈયાર કરેલી ચોપડીઓમાં, મંગાવેલા સામાનની લાંબી લાંબી યાદીઓ અને જુદા જુદા સોદાગર અને વેપારી પાસે જે જે માલ મંગાવ્યો હોય તેની અનેક પ્રકારની પહોંચો તે પોતાને હાથે લખતો. આ પ્રમાણે કરીને તે પોતાના કામપર સંપૂર્ણ નજર રાખતો, કિમ્મત મેળવતો; દગો, ગેરવ્યવસ્થા અથવા ગેરકાળજીથી થયાં હોય તો તે પકડી કાઢતો; સામા માણસે કંઇ ગેરલાભ લીધો હોય તો તે જાણી શકતો; અને એવી વાત તેના જાણવામાં આવતી કે તરત સામા માણસને તે જણાવવાને ચૂકતો નહીં." તેના જાહેર કામકાજના સંબંધમાં મિ. સ્પાર્કસ કહે છે તે જયારે યુનૈટેડસ્ટેટસનો પ્રેસિડંટ થયો ત્યારે પણ ત્રિજોરી તરફથી આવેલા હેવાલનો અને તેની સાથે આવેલા બીજા કાગળોનો ઘણી મહેનત અને ધીરજથી તે કાળજીપૂર્વક ટુંકામાં સાર કાઢતો; આથી કરીને છૂટક છૂટક ઘણી હકીકત અને ગુંચવણભરેલી ઘણી રકમોપરથી કાઢેલા આંકડા તે સંપૂર્ણરીતે સમજી શકતો અને વ્યવસ્થાસર ગોઠવી રાખી શકતો; બીજી કોઇ રીતથી આ બાબતો આટલી બધી સારી રીતે સમજી શકાય નહીં.

ફિલાડેલ્ફિયાના મરહુમ આર્ચઝાક ટી. હુપરે એક વખત ગ્રેટબ્રિટનની મુલાકાત લીધી હતી. ડબ્લીનમાં એક શ્રીમંતને ઘેર તેને જમવા બોલાવ્યો હતો, જયારે તે ગૃહસ્થને ઘેર તે હતો ત્યારે બીજા એક જણે તેને બીજે દિવસે પોતાને ત્યાં જમવા આવવાનું લેખી

આમંત્રણ મોકલ્યું. કુપરે તે આમંત્રણની ચિઠ્ઠી મોટેથી વાંચી તે સાંભળીને પેલો ગૃહસ્થ બોલ્યોઃ—"એ લોકો ઘણા આબરૂદાર છે પણ પહેલી પંક્તિના નથી. તે અમારા ધર્મના છે પણ અમારી બરોબરીના નથી. તેમનો પિતા કારીગર હતો." કુપરે જવાબ દીધો "હું પણ કારીગર છું. જો આ વાત તમારા જાણવામાં હોત તો કદાચ તમે મને જમવા નોતરત નહીં." યજમાન બોલી ઉઠયો "તમારા જેવા દેખાવનો અને તમારા જેવી બુદ્ધિવાળો માણસ કોઇ દહાડો કારીગર હોય એ વાત શું બનવા જેવી છે?" કુપરે જવાબ દીધો "ઘણાં વર્ષ સુધી મેં દરજીનો ધંધો કર્યો છે. જુઓ મારા હાથ, તે પર કાતરનાં ચાઠાં તમને નથી દેખાતાં? ફિલાડેલ્ફિયાના મેયર થવા પામેલા કેટલાક ગૃહસ્થોએ દરજીનું કામ કરેલું છે. જ્યારે હું ત્યાં રહેતો ત્યારે ત્યાંના સરન્યાયાધીશની સાથે હું ઘણીવાર રસ્તામાં ચાલતો. મારા મનમાં કોઇ દિવસ એમ નહોતું આવ્યું કે તેમાં મને કંઇ માન છે; અને હું ધારૂં છું કે તેના મનમાં પણ એવો વિચાર કદી આવ્યો નહીં હોય" ગ્રેટબ્રિટનમાં જાતિભેદની લાગણી આ પ્રમાણે પ્રસરેલી છે એ અજાયબ પામવા જેવું છે; કારણ કે ત્યાં તેથી ઉલટી લાગણીને જાહેરમાં વખાણવામાં આવે છે. એક અંગ્રેજ રાજપુરૂષને માટે એવું કહેવાય છે કે—એમાં તેને માન અને આબરૂ જ છે—હાઉસ ઑફ કૉમન્સના એક સભાસદે એક વખત સભામાં તેને ગાળો દઇ તેની સાથે લઢવા માંડયું અને તેને મહેણું મારી કહ્યું કે "તું નીચા કુળમાં જન્મેલો છું. મારા બાપના તું જોડા સાફ કરતો હતો તે હજી મને યાદ છે" તે રાજપુરૂષે એવો જવાબ આપ્યો કે જેથી આખી સભા દિંગ થઇ ગઇ. "વારૂ સાહેબ! પણ હું એ કામ બરાબર રીતે નહોતો કરતો?" પોતાનું કામ બરાબર રીતે કરવાના માનથી તે પૂર્ણરીતે સંતોષ હતો.

પોતાના ધંધાને હલકો ગણવાથી જેમ ફતેહ મેળવવામાં વિઘ્ન પડે છે તેમ પોતાની હલકી ઉત્પત્તિથી શરમાવાથી પણ પડે છે, જૉનીકૅટ નામનો બાઇબલનો પ્રખ્યાત અભ્યાસક થઇ ગયો છે તેણે પોતાની નોંધમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—" મારી હલકી ઉત્પત્તિ મારે યાદ રાખવી જોઇએ, અને મારે કદી ભૂલી ન જવું જોઇએ કે જે ગરીબાવસ્થા અને કંગાલતામાંથી હું ઉપર આવ્યો છું, તેમાં કંઈ અણધારી બીના બનવાથી મારે ફરી જવું પડે. " તેર વર્ષની ઉમ્મરે તે અનાથાશ્રમમાં હતો અને સાવ બહેરો હતો; ત્યાં તે ગુણ-પાટના જોડા બનાવતો અને તે કામ એવી કુશળતાથી કરતો કે એક મોચીએ પચીસ ત્રીસ ગરીબોમાંથી તેને પસંદ કરી પોતાની દુકાને નોકર રાખ્યો. ત્યારબાદ કેટલાક મિત્રોએ એવી સલાહ આપી કે એક લોકપ્રિય દંતવૈદ્ય તેનું ભલું ઇચ્છતો હતો તેની પાસેથી દાંતનું વૈદુ તેણે શીખવું; એક વર્ષમાં તેણે આ કામમાં એટલી પ્રવિણતા મેળવી કે પોતાની આગવી દુકાન શરૂ કરવાની તેને સલાહ આપવામાં આવી; આ કામ માથે લેવાની તે તૈયારી કરતો હતો, એવામાં દૈવ યોગે છાપવાના કામ તરફ તેનું લક્ષ દોરાયું. આમાં પણ તેણે પહે-લાંના જેવી પ્રવિણતા મેળવી અને એક દૂર દેશમાં આવેલું 'ફૉરેઇન મીશનરી સોસાઈટી'નું છાપખાનું ચલાવવાને થોડા વખતમાં તે લાયક થયો. જે કામ શીખવાનું હોય તે સંપૂર્ણ રીતે શીખી જવાના તેના સર્વોપરી ગુણને લીધે તે આખરે વિવેચનકળામાં પ્રવીણ વિદ્વાન થયો અને તેના વખતના બાઈબલના અભ્યાસકોમાં સૌથી શ્રેષ્ટનો બરો-બરીઓ થયો. તે એમ ધારતો કે બાળપણમાં તેણે ભોગવેલી ગરી-બાઇ અને અપ્રસિદ્ધિની યાદગીરી તેણે ઉંચામાં ઉંચી ફતેહ મેળવવાને અવશ્યની હતી. સ્કૉલગરની મગરૂબી સાથે સરખાવવા જેવું આ

ઉમદા દૃષ્ટાંત છે. સ્કૅાલિગર ગર્વિષ્ઠ વિવેચક હતો અને એક નાના આકારની તસબીરો ચિતરનારનો છોકરો હતો; તેથી તે એટલો ઉદાસ થતો કે પોતે લખેલા આત્મચરિત્રમાં તેણે એવું સાબિત કરવાનો યત્ન કર્યો કે "વીરોનાના રાજવંશી કુટુંબનો છેલ્લો હયાત પુરૂષ" હું છું. આવા અભિમાનથી વિવેચનકળામાં વધારે કુશળ થતાં તે અટકયો નહીં હોય તોપણ તેથી તેના જાતિભાઇઓમાં તેની પ્રતિષ્ઠા તથા વજન ઘણાં કમી થયાં છે.

નિરાભિમાનથી સ્વર્ગનો દરવાજો ખુલ્લો થાય છે એટલુંજ નહીં પણ આ દુનિયામાં પણ ફતેહ મળે છે. કહ્યું છે કે "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ." આ કહેવત ધર્મ સંબંધી બાબતોને વિશેષરીતે લાગુ થતી હશે તોપણ તે દુનિયાદારીનાં કામકાજને લાગુ પડતી નથી એમ નથી. પોતાના ધંધાથી અથવા પોતાના ગરીબ સંબંધીઓથી શરમાવું એ એવા પ્રકારની જૂઠ છે કે તે શ્રેષ્ટતા મેળવવામાં આડે આવે છે. "ટોચે" ચઢવાનો ઉમદા રસ્તો પકડવાને મોટું અને ઉદાર મન જોઇએ તે એવા સાંકડા વિચારના માણુસમાં હોતું નથી.

ઘણું પણ ઉપરચોટિયું જ્ઞાન હોય તેના કરતાં થોડું પણ સંપૂર્ણ રીતે મેળવેલું જ્ઞાન કેટલું બધું વધારે ઉપયોગી છે એ વિષે "જાત મહેનત"માંથી લીધેલો નીચેનો ઉતારો આપી આ પ્રકરણ અમે સમાપ્ત કરીએ છીએ.

"જ્ઞાનની કિમ્મત તેના જથ્થામાં સમાયલી નથી પણ તેના ઉપયોગમાં સમાયલી છે. તેટલા માટે થોડું પણ ચોક્કસ જ્ઞાન, ઉપરચોટિયા ગમે તેટલા જ્ઞાન કરતાં વ્યવહારમાં વધારે ઉપયોગી થાય છે. 'જ્ઞાનનો પ્રસાર' હાલ થયેલો હોવા વિષે આજકાલ કહેવામાં આવે તે ખરૂં તો છે પણ એ પ્રસાર એટલોબધો પહોળો થયો છે અને

જ્ઞાનનું પડ એટલું પાતળું થઇ ગયું છે કે તેથી નીચે આવેલું અજ્ઞાન દેખાડી આપવાની ગરજ સરે છે. હાલની પેઠે ઘણાં પુસ્તક વાંચવાનો પણ થોડાનોજ અભ્યાસ કરવાનો પ્રચાર આગળ નહોતો; અને હરેક બાબત વિષે જરાજરા જાણનાર, પણ એકપણ બાબત પૂરેપૂરી નહીં જાણનારની સંખ્યા હાલમાં ઘણી ઝડપથી વધતી જાય છે. કેટલાક લોકો પોતાના ગજવામાં એક જાતનું નાનું ચાકુ રાખે છે તે ચાકા સાથે આવા પુસ્તક વાંચનારની સરખામણી કોઇએ કરી છે તે વાસ્તવિક છે. એ ચાકામાં એક સાધારણ ચાકા ઉપરાંત કાનસ, રશી, આરી, શહાયડી, ઇસ્કુ ફેરવવાનું રાચ અને કાતર હોય છે, પણ તે બધાં એવાં નાનાં હોય છે કે જે વખતે તેમનું કામ પડે છે તે વખતે નકામાં માલમ પડે છે."

---

# પ્રકરણ ૫ મું.

---

## એકાગ્રતા.

એક જૂની કહેવત એવી છે કે "જે એક ધંધા કરતો હશે પોતાની સ્ત્રી અને સાત છોકરાંનું ગુજરાન કરી શકશે પણ સાત ધંધા કરનાર પોતાનું ગુજરાન પણ કરી શકશે નહીં." આનું કારણ થાડું છે: એક ધંધો કરનાર પોતાનું બધું ધ્યાન તેમાં પરોવે છે; સાત ધંધા કરનારનું ધ્યાન સાત ઠેકાણે વહેંચાયલું હોવાથી એકેમાં ફત આવતું નથી. બધી તોપોનો માર કોઇએક અમુક સ્થળે ચલાવાથી કિલ્લામાં બાકોરું પાડી શકાય છે. "મર્ચન્ટસ મેગેઝીન" મના ચોપાનિયામાં કોઇએ લખ્યું છે કે "દુનિયામાં ફતેહ મેળવ-

નાર માણસ નિશાન તરફ તાકીને બંદુક ફોડનાર જેવો હોય છે. જો તેણે ફોડેલી બંદુક નિશાન ચૂકે તો તેથી દારૂનો વ્યય નકામો જાય છે. નિશાન પર અથવા તેની નજીક વાગે ત્યારેજ તેણે ફેંકેલી ગોળાથી ઉપયોગી અર્થ સરે છે. એજ પ્રમાણે દુનિયા રૂપી રમતમાં માણસ જે કામ કરે તે ગણત્રીમાં ગણાય એવી રીતે કરવું જોઇએ. જો એમ ન થાય તો તેને કર્યા વગર રહેવા દેવું એ પણ સરખુંજ છે. એકાદ મોટી ધારણા પાર પાડવા તરફ પોતાનું બધું ધ્યાન રોકવાને બદલે, ઘણાં કામમાં જે માણસ પોતાની મહેનત વહેંચી નાખે છે તે માણસ કરતાં, વાયુગતિસૂચક યંત્રને મથાળે ચોઢેલી પાટીઆની ચીપ, કોઇ સંચો ચલાવવાને બદલે નકામી હવામાં ફડફડે છે તે વધારે નિરૂપયોગી નથી. લાટિન ભાષામાં કહેવત છે કે “ જે બે સસલાની પાછળ દોડે છે તે એકેને પકડી શકતો નથી ” તે વાસ્તવિક છે.

પ્રખ્યાત અર્લ ઑફ ચેથામ નો દીકરો વિલિયમ પિટ્ કે જેણે અઢારમાં સેંકડાના મામલામાં અગ્રેસર ભાગ લીધો છે તેને બચપણથી જાહેર કામમાં ભાગ લેવાની કેળવણી આપવામાં આવી હતી. તેના આઠમા વર્ષથી તેને જણાવવામાં આવ્યું હતું કે તારા પ્રખ્યાત બાપનું નામ રહે એવી જાહેર જીંદગી તારે ગુજારવાની છે. આ એકજ ધારણા પાછળ તેણે બાળપણામાં પણ પોતાનું બધું લક્ષ રાખ્યું હતું અને એટલી ઉમ્મરના છોકરાને છાજે એવી ઘણીજ જાણવાજોગ બુદ્ધિ બતાવી હતી. શાળામાં કે પાઠશાળામાં જે જે અભ્યાસ તે કરતો, જે જે કામ તે કરતો, જે જે રમત તે રમતો તે બધામાં એવી ગોઠવણ રાખી હતી કે તેને માટે યોજેલી ધારણામાં મદદ થાય. તેના બાપે તેના મનમાં જે એક ધારણા ઠસાવી હતી

તેમાં એવી એકાગ્રતાથી તેણે પોતાનું મન પરોવ્યું હતું કે બાવીસ વર્ષનો થયો તે પહેલાં તે પાર્લામેન્ટનો સભાસદ થયો, ત્રેવીસ વર્ષની ઉમ્મરે ચાન્સેલર ઑફ ધી એકસચેકર થયો અને પચીસ વર્ષની ઉમ્મરે રાજ્યનો મુખ્ય પ્રધાન થયો. એ ધારણા પાછળ એથી ઓછું લક્ષ તેણે રાખ્યું હોત તો આટલી કીર્તિ તે મેળવી શકયો નહોત, અને તે વખતના સૌથી સરસ અને બુદ્ધિશાળી રાજપુરૂષોની સામે હરીફાઇમાં આટલો બધો ફાવી ગયો નહોત. જ્યારે તેને સત્તા મળી ત્યારે પણ પોતાની મૂળ ધારણના કામમાં તેની એકાગ્રતા ઓછી થઇ નહોતી. જેમ જેમ તેની પ્રતિષ્ઠા વધતી ગઈ તેમ તેમ તેની માનસિક અને નીતિનિયમાધીન શક્તિઓને તે એ ધારણામાં વધારે ને વધારે કામે લગાડતો ગયો. તેની જબરી સ્વેચ્છા પ્રમાણે પા સેંકડા સુધી ઈંગ્લાંડ પર તેણે સત્તા ભોગવી, અને તેની યાદગીરી કાયમ રાખવાને એક આભારી પ્રજા જેટલાં માન આપી શકે તેટલાં લઇને પચાસ વર્ષની ઉમ્મર પહેલાં તે સ્વર્ગવાસી થયો.

એક બીજા પ્રકારના કામમાં એકાગ્રતાનું ઉદાહરણ જેમ્સ વોટના ચરિત્ર પરથી મળે છે. બાળપણમાં યાંત્રિક કરામત અને ગણિત શાસ્ત્રના અભ્યાસ તરફ પ્રીતિ માટે તે મશહુર થયો હતો. તેને ઘેર આવેલા એક પાડોશીએ તેને સઘડીના પથરાપર લીંટિઓ દોરતો જોયો તેથી તેના બાપને તેણે કહ્યું કે "આવી રીતે વખત ગુમાવવા દેવા કરતાં એને નિશાળે બેસાડો તો સારૂં." બાપે જવાબ દીધો "તમે એ વિષે સલાહ આપો તે પહેલાં એ શું કરે છે તે જુઓ તો સારૂં." તપાસ કરતાં તે પાડોશીને માલમ પડયું કે છોકરો ભૂમિતીના કૃત્યનો ખુલાસો કરે છે. તેનામાં યાંત્રિક વિદ્યાનું કામ કરવાની ખાસ આવડ હતી તેથી તેના બાપે ડહાપણ વાપરી

એવું ઠરાવ્યું કે તેણે પોતાનો વખત એ વિષયના અભ્યાસમાં ગાળવો. તે વીસ વર્ષનો થયો નહીં એટલામાં ગ્લાસગોની સર્વવિદ્યોત્તેજકાલયે પોતાને માટે ગણિત સંબંધી યંત્ર બનાવી આપવા તેની નિમણુંક કરી. આ જગોનું કામ કરતાં તેણે ઘણી ઉપયોગી બનાવટો તૈયાર કરી પોતાની અજબ જેવી યાંત્રિકબુદ્ધિ બતાવી આપી. તેના નાનપણમાં તેની મા ચ્હા બનાવતી હતી ત્યારે કીટલીમાંથી વરાળ નીકળતી જોઇને "વરાળ બનાવવા અને જમાવવા" તરફ તેનું લક્ષ ગયું હતું. કીટલીમાંથી નિકળતી વરાળપર કલાકના કલાક સુધી તે અખતરા કરી જોતો; અને વરાળનું સ્વરુપ કેવું છે અને તેમાં કેટલી શક્તિ રહેલી છે એ વિષેનું મૂળજ્ઞાન તેને આ પરથી થયું હશે એમ લાગે છે જેને હાલના લોકો 'ઘેલછા' કહે એવી એકાગ્રતાથી તેની વહાલી વાતને વળગી રહી તે ભારેમાં ભારે મુશ્કેલીઓ દૂર કરી શક્યો, અને યાંત્રિક શક્તિ તરીકે વરાળ કેવી ઉપયોગી છે એ તેણે બતાવી આપ્યું. બીજી શોધો કરીને પણ તેણે પોતાની અગાધ બુદ્ધિ બતાવી આપી છે, તોપણ તેની હમેશની નામના તેણે બનાવેલા વરાળ યંત્રથી થઇ છે. "વરાળ યંત્રથી દુનિયામાં ચાલતા ધંધા રોજગારનું રૂપજ ફરી ગયું છે અને દર વર્ષે માણસની શક્તિ અને હાકેમી વધતીજ જાય છે." આ એકજ બાબતમાં એકાગ્રતાથી પોતાની બુદ્ધિ રોકવાથીજ તે પોતાની ધારણા પાર ઉતારી શકયો અને વેસ્ટમિન્સ્ટર એબ્બીમાં તેની યાદગીરીની સ્થંભપર લખ્યું છે તેમ "શાસ્ત્રના પ્રસિદ્ધ ઉપાસકોમાં અને દુનિયાનું ખરૂં ભલું કરનારાઓમાં મોખરાની જગા લેવાને લાયક થઇ શક્યો.' '

બોસ્ટનના મરહુમ ડેનિયલ સેફર્ડના જીવનચરિત્રપરથી કામમાં એકાગ્રતાના ફાયદાનું બીજું એક ઉદાહરણ મળેછે. આઠથી સોળ

વર્ષની ઉમ્મર સુધી તે પોતાના ગરીબ પણ લાયકીવાળા પિતાને માટે ગામડામાં ખેતરપર મજુરી કરતો અને વર્ષમાં માત્ર થોડા દહાડા તેને નિશાળે જવાનો લાભ મળતો. સોળ વર્ષની ઉમ્મર થઇ ત્યારે લુહારનો ધંધો શીખવાનો તેણે નિશ્ચય કર્યો અને એ ધારણા પાર પાડવાને તેણે ઘર છોડયું. સૌથી વધારે સ્વચ્છ અને લોકપ્રિય ધંધામાં જેટલા મન અને દ્રઢતાથી તે કામ કરત તેટલાથી આ મેલો ધંધો તેણે કરવા માંડયો. તેનો કાકો મસાચ્યુસેટ્સ પ્રગણાના સાલેમ ગામમાં રહેતો હતો તેને ત્યાં તેને શાગીર્દ તરીકે મૂકવામાં આવ્યો હતો. તે કાયદા પ્રમાણે લાયક ઉમ્મરનો થાય ત્યારે તેને "છૂટો કર્યાનો પોશાક" આપવો અને પાંચ વર્ષ સુધી તેનું ખાધા ખર્ચ અને લુગડાં ખર્ચ આપવું. જ્યારે તે ઓગણીસ વર્ષનો થયો ત્યારે તેના કાકાએ કહ્યું કે "જો તું છૂટો થયાનો પોશાક માગુ નહીં તો હું તારી શાગીર્દીનો બાકીનો વખત રદ્દ કરી તને રજા આપું." સારૂં નક્કી થયું અને ડેનિયલ પોતાનાં થોડાં લુગડાંલત્તાં હતાં તે બાંધી પગે ચાલીને બોસ્ટન જવા નિકળ્યો. તૈયાર કરી રાખેલી કંઇ નોકરી લેવાને તે જતો નહોતો તેમ જે ધંધો "મળી આવે" તે કરવા જતો નહોતો. પણ લુહારનો જ ધંધો કરવા જતો હતો. વિલિયમ આડમ્સ નામના એક જ માણસને તે બોસ્ટનમાં ઓળખતો હતો અને તે પણ લુહાર હતો. બન્ને એકજ ગામના—મસાચ્યુસેટસ પ્રગણાના હેમિલ્ટન ગામના—હતા. તેથી એક બીજાને ઓળખતા હતા. રવિવારની સવારે વહેલો ઉઠી તેની વીશીમાંથી પોતાના મિત્રની શોધ કરવા તે નિકળ્યો અને સારે નસીબે લેમ્બર્ટેન આગળ વૉશિંગ્ટન મહેલ્લામાં તે તેને મળી આવ્યો. ત્યાંથી બન્ને પાર્ક સ્ટ્રીટ દેવળમાં ગયા. એ દેવળમાં તે પછીથી ઘણા વર્ષ સુધી ગયો હતો

અને તે ભાગમાં ઘણો આગળ પડતો અને પ્રતિષ્ઠિત ગણાયો હતો. આપરથી જણાય છે કે તેની એકાગ્રતા તેના ધંધામાં તેમજ તેના ધર્મમાં બન્નેમાં હતી. સોમવારે સવારે આડમ્સ સાથે તેણે પંત્યાળુ કર્યું. આડમ્સની દુકાનમાંનો સરસામાન (હથિયાર અને લોઢું) ગણત્રી કરતાં ૨૪૦ ડોલરનો થયો. જ્યારે ડેનિયલ પોતાના કાકાને ત્યાં શાગીર્દ હતો ત્યારે રાતે વિશેષ કામ કર્યા બાબત ૬૦ ડૉલર કમાયો હતો. આમાંના વીસ તેણે પંત્યાળી પેઢીમાં નાખીને બાકીના ૨૨૦ નું ખાતું પાડી આપ્યું. શરૂઆતમાં તે લોઢાના સળીયા ખરીદ કરતો અને પોતાની પીઠપર દુકાને વહી લાવતો. ચાર વર્ષ પછી તે પરણ્યો. અને જૂનો સામાન ખરીદ કરી પોતાનું ગરીબડું ઘર તૈયાર કર્યું. એ સામાન પણ લોઢાની પેઠે પોતાની ખાંધે રાતે વહી લાવ્યો હતો. લુહાર શિવાય બીજું કંઇ થવાની આશા રાખ્યા વગર અથવા ઈચ્છા રાખ્યા વગર આ પ્રમાણે તેણે પોતાનું બધું ધ્યાન લુહારના કામમાં લગાડયું. દસ વર્ષમાં તે પચીસ હજાર ડૉલર કમાયો. તેનું કારખાનું સાહસ, કરકસર અને ઉત્તમ પ્રકારની કારીગરી માટે પ્રખ્યાત થયું અને શહેરના દરેક ભાગમાંથી તેને ત્યાં ઘરાકી આવવા લાગી. તેને ત્યાં કામ એટલું બધું વધ્યું કે આખરે પચાસ માણસ તેના કારખાનામાં તેને રાખવાં પડયાં. તે ઘણો પૈસાદાર થયો નહીં, કારણ કે ચાળીસ વર્ષની ઉમ્મરે જ્યારે તેની પાસે પીસ્તાળીસ હજાર ડૉલર થયા ત્યારે ત્યાર પછીની કમાઇ અને મિલ્કતની આવકમાંથી પોતાના કુટુંબનું ગુજરાન ખર્ચ જતાં બાકી રહે તે પોતાની નજરમાં યોગ્ય લાગે એવા પરોપકારના કામમાં ખર્ચી દેવાનો તેણે ઠરાવ કર્યો હતો. ચોસઠ વર્ષની ઉમ્મરે તે મરી ગયો. તેણે પોતાની હયાતીમાં લગભગ એક લાખ ડૉલર પરોપકારના કામમાં ખર્ચ્યા;

પીસ્તાળીસ હજાર ડૉલર પોતાની પાછળ તે મૂકી ગયો. તેની કારકીર્દિપરથી જણાઇ આવે છે કે માણસ રાજપુરૂષ, શોધ કરનાર, વેપારી કે લુહારનો ધંધો કરવાનો ઠરાવ કરે તો પણ તેના કામમાં એકાગ્રતા અને તેની સાથે હમેશ રહેતા બીજા ગુણથી તેને ફતેહ મળ્યા વગર રહેતી નથી. અમારે કહેવું જોઇએ કે ડેનિયલ સેફર્ડે સારું નામ કાઢયું હતું અને તેની દોલત કરતાં દશ લાખ ગણી કિમ્મતની આબરૂ અને પ્રતિષ્ઠા તેણે મેળવી હતી.

કામમાં એકાગ્રતાના ગુણનાં ઘણાં ઉદાહરણ આપી શકાય એમ છે. લ્યુથરના મનની મુખ્ય ધારણાં નીતિમાં સુધારો કરવાની હતી, ન્યુટનનું મન પદાર્થ વિજ્ઞાનમાં, હર્ષલનું ખગોળમાં, ડેવીનું રસાયન શાસ્ત્રમાં, પાસ્કલનું ગણિતમાં, વિલ્બર્સફોર્સનું ગુલામગિરીના બંધમોચનમાં, મોઝાર્ટનું ગાયનમાં, વૉશિંગ્ટનનું રાજનીતિમાં, ફ્રાન્સમાં ઉથલપાથલ કરાવવામાં અગ્રેસર ભાગ લેનારનું સ્વતંત્રતામાં અને વાઇટફીલ્ડનું મુક્તિમાં એકાગ્ર થઇ ગયું હતું. એકજ ધારણા રાખવાથી તે મોટા થઇ શકયા હતા અને દુનિયાને ફાયદો કરી શકયા હતા. ખ્રિસ્તીધર્મ ફેલાવવાનું કામ કરવામાં પોલ સરખાને પણ એકાગ્રતા જરૂરની લાગી હતી. અને તેણે કહ્યું હતું કે "આટલું એકજ કામ હું કરીશ." જેને 'પ્રજ્ઞ પુરૂષ' એવું ઉપનામ આપવામાં આવ્યું છે તેણે પોતાનાં "છોકરાં" ને આ પ્રમાણે શિખામણ દીધી હતી:—"તારી આંખોને સીધે સીધું જોવા દેજે અને તારાં પોપચાં બરોબર તારી નજર આગળ રાખજે. તારા પગના રસ્તાનો વિચાર કર અને તારા બધા રસ્તા સ્થાપિત થવા દે. જમણી કે ડાબી બાજુએ ફરતો નહીં."

ઘણા જણ નિષ્ફળ કેમ નિવડે છે એ વાતનો ખુલાસો "નઠોર

નિશાળીઆને વતરણાં ઘણાં" એ કહેવતથી થાય છે. ઘણાં કામ તરફ ધ્યાન રાખવાથી એકે કામ તરફ પૂરતું ધ્યાન રહેતું નથી. અમે જાણીએ છીએ કે દાક્તર આમ્સ કલાર્કના મત પ્રમાણે "નઠોર નિશાળીઆને ઘણાં વતરણાં હોઇ શકેજ નહીં," અને એ કહેવત "ધિક્કારી કાઢવા જોગ અસત્ય વાતનું દઢ કથન કરે છે." તેની શિખામણ એવી હતી કે "ઘણાં કામ હાથમાં લીધાં હોય તો પણ તે બધાંને ચાલતાં રહેવા દો." પણ તેમને ચાલતાં રાખવાં એજ મુશ્કેલી ભરેલું છે હજારમાં એક માણસ પણ તેમને ચાલતાં રાખી શકે નહીં. એમ કરવાની કળવિકળ અને કૌવત તેમનામાં હોતાં નથી. એવા માણસો નિષ્ફળ નિવડે છે તેનું કારણ એછે કે પોતાનાથી થઇ શકે નહીં એટલું બધું કામ કરવાને તેઓ પ્રયત્ન કરે છે. એક યોજના વિષે નેપોલિયનને તેના એક અમલદારે કહ્યું કે 'તે અશક્ય છે." નેપોલિયને જવાબ દીધો, "શું તમે અશક્ય છે એમ કહો છો ? 'અશક્ય' એ વિશેષણ બેવકુફ લોકો વાપરે છે." પણ યુરોપમાં એકજ નેપોલિયન થયો છે અને અમેરિકામાં તો એકે થયો નથી. અને તેને પણ ઘણાં કામ હાથમાં લેવાનું ફળ આખરે વૉટરલુની લઢાઇમાં મળ્યું હતું જ.

થઇ શકે તેથી ઘણાં કામ સાથે હાથમાં લેવાથી દુનિયામાં સૌથી વધારે બુદ્ધિશાળી માણસોમાંના પણ ઘણા જણ નિષ્ફળતા પામ્યા છે. કોલરિજ બુદ્ધિમાં રાક્ષસ જેવો હતો પણ કામ કરવામાં બાળક જેવો હતો. પોતાના સમયનાં બીજાં માણસો કરતાં બુદ્ધિમાં ચઢિયાતો છતાં, કામ કરવામાં તે બધાના કરતાં ઉતરતો હતો. તેનું ખરૂં કારણ એ હતું કે તેના કામ અને વિચારમાં એકાગ્રતાની ખામી હતી. તે ઘણાં કામ હાથમાં લેતો પણ થોડાં જ પૂરાં કરતો. તે

સારી શરૂઆત કરી જાણતો. પણ જેવી રીતે શરૂઆત કરી હોય તેવી રીતે કામ પાર ઉતારી શકતો નહીં. તે મનસૂબા કરવામાં મોટો હતો પણ તેનો અમલ કરવામાં નાનો હતો. ચિત્ત એકાગ્ર રાખે અને તેને ખૂબ મહેનત કરાવી તેની ભારે શક્તિઓને જાગ્રત કરે એવી ચોકસ ધારણા તેણે રાખેલી ન હોવાથી તેની જીંદગી નિષ્ફળ નિવડી. જ્યારે કોલરિજ જેવા મહાન પુરૂષો ધારણા અથવા ઉદેશ વગર કામ કરવાથી નિષ્ફળ નિવડયા છે ત્યારે સાધારણ માણસોને એ પ્રમાણે કરવાથી નિષ્ફળતા મળે અથવા તેઓ ગભરાઇ જાય અથવા ભૂલ કરે એમાં કંઇ નવાઇ છે ?

જુવાન માણસે શો ધંધો કરવો એ જેમ વધારે વહેલું નક્કી કરવામાં આવે તેમ તેને વધારે ફાયદા ભરેલું છે, જેઓને માટે બાળપણથી નક્કી કરવામાં આવ્યું હોય છે કે તેમણે અમુક રસ્તો લેવાનો છે તેઓ ફતેહમંદ નિવડવાને માટે જાણીતા થયા છે. પ્રખ્યાત દાકતર ફાર છોકરવાદમાં હતો ત્યારથી તેણે શું કરવું એ નક્કી કર્યું હતું. 'તું શું થઇશ.' એમ બાલ્યાવસ્થામાં તેને પૂછવામાં આવતું ત્યારે તે હમેશ એવો જવાબ દેતો કે "ધર્મ ગુરૂ થઇશ." તેણે બરાબર નિશ્ચય કરીને જવાબ દીધો હતો એ વાત એ પરથી જણાય છે કે તેણે પોતાનું વાંચન, અભ્યાસ અને રમતો પણ એવી રાખી હતી કે એ ઉદ્દેશમાં તેને મદદ કરે. તે પોતાના સોબતીઓને વ્યાખ્યાન આપતો, કોઇ કોઇ વાર મુએલાં પક્ષીને માટે મડદાને દાટતી વખતે કરવામાં આવે છે એવો ધર્મોપદેશ કરતો. ધર્મગુરૂ શિવાય બીજા કોઇ કામના વિચારમાં-તે ગરક થઇ જતો નહીં. તેના બાપની ઇચ્છા એવી હતી કે તેણે વૈદ્યનો ધંધો શીખવો; પણ ધર્મગુરૂ થવાને તેના દીકરાનું વલણ એવું મજબૂત હતું કે ઘણો નાસીપાસ થઇને તેણે પોતાની ઇચ્છા

પડતી મૂકી. ત્યાર પછી તેનો વખત, કૌવત, ઉદ્યોગ અને ખંત ધર્મ-ગુરુના ધંધામાં તેણે રોક્યાં અને ( ખ્રીસ્તી દેવળમાં ) ઉપદેશકના આસનપરથી ભાષણ કરનારાઓમાં સૌથી શ્રેષ્ઠ થયો.

કોલંબસના સંબંધમાં પણ એ જ પ્રમાણે બન્યું છે. જુવાનીમાં તેણે ભૂગોળનો અભ્યાસ કરવાને શોખ બતાવ્યો હતો, અને એવી કલ્પના કરી હતી કે આટલાન્ટિકની પશ્ચિમે મોટા દેશો આવેલા હોવા જોઇએ. એ સંબંધના વિચાર તેના મનમાંથી ખસતાજ નહીં અને તે પોતાના મનને પૂછતો કે " એ દેશ હું શી રીતે ખોળી કાઢી શકું ? કોઈ દિવસ તે ખોળી કાઢવાં એવી તેની ધારણા હતી. તે વહાણવટી થયો અને આખરે પોતાની ધારણા પાર ઉતારવાનો તેણે નિશ્ચય કર્યો; પણ એ કામ શીરીતે કરવું ? તેની પાસે પૈસા નહોતા તેમ તેણે પ્રખ્યાતી પણ મેળવી નહોતી. આવું મહાભારત કામ કરવાને પોતાના મનની એકાગ્રતા શિવાય બીજા કશાની સહાય તેને નહોતી; પણ " મન હોય તો માળવે જવાય." તેની આ એકની એક ઇચ્છાથી તેની હોંશ ખીલી નિકળી. મદદને માટે પોર્ટુગાલના રાજાને તેણે અરજ કરી. પણ મદદ કરવા તેણે ના પાડી. પોતાના ગામના લોકોને તેણે મદદ કરવા વિનંતિ કરી તે પણ ફોગટ ગઇ. પછી તે વેનિસ ગયો અને ત્યાં અરજ કરી તે પણ અફળ ગઇ. આટલાથી તે ડગ્યો નહીં, પણ સ્પેન ગયો અને ત્યાં રહી ત્યાંની સરકારને કાલાવાલા કરી મદદ કરવા દર વર્ષે અરજ કરતો રહ્યો. આખરે તેના કાલાવાલાને લીધે તેને જરૂરિયાત મદદ આપવા સ્પેનની સરકારે કબુલ કર્યું. જો કોલંબસ પોતાની જુવાનીનો વિચાર લક્ષમાં રાખી પોતાની જીંદગીની ધારણા તરીકે તેને વળગી રહ્યો ન હોત તો તેને નડેલી મુસ્કેલીઓ તે દૂર કરી શકત નહીં, અને તેનું નામ આટલું બધું જાણીતું થાત નહીં.

લૉર્ડ નેલ્સન બાર વર્ષની ઉમ્મરનો હતો ત્યારથી તેણે કરવાનો ધંધો નક્કી કર્યો હતો અને આરમારમાં દાખલ થયો હતો. લૉર્ડ માર્લબરોએ સિપાઇગીરીનો ધંધો કરવાનો નિશ્ચય કર્યો ત્યારે તે પંદર વર્ષનો હતો. પ્રખ્યાત અમેરિકન લેખક વિલયમ બર્ટ તેર વર્ષની ઉમ્મરનો હતો ત્યારે તેણે લેખકનો ધંધો કરવાનો નિશ્ચય કર્યો હતો. હાર્વર્ડ સર્વવિદ્યોત્તેજકાલયનો સૌથી વધારે લોકપ્રિય થયેલા રસાયનશાસ્ત્રી નહાનો હતો ત્યારથી એ ધંધો તેણે કરવા માંડયો હતો અને બાર વર્ષની ઉમ્મરે તેના બાપના ઘરમાં તેને માટે એક ન્હાની પ્રયોગશાળા તૈયાર કરવામાં આવી હતી. પચીસ વર્ષની ઉમ્મરે દેશના સૌથી સરસ રસાયનશાસ્ત્રીઓની બરોબરીમાં તે ગણાવા લાગ્યો. કામમાં એકાગ્રતા રાખવાથી માણસની શક્તિઓને ફતેહનો રસ્તો જડે છે એટલુંજ નહીં પણ એ રસ્તો તેથી ટુંકો થાય છે.

એ વાત નિઃસંશય છે કે સર રૉબર્ટ પીલ તેના બાપ કરતાં મોટો થયો તેનું કારણ એ છે કે તેના બાપે હાઉસ ઑફ કામન્સને માટે તેને કેળવણી આપી હતી. તેની નાની વયમાં તેના મનમાં બીજી બાબતો સાથે એ વાત ઠસાવવામાં આવી હતી કે તારે તારી જીંદગી હાઉસ ઑફ કૉમન્સમાં કાઢવાની છે. બાળપણમાં ભાષણ કરવાની ટેવ તેને પાડવામાં આવી હતી. ભાષણકર્ત્તાને માટે ઉંચું આસન જોઇએ તેને માટે એક ટેબલ તે કામમાં લેતો; પોતાના ગોઠીઆઓને બેસાડી પાર્લામેન્ટની નકલ કરતો અને આ પ્રમાણે અભ્યાસ કરી જે ઉંચા સ્થાને તે પ્રખ્યાત થયો તે સ્થાનને માટે તૈયારીઓ કરવા માંડી. તે જે જે કાર્ય કરતો તે પોતાની ધારણા લક્ષમાં રાખીને કરતો. એ ધારણા પાર પાડવામાં અડચણ કરે એવું કંઇ કામ કરવામાં આવતું નહીં. તેની જીંદગીની આ એકજ

ધારણા હતી તેથી પોતાનો દરેક અનુભવ અને કૃત્ય—વાંચન, અભ્યાસ, મહેનત અને રમત—આ ધારણા પાર પાડવામાં મદદ કરે એવી રીતે તે કરતો.

અમે કહી ગયા છીએ કે જુવાન માણસ, વેપારી, ધર્મગુરૂ અથવા લુહાર ગમે તે થવાનો નિશ્ચય કરે તો પણ બધું સરખુંજ છે. કારણ કે બધા ઉપયોગી ધંધામાં સરખું માન છે; તેથી જો પ્રતિષ્ઠા મેળવાની તેની ઈચ્છા હોય તો ગમે તેમા તે તેને મળી શકે. "ઘરનાં ધુમાડિયાં સાફ કરનાર" ડેવિડ પોર્ટરની ઇગ્લાંડના ઇતિહાસમાં તારીફ કરેલી છે. જ્યારે તે નાનો છોકરો હતો ત્યારે કોઇ છાનોમાનો તેને ઘેરથી તેને ચોરી ગયો હતો અને તેની મરજી વિરૂદ્ધ એ કામ તેની પાસે કરાવ્યું હતું. એ કામમાં તેણે શ્રેષ્ટતા મેળવી અને અઢાર વર્ષનો થયો ત્યારે સ્વતંત્ર રીતે એ ધંધો કરવા લાગ્યો. બર્નાડ કહે છે કે થોડા વખતમાં તે "ઘણો બુદ્ધિશાળી અને ઉપયોગી માણસ થયો અને વેઠએક મહેલ્લામાં હોંશિયાર ધુમાડિયું સાફ કરનાર ગણાવા લાગ્યો." તેને ફતેહ મળી તેનું કારણ એ હતું કે જેમ ઓપાઈ બુદ્ધિ વાપરી રંગ મેળવતો તેમ તે પોતાની બુદ્ધિ વાપરી ધુમાડિયાં સાફ કરતો. પોતાની ફુરસદનો વખત પોતાનું જ્ઞાન વધારવામાં તે ગાળતો, અને આ બાબતમાં પોતાની જીજ્ઞાસા પૂરી કરવાને રાતે ઉંઘવાના વખતમાંથી પણ થોડો વખત કાઢતો. તેના સમજવામાં આવ્યું હતું કે જ્ઞાનથી તેના કામની કિમ્મત અને ગૌરવ વધશે. ઉપયોગી ધંધા ગમે તેટલા હલકા હોય તોપણ જ્ઞાનથી તે ઉંચા થાય છે. જ્ઞાનવાળો ખેડુત, લુહાર, સુથાર, વેપારી અથવા ધુમાડિયું સાફ કરનાર બીજી વાતે તેમના જેવાજ પણ જ્ઞાન વગરના ખેડુત, લુહાર, સુથાર, વેપારી અથવા ધુમાડિયું સાફ કરનાર

કરતાં વજન અને લક્ષણુમાં ચઢિયાતા હોય છે. ડૉક્ટર પોર્ટરને ઘણાં માન અને પ્રતિષ્ઠા મળ્યાં. તેણે મિલ્કત મેળવી અને તેની સાથે ધુમાડિયું સાફ કરનાર માણસ અને છોકરાં જે ઘણું કરીને અજ્ઞાન અને હલકા વર્ગનાં હોય છે તેમની ઉન્નતિ કરવામાં મહેનત કરી. એ વિષયપર તેણે લખેલા પુસ્તકથી તેમની તરફેણમાં લોક મત ફેરવવાને પરોપકારી મનના માણસ જાગૃત થયા. તેની આખર અવસ્થામાં કોઇએ તેને પૂછયું કે " જે ધંધો લોકો ધિક્કારી કાઢે છે અને હલકો ગણે છે તેમાં આટલી બધી પ્રતિષ્ઠા તમે શી રીતે મેળવી શક્યા ? " તેણે જવાબ દીધો, " એક કલાક અથવા એક મિનીટ નકામો ન ખરચ્યાથી. "

ચોકસ ધારણા રાખીને કામ કર્યું હોય તો એકાગ્રતાથી કેટલો બધો ફાયદો થાય છે તે જુઓ ! સઘળા ચાલાક જુવાન માણસો થોડું અથવા ઘણું વાંચે છે; પણ અમુક વિષયનો અભ્યાસ કરવાનું નક્કી કરીને તે વિષય સંબંધીજ થોડાજ જણ વાંચે છે. ઇતિહાસ, જીવનચરિત્ર, મુસાફરી, નવલકથા વગેરે કંઈ પણ ચોકસ ધારણા વગર તેઓ વાંચે છે. કિમતી અને દમ વિનાનું, સારૂ, નરસુ અને મધ્યમ જે પુસ્તક હાથમાં આવી ચઢે તે તેઓ વાંચે છે. આવું વાંચન છેકજ નકામું ન હોય તો પણ પદ્ધતિસર વ્યવસ્થિત વાંચનની સાથે સરખાવતાં તેમાં ગયેલો વખત વ્યર્થજ છે. ઉદાહરણ તરીકે ઇતિહાસ જેવો વિષય પસંદ કરી તેપર શું શું વાચવું એ જુવાન માણસ નક્કી કરે અને ઘણા માસ અથવા ઘણાં વર્ષ સુધી એ પ્રમાણે અભ્યાસ કરે તો જ્ઞાનના એ વિષયમાં તે પ્રખ્યાત થયા વગર રહેશે નહીં. એ વિષય સંતોષકારક રીતે પૂરો કર્યા પછી તેણે જીવનચરિત્ર જેવો બીજો વિષય પસંદ કરવો અને એવીજ બારીક

રીતે તેનો અભ્યાસ કરવો એટલે દેશોદેશનાં પ્રખ્યાત સ્ત્રી પુરૂષોની હકીકતથી તે માહિતગાર થશે અને તેનું મગજ તેને પોતાને માટે તેમજ બીજાઓને માટે એક લાયક સોબતી થશે. હાલના વખતમાં જુવાન માણસો જે પુસ્તકો વાંચે છે તેથી તેઓ એવા બગડી જાય છે કે તેમની જાતના પણ લાયક મિત્ર થઇ શકતા નથી. એવા વાંચનથી કંઇ જ્ઞાન વધતું નથી, પણ આ દુનિયામાં હોઇ શકે નહીં અને વ્યવહારમાં અમલમાં મુકી શકાય નહીં એવા વિચાર તેમના મગજમાં ભરાય છે. જે પુસ્તક વાંચવાને બદલે બાળી નાખવા યોગ્ય છે તે પુસ્તકો વાંચી માણસ પોતાનું મગજ કે જેથી તે હેવાનથી ઉંચી પંક્તિનો ગણાય છે તેને ભુખે મારે છે અથવા નાનું કરી નાખે છે. અમે ઉપર જે રીત બતાવી છે તે રીતે ચોક્કસ ધારણા રાખી વાંચવાથી જુવાન સ્ત્રી અને પુરૂષોની ઉન્નતિ થાય છે.

સોબતીઓના સંબંધમાં પણ એજ નિયમ લાગુ પડે છે. ઘણા જુવાન માણસો કંઇ પણ પૂર્વવિચાર અથવા ધારણા વગર " રામ, ગોવિંદ કે લક્ષ્મણ " ગમે તેની સોબત કરે છે. સદ્‌ગુણી અને પ્રામાણિક રીતે રહેવાને ઇચ્છા રાખનારામાંના કેટલાકે પણ મિત્રો કેવા રાખવા એ વિશે કંઇ ચોક્કસ ધોરણ ઠરાવેલું હોતું નથી. એવા માણસોએ આ પ્રકરણમાં વિવેચન કરેલો વિષય મિત્રોના સંબંધમાં પણ લાગુ પાડવો અને માત્ર એવા મિત્રો પસંદ કરવાનો નિશ્ચય કરવો કે જેમની સોબતથી, તેમની બુદ્ધિ, મરદાની, અને ડાઘ વગરની વર્તણુંકપર સારી અસર થાય. એમ કરવાથી ચોક્કસ ધારણા રાખવાના અમુલ્ય ફાયદા તેમને હાંસલ થયા વગર રહેશે નહીં.

ધંધો પસંદ કરવામાં પણ એજ પ્રમાણે કરવું જોઇએ. ઘણા

જુવાન માણસોએ નિશ્ચય કર્યો હોતો નથી કે આપણે શો ધંધો કરીશું. તેઓ કરી શકે એવા ઘણા ધંધા હોય છે પણ તેમાંથી કયો પસંદ કરવો એ નક્કી કરવાનું કામ મુશ્કેલ જણાયાથી તેઓ કંઇ પણ નિશ્ચય કર્યા વગર અકસ્માત્થી જે ધંધો કરવાનું બની આવે તે કરે છે. પોતાની જીંદગી કઈ બાબતમાં ગાળવાની છે એ વાતનો શરૂઆતથી બરોબર વિચાર કરી તેમણે નક્કી કરી રાખવાની કેટલી બધી જરૂર છે એ તેમણે જાણવું જોઇએ, અને તે પ્રમાણે ચાલવું જોઇએ આવો અગત્યનો પ્રશ્ન ચોક્કસ રીતે નક્કી કરવાથી, આકાશમાંથી વાગતા રણસીંગાના અવાજથી જેમ લશ્કર ભેગું થાય તેમ તેમની માનસિક અને નીતિનિયમાધીન શક્તિઓ પાછી એકઠી થાય છે.

જુવાન માણસો આગળના વિચાર કર્યા વગર માત્ર હાલને માટે કંઇ ધંધો પસંદ કરે છે આગળ જતાં આપણે શું કરવાનું છે? અથવા શામાં વધારે ફાયદો થશે? એ વાતનો જરા પણ વિચાર કર્યા વગર હાલ જેમાં ફાયદો મળે તે કામ તેઓ પસંદ કરે છે, પરિણામ એ થાય છે કે અઢાર વર્ષની ઉમ્મરે મળતો હોય તેથી વધારે પગાર તેમને ત્રીસ વર્ષની ઉમ્મરે મળતો નથી અને ગમે તેમ કરી પોતાના ગુજરાન જેટલું કમાઇ ખાવાને તેઓ એક કામ મૂકીને બીજું લે છે અને બીજું મૂકીને ત્રીજું લે છે. આ વર્ગના માણસોનું આપણા દેશમા આખું લશ્કરનું લશ્કર છે. એ વર્ગના લોકો ચોક્કસ ધારણા વગરના અને દયા ખાવા જેવા હોય છે. એમાંના ઘણા જણે જીંદગીપર્યન્ત સુખી થવાય એવા એકાદ સારા ધંધામાં પડવાનો સોનરી તક ખોઇ હોય છે અને પોતાને હાથે કરીને જીવના સુધી વૈતરું કરવાની પગચક્કી પસંદ કરી હોય છે. કંઇ પણ ચોક્કસ ધારણા સવેળાથી નક્કી કરી તેને દૃઢતાથી તેઓ

વળગી રહ્યા હોત તો તેમને આટલું દુ:ખ ખમવાનો પ્રસંગ આવ્યો નહોત.

કામમાં એકાગ્રતા રાખવાની ટેવ સાથે પોતાની જાતપર આધાર રાખવાની ટેવ હોવી જોઇએ. પોતાના પંડપર આધાર રાખવાની ટેવ જુવાન માણસમાં ન હોય તો એમ સમજવું કે ફતેહ મેળવવાને તે પૂરતી રીતે તૈયાર થયો નથી. પોતાની જાત કરતાં બીજાઓ પર વધારે આધાર રાખવાની ટેવ હોવાથી તે દઢતા અને શ્રમથી યોજના કરી શકશે નહીં અને કરેલી યોજનાનો અમલ કરી શકશે નહીં. પોતાની જાતપર આધાર રાખવાનો ગુણ જેમ તેનામાં વધારે હશે તેમ તે પોતાની ધારણામાં વધારે એકાગ્રતા અને દઢતા બતાવશે. પોતાની જાતપર આધાર રાખવો એ પોતાની જાતનો ગર્વ રાખવો નથી, પણ દુનિયામાં પોતાનો રસ્તો કાપવાને પોતાના સામર્થ્યપર આધાર રાખવાનો મરદાઇભરેલો ગુણ છે અને તે બધે વખણાય છે. જ્યારે સેમ્યુઅલ જે. મીલ્સે પોતાની સાથે ભણનાર એક મિત્રને કહ્યું કે "તમે અને હું નાના માણસ છીએ; પણ મરતા પહેલાં આપણા નામની અસર પૃથ્વીના ગોળાની બીજી બાજુએ પહોંચશેજ" ત્યારે તે કંઇ પોતાના મનનો ગર્વ બતાવતો નહોતો. પોતાના પંડપર આધાર રાખનાર અને એકાગ્રચિત્તથી પોતાનું ધારેલું કામ કરનારના જેવું તેનું બોલવું હતું. જેમ પોતાની ફરજ બજાવવાને પોતે તત્પર હોવાની વાત તે જાણતો તેમ પોતે ફતેહમંદ નિવડવાનો છે એમ પણ તેની ખાત્રી હતી. તે પોતાની ધારણા સહેલથી અને ફતેહમંદીથી પાર પાડી શક્યો; પશ્ચિમ તરફના દેશમાં ખૂણેખાચરે ભરાઇ રહેલી અનીતિ તેણે શોધી કાઢી; પછી તેજ કામ હિંદુસ્તાનમાં કર્યું; અને આખરે આફ્રિકાનો ઉદ્ધાર કરવાની મહેનત

કરતો કરતો તે દેવલોક પામ્યો. તેને પોતાની જાતપર ભરોંસો હતો અને એવોજ ભરોંસો, ફતેહ મેળવવા ઇચ્છનાર દરેક જુવાન માણુસને હોવો જોઇએ. આથી કરીને તેની સર્વ શક્તિઓ જાગૃત થાય છે અને દુનિયામાં પોતે કરવા નિર્માણ કરેલા કામમાં પોતાનું ધ્યાન પરોવવા તે તેને શક્તિમાન કરે છે. હું ફતેહમંદ નિવડીશ કે નિષ્ફળ નિવડીશ એ મારા પોતાના પરજ આધાર રાખે છે, એ વાત તેના મનમાં ઠસેલી હોવાથી, પોતાનું કામ કરવાને તે પોતાની સર્વ શક્તિઓ કામે લગાડે છે. તેને પૈસા અથવા લાગવગની મદદ કરનાર પૈસાદાર બાપ હોય તો ફતેહ મેળવવાને ઉપયોગી જુસ્સો તેના મનમાંથી નિકળી આવતો નથી. ફતેહ મેળવવામાં પોતાની જાતના સામર્થ્ય કરતાં પૈસાપર તે વધારે ભરોંસો રાખે; અને આથી કરીને પોતાના પંડપર તેને ભરોંસો રહે નહીં, અને તેથી કામમાં એકાગ્રતા પણ રાખી શકાય નહીં. બાપ ઘણી મહેનત કરી પૈસો એકઠો કરે છે અને છોકરાને માટે મૂકી જાય છે. પોતાનાં વૃદ્ધ માબાપનું ભરણપોષણ કરવાની છોકરાને શીર કાયદાથી અથવા રિવાજથી ફરજ નાખી હોય તો તેથી પોતાની જાતપર આધાર રાખવામાં અને કામમાં એકાગ્રતા રાખવામાં ઘણી મદદ થાય, ગમે એટલા પૈસા હોય અને ગમે એટલાં માન મળ્યાં હોય પણ પોતાની જાતપર આધાર રાખવાના ગુણની ખોટ તેથી પૂરી પડતી નથી.

આ સંબંધમાં ઉદ્યોગની કિમ્મત અને જરૂર પણ આપણને સમજાય છે. સર આઇઝાક ન્યુટન કહેતો કે "મારી ફતેહ મારી બુદ્ધિથી નહીં પણ મારા સતત ઉદ્યોગને લીધે થઇ છે." તત્વજ્ઞાન અને ગણિતશાસ્ત્ર સંબંધી તેણે કરેલી શોધોમાં તે એટલા ઉદ્યોગથી ગરક થઇ જતો કે ખાવાનું પણ ભૂલી જતો; અને રાત છે કે દહાડો

એ પણ તેને માલમ પડતું નહીં. સાઈરાક્યુઝનો પ્રખ્યાત ગણિતશાસ્ત્રી આર્કીમીડીઝ પોતાનો અભ્યાસ એવી એકાગ્રતાથી કરતો કે બહારની બીજી વસ્તુઓને તે દેખતોજ નહીં. કોઇ પરદેશી દુશ્મને તેના ગામ પર હલ્લો કર્યો અને બંદુકનાં સંગીન ઘોંચીને ત્યાંના રહેવાસીઓને નસાડવા માંડ્યા ત્યારે તે ભૂમિતિ સંબંધી અગત્યના પ્રશ્નનો ખુલાસો કરવામાં ગરક થઇ ગયો હતો. લશ્કરના સિપાઇઓ તેનો અભ્યાસ કરવામાં ઓરડો ફોડી અંદર પેઠા અને શરણ થવા હુકમ કર્યો ત્યારે તેણે શાન્ત મિજાજથી અને વિવેકથી તેમને કહ્યું કે મહેરબાની કરીને આટલો કોયડો પૂરો કરતા સુધી બેસો. પ્રખ્યાત વિલિયમ મેસન તેના "સ્પિરિટ્યુઅલ ટ્રેઝર" નામના પુસ્તકની તૈયારીમાં એટલો બધો ગરક થઇ ગયો હતો તે તેની મુલાકાતે આવનારની સાથે વાત કરતો તેની પણ તેને ખબર રહેતી નહીં. એક દિવસ એક ગૃહસ્થ કંઇ કામે તેને મળવા આવ્યો હતો ત્યારે મેસને તેને વચન આપ્યું કે આ કામને માટે ફલાણે વખતે હું તમને મળવા આવીશ; તેટલા સારૂ તેણે તે ગૃહસ્થનું નામ લખી લીધું ( અથવા લખી લેવા ધાર્યું ) અને નક્કી કરેલે દિવસે તે લખેલું જોયું તો તેને માલમ પડયું કે "અંક ૨ જો કલમ ૮ મી." એ પ્રમાણે લખેલું હતું. તે ગૃહસ્થ મળવા આવ્યો તે વખતે આ વાક્યનું તે ચિંતન કરતો હતો અબ્રાહમ લિંકનમાં એકાગ્રતાની એવી શક્તિ હતી કે બાળપણમાં સાંભળેલું વ્યાખ્યાન બરોબર રીતે તે મોઢેથી બોલી જતો. એ શક્તિ તેનામાં મરણ પર્યન્ત કાયમ રહી હતી. જ્યારે તે કાયદાનો અભ્યાસ કરતો હતો ત્યારે ન્યુસાલેમ ઉજાથી સ્પ્રીંગફીલ્ડ સુધી બાવીસ માઇલ તે ચાલતો ગયો અને બ્લેકસ્ટનકૃત કોમેન્ટરીઝનાં ચાર મોટાં ચતુષ્પત્રી પુસ્તક લઇને તેજ દિવસે

પાછો આવ્યો. એક મિત્રે તાજુબી બતાવી કે આટલો ભાર લઇને 'અબે' તું બાવીસ માઇલ શી રીતે ચાલ્યો ! લિંકને તેને જવાબ દીધો કે "હું ભાર ઉંચકીને આવ્યો એટલુંજ નહીં પણ રસ્તામાં સો પાન વાંચતો પણ આવ્યો છું" તેની પરીક્ષા લેતાં માલમ પડયું કે જે પાન વાંચ્યાનું તે કહેતો હતો તે લગભગ મોઢે બોલી શકતો.

મરહુમ હોરેનમેનના જીવનચરિત્રમાંથી કામમાં એકાગ્રતાનાં ઉમદા દષ્ટાંત મળે છે. તે મસાચ્યુસેટસના ફ્રાન્કલન શહેરમાં જન્મ્યો હતો. તેનાં માબાપ ગરીબ હોવાથી કુતેહ મેળવવાની કંઇ લાગવગ તેમના તરફથી તેને મળી નહોતી. પંદર વર્ષનો થયો ત્યાંસુધી વર્ષમાં માત્ર આઠ દસ અડવાડિયાં તે નિશાળે જઇ શકતો. શાળામાં ચાલતાં પુસ્તકો ખરીદવા જેટલો પૈસો કમાવાને તેને ઘાસ ગુંથવાનું કામ કરવું પડતું, વળી ખેતરમાં કામ કરવાનું ન હોય ત્યારે પણ ઘાસ ગુંથીને તે પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવામાં મદદ કરતો તેની તેર વર્ષની ઉમ્મર થઇ ત્યારે તેનો બાપ મરી ગયો અને એથી વધારે આકરા દિવસ તેને માથે આવી પડયા. આટલું બધું કર્યાં છતાં જ્ઞાન મેળવવાને તેનું મન તલપાપડ થઇ રહ્યું હતું અને તે આશા રાખતો કે હું ગમે તે કોઇ પેરે પાડશાળાની કેળવણી લઇ શકીશ. બાળપણું. માંજ આ તુરંગ તેના મનમાં આવ્યો હતો. તેના અદ્ભૂત ઉદ્યોગ અને ભારે સામર્થ્યથી આ તુરંગ ખરો પડયો. તે ઓગણીસ વર્ષનો થયો ત્યારે બેરેટ નામનો શિક્ષક તેના ગામમાં આવ્યો, તેના હાથ નીચે તાલીમ લઇ હોરેસ છ માસમાં પાડશાળામાં જવાને લાયક થયો. તેની પાસે જે કંઈ થોડું ઘણું હતું તે ભેગું કરીને પ્રોવિડન્સ આર. આઇ. ની બ્રાઉન યુનિવરસિટિમાં એક વર્ષ આગળથી તે દાખલ થયો. પહેલાંના જેવીજ એકાગ્રતા રાખીને તેણે અભ્યાસ

કર્યો. તે પોતાના વર્ગમાં પહેલો આવ્યો, અને ગ્રેજ્યુએટ થયો ત્યારે રજા લેતી વખતનું છેલ્લું ભાષણ કરનાર પણ તેજ હતો, પાઠશાળામાં હતો ત્યારે પહેલા વર્ષમાં તેની બહેનને લખેલા એક પત્રમાંથી લીધેલો નીચેનો ઉતારો બતાવી આપે છે કે તેની ગરીબાઇ કેવી હતી. "મને પૈસાની જેટલી તંગી પડે છે તેની અડધી પણ ઇસ્રાયલનાં છોકરાંને પડી હશે તો સોનેરી વાછડાની પૂજા કરવાને તેઓએ ખુશી બતાવી હતી તેમાં કંઇ અજાયબ જેવું લાગતું નથી. મારી પાસે રહેલો છેલ્લો અધેલો તેના જાત ભાઇથી છૂટો પડયાને ઘણો વખત થઇ ગયો છે; મને લાગે છે કે છેલ્લા બે તો લઢીને જુદા પડ્યા હશે, કારણ કે ત્યારપછી તે કદી ભેગા થયા નથી. ગરીબ બિચારા ! એમના કરતાં વધારે આધાર અને દિલાસો જોઇએ એવા બીજા બે જણ ભાગ્યેજ થયા હશે." એક બીજે પ્રસંગે તેણે એક મિત્રને લખ્યું હતું કે "મારાં માબાપ ગરીબ હોવાથી મારે વારંવાર વિટંબણા ભોગવવી પડી છે, મહેનત પણ પોતાની ખરબચડી રીતે માણસને ઉછેરવાની સંભાળ લે છે એમ હું માનું છું. મહેનતે મારી તો ઘણીજ સંભાળ લીધી છે. ક્યારથી મેં કામ શરૂ કર્યું હતું તે મને યાદ નથી. મારા રમતના દિવસો—રમતના દિવસો નહીં, પણ રમતના કલાકો—હું વધારાની મહેનત કરી મેળવતો. બાળપણની રમતો રમવાને વખત મેળવવા મારૂં કામ હું વહેલું પૂરૂં કરતો. ઉદ્યોગ અને મહેનત એ મારો જાણે બીજો સ્વભાવજ થયો હતો અને હું ધારૂં છું કે પહેલા સ્વભાવ સાથે બીજો સ્વભાવ ક્યાં આગળ જોડાયો, એ આત્મજ્ઞાનશાસ્ત્રવિવેકીથી પણ કહી શકાય નહીં. આ પ્રમાણે મારા જાતિસ્વભાવ જેવી ટેવ પડી ગયેલી હોવાથી, જેમ પાણી વગર માછલીને ગમે નહીં, તેમ કામ વગર મને ગમે નહીં. "આ કામ મને

પસંદ નથી" અથવા "આ કામ બદલીને પેલું લેવાય તો કેવું સારૂં" એ પ્રમાણે બીજા લોકોને કહેતાં સાંભળીને મને હજાર વખત અજાયબી લાગી છે; કારણકે મારી ટેવ તો એવી છે કે જ્યારે મારે કંઇ કામ કરવાનું હોય ત્યારે હું જરા પણ બબડતો નથી અને એ કામ કરવાનું મારા નસીબમાં હશે એમ માની તે કરવા મંડી જાઉં છું, જેમ સુરજ આથમવાની વાત નક્કી છે તેમ મેં હાથમાં લીધેલું કામ પૂરૂં થવાની વાત પણ નક્કી છે.

ગમે તે હરકત આવે તે દૂર કરી પોતાની ધારણા પાર પાડવાનો રસ્તો કાઢવાનો જુસ્સો શીરીતે આવે એ આ પરથી આપણને માલમ પડે છે. પાઠશાળામાંથી નીકળી તે વકીલના ધંધામાં પડયો; પછી કેળવણીનો હિમાયતી થયો, અને ઘણુખરા માણસ હબકી જાય એટલી વિરૂદ્ધતા અને બેતમા લોકોએ બતાવ્યા છતાં, તેણે મસાચ્યુસેટસમાં 'કામન સ્કુલ સિસ્ટમ' સ્થાપન કરી અને તેથી કરીને અમેરિકામાં અને આખી દુનિયામાં કેળવણીના કામમાં સુધારો અને ઉન્નતિ કર્યા. કૉંગ્રેસમાં જોન આડમ્સ કવીન્સિ પછી તેને જગ્યા મળી; તે જગોએ પોતાના સંસ્થાનની છ વર્ષ સુધી તેણે નોકરી કરી. હેન્રી વિલ્સનના શબ્દોમાં બોલીએ તો ત્યાં "તેણે સ્વતંત્રતાને માટે એક એવું છટાદાર ભાષણ કર્યું કે તેનાથી સારૂં ભાષણ આપણા અથવા બીજા કોઇ દેશમાં કોઇ માણસે ભાગ્યેજ કર્યું હશે." સન ૧૮૫૨ ની સાલના જે દિવસે મસાચ્યુસેટસનો તે હાકેમ નિમાયો તેજ દિવસે એન્ટીઓક કોલેજનો પ્રેસિડન્ટ નિમાયો. હાકેમી લેવાને તેણે ના પાડી અને વિદ્યાને લગતાં કામ કરવાની જગો કબુલ રાખી, કારણ કે વિદ્યા સંબંધી કામ કરવું તેને વધારે રૂચતું હતું અને તેને માટે તે વધારે લાયક પણ થયો હતો.

ચોક્કસ ધારણા રાખી તેને વળગી રહીને કામ કરવાથી કેવા ફાયદા થાય છે તે તેના ચરિત્રપરથી આપણને આબેહુબ દેખાઇ આવે છે.

કવિ લોંગફેલોએ કહ્યું છે કે "મોટા માણસોનાં જીવનચરિત્ર આપણને યાદ કરાવે છે કે આપણે પણ મોટા થઇ શકીએ અને વખતરૂપી રેતીમાં, આપણાં પગલાંનાં નિશાન મૂકી જઇ શકીએ; બીજો કોઇ માણસ દુનિયારૂપી દરિયામાં મુસાફરી કરતાં એકલો પડી ગયો હોય અને તેનું વહાણ ભાગી ગયું હોય તો એ પગલાં જોઇ કદાચ હિમ્મત પકડશે. ચાલો, ત્યારે ઊભા થાવ અને ગમે તે પરિણામ આવે તોપણ અંતઃકરણથી મહેનત કરો અને કામ પૂરૂં કરી અને વળી પાછું કરીને મહેનત કરવાનું અને વાટ જોવાનું શીખો."

## પ્રકરણ ૬ ઠું.

### અવલોકન.

આરબીમાં એક ફકીરની નીચે પ્રમાણે નાની સરખી વાત છેઃ એક ફકીર ચાલ્યોચાલ્યો એકલો વગડામા જતો હતો એવામાં તેને બે વેપારી એકાએક સામા મળ્યા, ફકીરે તેમને પૂછ્યું, "શેઠ, તમારૂં એકાદ ઊંટ ખોવાયું છે?" વેપારીએ કહ્યું, "હા." ફકીરે કહ્યું. "તેની જમણી આંખ ફુટેલી છે, ને તે ડાબે પગે ખોડું છે, ખરી વાત કે?" વેપારી બોલ્યા, "હા." ફકીરે પૂછ્યું. "તેનો આગલો એક દાંત પડી ગયો છે?" વેપારીએ જવાબ દીધો "હા, સાંઇ." ફકીર બોલ્યો, "તેને તમે એકમેર મધ લાદ્યું છે, ને બીજી મેર ઘઉં લાદ્યા છે, નહીં વારૂ?" વેપારીએ કહ્યું, "ખરી વાત,

મિયાં સાહેબ, તમે એને હમણાંજ જોયું છે અને એટલું ધારી ધારીને જોયું છે ને પારખી રાખ્યું છે, તો હીડો, અમને દેખાડો, તે કેણીમેર ગયું ને ક્યાં છે?" ફકીરે જવાબ દીધો, "શેઠ, મેં તમારૂં ઊંટ જોયું નથી ને તમે હાલ જે વાત કહી તે શિવાય બીજા કોઇને મોઢે એવી એનો વાત સાંભળી પણ નથી." વેપારીઓએ કહ્યું. "એ બધું ડહાપણ તો જાણ્યું, એના ઉપર જવાહિર હતું તે ક્યાં છે? લાવને." ફકીર બોલ્યો, "શેઠજી, મેં તમારા ઊંટને નથી જોયું ને તમારૂં જવાહીર પણ નથી જોયું. એમાંનું હું કાંઇ જાણતો નથી." એ સાંભળીને વેપારીએ તેને તરતજ પકડી લીધો અને તેને દરબારમાં કાજી પાસે ઘસડી લાવ્યા. દરબારમાં એનો ઝાડો જોયો, ને બીજી ઘણીએ તપાસ કરી, પણ એની પાસેથી કશું નિકળ્યું નહીં ને એણે ચોર્યું કે એ જૂઠું બોલ્યો એના સાક્ષી પણ મળ્યા નહીં. ફકીરને જાદુગર જાણી તેનીપર જાદુગર તરીકે કામ ચલાવવાની તૈયારીમાં હતા. એવામાં ઘણા શાન્ત મીજાજથી તેણે ન્યાયાધીશને આ પ્રમાણે કહ્યું:-" તમને એટલી બધી નવાઇ લાગી, તે જોઇ મને ઘણી રમુજ પડી છે; હું કબુલ કરૂંછું કે તમો અચંબો પામો તેમાં ઘણી નવાઇ નથી. હું વગડામાં એકલો ઘણાં વર્ષ થયાં રહુંછું, પણ વગડામાંએ તપાસી જોવાનું મને ઘણું મળે છે. રસ્તે ચાલતાં ચાલતાં મેં ઊંટનાં પગલાં જોયાં, પણ ત્યાં માણસનાં પગલાં નહોતાં, તે પરથી મેં જાણ્યું કે એ એના ધણી પાસેથી નાઠેલું છે. એના માર્ગના એકજ ગમનાં ઝાડનાં પાંદડાં તેણે કરડેલાં હતાં તેપરથી મેં જાણ્યું કે તે એક આંખે કાણું હશે. તેનાં પગલાંનું એક એક આછું આછું પડેલું હતું તેપરથી મેં જાણ્યું કે તે પગે લંગડું હશે. તેણે પાંદડાં કરડયાં હતાં તેમાં વચમાંનો થોડો ભાગ રહી ગયો હતો તેપરથી મેં ધાર્યું કે તેનો

આગલો દાંત પડયો હશે. તેની એક તરફ ઘઉં વેરાયલા હતા તે લઇ જવા કીડીઓ એકઠી થઇ હતી, ને બીજી બાજુએ મધમાખી બમણુતી હતી તેપરથી મેં જાણ્યું કે એને એક મેર ઘઉં ને બીજીમેર મધ લાધ્યું હશે, અને કોઇ માણસ જોડે હશે નહીં, કેમકે હોય તો ઘઉં વેરાય નહીં અને મધ ઢોળાય નહીં. ”

અવલોકન શબ્દ અમે કેવા અર્થમાં વાપરીએ છીએ તે આ વાત બતાવી આપે છે: ફકીરને જાદુગર ગણી કામ ચલાવવાની તૈયારી કરી હતી તેમાં આપણે અજાયબ પામવા જેવું કંઇ નથી ફત્તેહને નસીબથી મળેલી કહેવાની, અને નિષ્ફળતાને અનિવાર્ય ‘ કમનસીબથી મળેલી કહેવાની હાલમાં ગાંડાઈ ચાલે છે તેના જેવુંજ આ પણ છે. જે માણસોને ફતેહ મળે છે તે ફકીરના જેવા વસ્તુઓનું બારીક અવલોકન કરનારા હોય છે. એક માણસના સંબંધમાં એક દહાડો અમે એવું કહેવાતું સાંભળ્યું હતું કે “ તે પોતાની આંખોથી છાલ ઉતરાવીને રાખે છે, ’ અમે તેનો અર્થ એવો સમજ્યા કે તે એવો તીક્ષ્ણ નજરવાળો છે કે જે ઊંટ તેણે કદી જોયું ન હોય તે પગે ખોડું અને આંખે આંધળું છે કે નહીં એ પણ તે કહી આપે. જેમને લોકો “ નસીબથી મોટાઇ પામેલા ” કહે છે તેમનાં જીવનચરિત્ર તપાસી જોવાથી એ વાત જણાઇ આવશે કે એક પણ અપવાદ વગર તેઓ બધા બીજા નિષ્ફળ નીવડેલા માણસો કરતાં ઘણુંજ વધારે અવલોકન કરનાર તરીકે પ્રસિદ્ધ છે. જે ખેડુત ભૂસ્તરવેત્તા થાય છે. જે લુહાર પચાસ ભાષાઓ શીખી શકે છે, જે મોચી રાજપુરૂષ થાય છે, જે છાપનાર તત્વજ્ઞાની થાય છે; જે કારકુન લક્ષાધિપતિ વેપારી થાય છે, કારખાનાનો જે મજુર યુનૈટેડ સ્ટેટસની રાજકીય સભાનો સભાસદ થાય છે અને જંગલનો જે અગ્રેસર છોકરો યુનૈટેડસ્ટેટસનો

પ્રેસિડન્ટ થાય છે તે બધાને માથે હીરા જેવા આ ગુણ શાભી રહ્યાં છે.

જે અવલોકન સંબંધે અમે બોલીએ છીએ તેમાં માનસિક અને શારીરિક બન્ને દૃષ્ટિનો ઉપયોગ કરવો પડે છે. આંખની પેઠેજ મન પણ જુવે છે. જ્યાં એકલી આંખ જોતી હોય છે ત્યાં જોવાના પરિણામથી જાનવરને જેટલો ફાયદો થાય છે તે કરતાં માણસને વધારે થતો નથી. મૂર્ખ માણસ કોઇ વસ્તુ જોઇ શકે. પણ એથી વધારે કરી શકતો નથી. જોવાના કૃત્યથી તે વધારે સારો અથવા વધારે ડાહ્યો થતો નથી. તે તો મૂર્ખજ રહે છે. " ડાહ્યા માણસની આંખો તેના મસ્તકમાં હોય છે " એવી સર્વોત્કૃષ્ટ કહેવત છે, તેમાં આંખો કંઇ જગોએ છે એ કરતાં વધારે અર્થ એવો છે કે કંઇ વસ્તુ જોવામાં ડાહ્યો માણસ પોતાની દૃષ્ટિ વાપરે છે, એટલુંજ નહીં પણ તેની સર્વ શક્તિઓ વાપરે છે અને તેથી જીંદગીનું બની શકે તેટલું બધું સાર્થક કરે છે. મૂર્ખ માણસ એવીરીતે વર્તે છે કે જાણે તેની આંખો તેના પગમાં અથવા તેની કુણીમાં ન હોય અને તેની સર્વ શક્તિઓ એવીજ રીતે અયોગ્ય સ્થળે મૂકેલી ન હોય ! તેથી કરીને જે જોવાથી તેના આત્માની ઉન્નતિ થઇ, તે વધારે ઉમદા માણસ થવો જોઇએ તે જોતો છતાં તે મૂર્ખજ રહે છે. હોંશિયારોથી અવલોકન કરનાર, વસ્તુઓના જાતિગુણ; વલણ અને પરસ્પર સંબંધ પણ જાણી લેછે.

ન્યુટન વિષે અમે આગળ બોલી ગયા છીએ. જેમ હજારો જણે ઝાડપરથી ફળ જમીનપર પડતું જોયું હતું તેમ તેણે પણ જોયું હતું. તે પહેલાં તેની અવલોકનશક્તિ ઓછી જાગૃત હતી ત્યારે તેણે પણ ઘણાં ફળ પડતાં જોયાં હતાં, પણ તે યાદ રાખવા જોગ દિવસે તેણે ફળ પડતું જોયું તે કરતાં વિશેષ જોયું, ભૂત સૃષ્ટિમાં નિરંતર અસર

કરનાર "ગુરૂત્વાકર્ષણ" તેના મનની દ્રષ્ટિએ પડયું, એનું નામ તે અવલોકન ફ્રાન્કિલનના વિશે પણ અમે આગળ બોલી ગયા છીએ. બોસ્ટનમાં એક જાહેર વકતાએ કરેલા વિજળીના અખતરા તેના જોવામાં આવ્યા હતા; જયારે બીજા શ્રોતાજન રમુજને ખાતર તે અખતરા માત્ર જોતા હતા ત્યારે તેના મનમાં એ ઉપરાંત કાંઇ બીજાજ વિચાર ચાલતા હતા આ અખતરાદ્વારાએ તેણે પદાર્થવિજ્ઞાનના ગુણ ચમત્કાર જોયા અને આકાશમાંથી વિજળી ખેંચી લાવી પોતાનાં અનુમાન દ્રઢ કર્યાં આ પણ અવલોકનજ હતું.

એક જુવાન માણસ મેઇનમાં મુસાફરી કરતો હતો, એવામાં ચમત્કારિક રંગની ઇંટો તેના જોવામાં આવી. કયાંથી માટી લાવીને તે બનાવવામાં આવી છે તે શોધી કાઢી, તેણે એ માટીવાળું ખેતર પંદરસેં ડોલર આપી ખરીદ કર્યું અને બોસટન આવીને તેમાંનું અડધું ચાર હજાર ડોલર લઇ વેચ્યું. છેલ્લી માંહોમાંહેની લડાઇ વખતે મસાચ્યુસેટસનો એક સિપાઇ દક્ષિણમાં નોકરીપર હતો એવામાં ચોખા ખાનાર પક્ષી, ડાંગરમાંથી ચોખા શી રીતે ખેંચી કાઢે છે એ તેના જોવામાં આવ્યું. એક પક્ષીને બંદુકવડે મારીપાડી તેણે તેની ચાંચની બનાવટ તપાસી જોઇ અને તેપરથી ચોખા કાઢવાનો સાંચો બનાવવાનો નમુનો તેમે સુઝી આવ્યો. આ અને એવા બીજા અસંખ્ય દાખલા આપી શકાય તેમ છે; એ દાખલા બતાવી આપે છે કે ફતેહમંદ નિવડેલાં માણસ કેવા પ્રકારનું અવલોકન કરે છે.

અવલોકન કરવાની શકિતની દરેક ઠેકાણે જરૂર પડે છે. દરેક ધંધામાં તે અવસ્યની છે. એ શકિત ન હોય તો માણસને વ્યર્થ બાથોડિયાં મારવાં પડે છે, જો એ શકિત તેનામાં જન્મથી ન હોય અથવા થોડા અને નબળી હોય તો, જેમ બીજી નબળી શકિતઓને

ખીલવવામાં આવે છે તેમ તેને પણ ખીલવવી જોઇએ. જેમ ખંતથી બીજી ટેવો હમેશને માટે પડી જાય છે તેમ બારીક અને નજર ઘાલીને અવલોકન કરવાની ટેવ પણ ખંતથી મંડયા રહેવાથી પડી જાય છે.

દરરોજના કામકાજમાં અવલોકન કરવાના ગુણની ખામી રહી હોય તેની નોંધ કરો. એક માણસ લાંબી મુસાફરી કરે છે પણ તેની ગાડી ખેંચનાર ઘોડા વગર બીજું કંઇ તે ભાગ્યેજ જોઇ શકે છે; બીજો માણસ ઝાડ, સૃષ્ટિલીલા, ખેતરો, ઘર, ઘેટાં અને ગાયોનાં ટોળાં ખેતરના પાક અને ટુંકામાં દરેક વસ્તુ જુવે છે પણ બારીક તપાસ કરતો નથી: બીજો તેના રંગમાં, પોતમાં, વજન અથવા પનામાં જરા પણ ખોડ હોય તો તે પારખી કાઢે છે. બે માણસો એક વરાળયંત્ર તપાસે છે; એકજણ તે માત્ર ઉપર ઉપરથી જુવે છે અને બીજો તેનું ઢાંકણ, ભુંગળું, સોટો, વગેરે શું શું કામ કરે છે તે શીખી લે છે. એક વાંચનાર પુસ્તકનાં પાનાં ઉપરથી જોઇ જાય છે અને અહીંથી તહીંથી એકાદ નવો વિચાર શીખી લે છે, અને કદાચ એટલું પણ નથી કરતો; પણ બીજો ઘણા આનંદથી તેના વિચાર સમજી લેછે, તેની ભાષા, વિચાર અને યોજનાપર ટીકા કરેછે અને જ્યારે આખું પુસ્તક વાંચી રહે છે ત્યારે એક ચતુર વાચકે કહ્યું હતું એવું તેને લાગે છે. એ ચતુર વાંચકે પોતાનું પ્રિય પુસ્તક વાંચી રહ્યા પછી કહ્યું હતું કે મારા મગજે કંઈ ખાધું હોય એવું મને લાગે છે. જેમ બેમેજના ગણત્રી કરવાના સંચામાં જે રકમોના સરવાળા થાય છે તે રકમો તે સંચો સમજી શકતો નથી તેમ સમજ્યાવગર અને આમ કેમ કહ્યું છે તેનો વિચાર કર્યા વગર પાઠ ગોખીને બોલી જનાર વિદ્યાર્થીને પણ તેથી કંઇ ફાયદો થતો નથી; પણ બીજો વિદ્યાર્થી

દરેક સવાલ જવાબ બારીકીથી તપાસી જુવે છે, અને એક પછી એક શોધ કરીને, દરેક કારણ બરાબર સમજી જાય છે; એક ખેડુત સાલોસાલ જમીન ખેડયા કરે છે પણ આવી રીતની ખેતી કેમ કરૂં છું એ વિષે મારા બાપદાદા પણ એમજ કરતા હતા એ શિવાય બીજો કંઇ વિચાર તે કરતો નથી, પણ બીજો પોતાની જમીન કેવી છે અને તે કયા પાકને માટે લાયક છે, વાવેતરમાં ફેરફાર કર્યાથી શા શા ફાયદા થાય એ વગેરે અને કૃષિશાસ્ત્રને લગતી બીજી સેંકડો બાબતો શીખી લે છે. એક પ્રખ્યાત શિક્ષક, ઈ. બી. હન્ટિંટગ્ન કહે છે કે "અવલોકન કરીને ન જોનારની આંખને ભૂતસૃષ્ટિ કચરાનાં બેડોળ ઢગલા જેવી લાગે છે; માટી, પથરા અને ઠંડું પાણી તથા કાદવ, પાણી અને ઝરમર વરસતા વરસાદ બનાવવાનાં સાધન તરીકે તેને જણાય છે, ઝાડનાં લાકડાં અને સામાન બને છે, ત્રાસદાયક થડ પડયાં રહે છે, ખેતરો તમીના વખતમાટે પુષ્કળ કુણાં પાંદડાં અને સારા ઘાસથી ભરેલાં છે; પશુઓને માથું, પગ, ચામડી, અને હાડકાં હોય છે; માણસ પણ એક પ્રાણીજ છે અને પશુ તથા માણસમાં ફેર એટલોજ છે કે તે પાંખ વગરનું બે પગુ પ્રાણી છે, એવા માણસોને મન પ્રતિ ધ્વનિ કરતી દુનિયા ગણગણાટ કરે છે, ગર્જના કરે છે, અને ચીસો પાડે છે; અને લાકડાં વહેરવાનું કામ કરતાં કરવતનો અવાજ અને ઘૂવડનો હડેધુત કરતો અવાજ વાજાના મધુરમાં મધુર અવાજ કરતાં અથવા ઇશ્વરે બનાવેલાં ગાતાં પક્ષીના મીઠામાં મીઠા ગાયન કરતાં, વધારે સારો લાગતો નથી. થોડાક માણસો કેટલાક કામનાં પરિણામ જુવે છે, અને તેથી પ્રતિષ્ઠા મળે એમ હોય તો તે કરે છે, અને નુકસાન થાવ એમ હોય તો તેથી દૂર રહે છે, પણ વગર વિચારે ચાલનાર

ઘણા માણસ, પરિણામ શું થશે એનો વિચાર કર્યા વગર એવાં કામ કરે છે અને તેવાં કામ ફરીફરીને કરે છે. કોઇ વેપારી કોઈ કોઇ-વાર પોતાનાં ઘરાકને પુસ્તકની પેઠે વાંચી જુવે છે અને તેમનાં લક્ષણુ સમજી જાય છે અને તેમનો ઉદ્દેશ પણ બરોબર રીતે જાણી લે છે; પણ બીજા ઘણા વેપારી જેટલી હિન્દુ ભાષા સમજે છે તેટ-લીજ જનસ્વભાવની માહિતી ધરાવે છે. એવું કહેવાય છે કે એકને એક દલીલ, હકીકત અને વાતથી જુદા જુદા પંચોપર શી અસર થાય છે તેનો પેટ્રીક હેન્રીએ એટલે સુધી અભ્યાસ કર્યો હતો કે પોતાના ધાર્યા પ્રમાણે અભિપ્રાય મેળવવાને કેવા પ્રકારની લાગણીઓ પર અસર કરવી એ તે જાણતો હતો. વકીલના ધંધામાં પડી ફતેહ મેળવવાની ઉમેદ રાખનારને તે કહેતો કે "પુસ્તકનો નહીં, પણ મા-ણસનો અભ્યાસ કરો." અવલોકન કરવાની ટેવ શીખવવાનો આ બીજો રસ્તો હતો. ઘણાખરા સેનાપતિ, લશ્કરપર સામાન્ય ઉપરીપણું ભોગવીને સંતોષ પામ્યા છે પણ નેપોલિયન અને વેલિંગ્ટન જેવા વીરપુરૂષો, માત્ર લશ્કરની કુચપરજ નહી પણ તેમના સરસામાન, પોશાક, સ્વચ્છતા અને સુખ તરફ પણ ધ્યાન આપતા. આ બધી વિગતવાર બાબતો.પર તેઓ ધ્યાન આપતા એ દેખાડે છે કે તેઓ મોટા સેનાપતિ હતા એટલુંજ નહિ પણ જે ગુણનું વિવેચન આ પ્રકરણમાં અમે કરીએ છીએ તે ગુણ પણ તેમનામાં હતો; તોપણ માણસની પેઠે 'પુસ્તક' નો અભ્યાસ પણ કરવો જોઇએ, અને વિશેષે કરીને સારા અને મહાન્ પુરૂષોનાં જીવનચરિત્ર વાંચવાં જોઇએ.

— જીવનચરિત્ર વાંચનાર બારીક અવલોકન કરવાવાળો હશે તો દુનિયામાં ફતેહ મેળવવાના કે નિષ્ફળ નિવડવાના સવાલનો ખુલાસો થાય એવો બોધ તેમાંથી તે મેળવી શકશે; અને જો તેનામાં બારીક

અવલોકન શક્તિ નહીં હોય તો, જીવનચરિત્ર વાંચવાથી તે બારીક થશે. ડૉકટર પૅક કહે છે કે "વાંચન અને અવલોકનથી જનસ્વભાવ શીખાય છે. ઈતિહાસ અને વિશેષેકરીને જીવનચરિત્ર આ મોટી બાબતપર બોધ મળે એવી બાબતોથી ભરપૂર હોય છે. મહાન્ અને સારા માણસોનાં જીવનચરિત્ર-તત્વજ્ઞાનની, રાજપુરૂષ, ધર્મગુરૂ વગેરે પવિત્ર સ્ત્રી અને પુરૂષોની જીવનકથાથી સામાન્ય જનસ્વભાવ સંબંધી ઘણો ખુલાસો મળે છે..................ખરા વૃત્તાન્ત કરતાં નવલકથા પરથી જનસમૂહનો સ્વભાવ વધારે વાસ્તવિક અને આબેહુબ રીતે જણાઇ આવે છે. એ વિચાર એવો અક્કલ વગરનો છે કે એક પળવાર પણ તે સ્વીકારવો એ ભયંકર છે. જો એવો વિચાર રાખતા હોય તો એમ પણ માનો કે નકલ ગમેતેવી બેડોળ હોય તોપણ તે અસલ કરતાં વધારે સારી દેખાય છે; અને એમ પણ માનો કે ન્યુયૉર્ક, પારિસ અથવા લંડન જાતે જઇને જુઓ તેના કરતાં તેની છબી, અથવા નકશો જુઓ તેથી તેના ખરા દેખાવની અને સ્થળવર્ણનની વધારે માહિતી મળશે."

ફતેહ મેળવવામાં અવલોકન કેટલું અગત્યનું છે એ જીવનચરિત્ર વાંચવાથી જણાઇ આવે છે. જીવનચરિત્ર વાંચવાનો એ નાનોસુનો ફાયદો નથી. ઉદાહરણ તરીકે, એબટ લૉરેન્સનું જીવનચરિત્ર ધ્યાન રાખીને વાંચનાર દરેક જુવાન માણસને માલમ પડે છે કે અવલોકન કરવાનો ગુણ તેની આખી જીંદગીમાં તેને સૌથી વધારે ઉપયોગી થઇ પડયો હતો. વાંચનારને જણાશે કે તે જેવો નિવડયો તેવો એ ગુણો વગર નિવડયો નહોત. તે ખેડુતનો છોકરો હતો અને ગરીબ પણ બુદ્ધિશાળી હતો. "પોતાનું પોટલું બગલમાં મારીને અને ગજવામાં ત્રણ ડૉલરની તેની આખી પુંજી નાખીને તે ગામડેથી શહેરમાં

આવ્યો હતો. " તેની આસપાસ બધું નવું હતું, પણ તેની તીક્ષ્ણ અવલોકનશક્તિને લીધે તે નોકરી મેળવી શક્યો અને માની શકાય નહીં એટલા થોડા વખતમાં કામકાજ અને માણસોથી માહિતગાર થયો. વાંચવાને તેને ઘણો થોડો વખત મળતો તોપણ સોએ પોણોસો વિદ્યાર્થી પુસ્તકોમાંથી શીખે છે તેના કરતાં વધારે તે દરરોજ માણસો અને વસ્તુઓના અવલોકનથી શીખી જતો. દરરોજની મહેનત અને કામથી તે પોતાનું વ્યવહારોપયોગી ડહાપણ નિરંતર વધારતો જતો. અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રનું જ્ઞાન તથા સામાન્ય માહિતી પુસ્તકોમાંથી મેળવી શકાય તેના કરતાં વધારે સંપૂર્ણ અને વધારે વ્યવહારોપયોગી જ્ઞાન તે પોતાની દુકાનમાં માણસોના અવલોકનથી મેળવી શક્યો; તેથી કરીને એક પદ્દીએથી બીજી તેના કરતાં ઉંચીએ તે ચઢતો ગયો; અને જે પદ્દી તે લેતો તેનું કામ ખાસ કુશળતાથી કરતો અને તેમાંથી શાળા કે પાઠશાળાના વિદ્યાર્થી કરતાં દેખીતી રીતે વધારે જ્ઞાન અને કેળવણી મેળવતો. તે મોટો વેપારી થયો, પ્રતિષ્ઠિત પરોપકારી પુરૂષ થયો, સમજુ અને હોંશિયાર કાયદા કરનાર થયો, સારો વક્તા થયો, કૉંગ્રેસનો સભાસદ થયો. વૅબસ્ટર, આડમ્સ અને બીજા મુખ્ય રાજપુરૂષોનો સોબતી થયો, અને ઈંગ્લાંડખાતે એલચી થયો. તેના મરણ વખતે, વિન્થ્રોપના કહેવા પ્રમાણે " વેપારમાં, રાજકીય બાબતોમાં અને સંસારી બાબતોમાં સર્વ પ્રકારના સંબંધમાં તે દેશમાં સૌથી અગત્યનો પુરૂષ હતો "

જીવનચરિત્રના અભ્યાસનો કંઇ છેડો નથી; અને તેથી કરીને બારીક અવલોકન કરનારને વ્યવહારોપયોગી જ્ઞાન મળે તેની કંઈ હદ નથી. માણસો ફ્તેહમંદ શીરીતે થયા એટલીજ વાત તે શીખે તો તે પણ પૈસા કરતાં તેને વધારે ઉપયોગી છે. રશિયન લોકોમાં

એક કહેવત છે કે "જંગલમાં ગયો અને લાકડું જડયું નહીં;" એજ પ્રમાણે હજારો લોકો દુનિયામાં થઇને જાય છે પણ કેટલાક માણસ શા કારણથી ફતેહ પામ્યા અને બીજાને શા કારણથી નિષ્ફળતા મળી એ તેઓ શીખી લેતા નથી, અથવા શીખવાનો પ્રયત્ન કરતા નથી. આ અગત્યના ગુણ વગર આવો ઉપયોગી બોધ મેળવવો અશક્ય છે. લૉર્ડ બેકને કહ્યું છે કે "અભ્યાસથી શો બોધ થાય છે તે અભ્યાસ બતાવતો નથી પણ બોધ મેળવવાનું ડહાપણ, જે અભ્યાસથી જુદું અને ઉમદા છે તે અવલોકનથી મેળવી શકાય છે." એજ પ્રમાણે ફતેહ અને નિષ્ફળતાને માટે આપણે એમ કહી શકીએ કે તેથી થતો બોધ તે બતાવતાં નથી; એ તો "અવલોકનથી મળે છે;" અને તેની શોધ કરવાનું કામ ઘણું વિશાળ અને મુશ્કેલ છે; તોપણ મિથ્યાભિમાની જુવાનો પોતાના પોશાકની ટાપટીપમાં જે ધ્યાન આપે છે અને શડેરો લાલાઓ હીરા, માણેક, સોટી અને હાથનાં મોજાં પસંદ કરવામાં જે વખત ગુમાવે છે તેથી આ ગુંચવણભરેલી બાબત તેઓ શીખી શકે મિથ્યાભિમાની જુવાન સ્ત્રીઓ, પૈસાદાર લોકોના તરેહ તરેહના પોશાકનું અનુકરણ કરવા પાછળ જેટલી બારીક નજર વાપરે છે તેટલીજ આ બાબતમાં વાપરવાથી તેઓ સમજી શકે કે ફતેહ શાથી મળે છે અને નિષ્ફળતા શાથી મળે છે. આ વિષયમાં જે ગુંચવણ રહેલી છે તે દૃઢ નિશ્ચયથી અને ઉદ્યોગથી મચ્યા રહેવાથી જણાતી નથી. ફતેહ અને નિષ્ફળતા શાથી મળે છે તેનાં કારણનું સાધારણ જ્ઞાન જુવાન માણસને મળે એટલે તેની ચઢતીની કુંચી તેના હાથમાં આવે છે.

જ્યારે જુવાન માણસ દુનિયાના કામકાજમાં પડશે ત્યારે તેનો ધંધો ગમે તે હશે તોપણ આ ગુણ તેને વારંવાર ઉપયોગી થઇ

પડશે. વળી તે પહેલાં બાળપણમાં પણ તે તેને ઉપયોગી થઈ પડે
ખરો. સેમ્યુઅલ બજ્જેટને સોળ વર્ષની ઉમ્મરે તેના ભાઇને ત્યાં
શાગીર્દ તરીકે રહેવાનું ઠર્યું ત્યારે તેની મહેનતથી, તેની તીવ્ર અવ-
લોકનશક્તિને લીધે તે કરી શકતો હતો એવા નાના પાયાપરના
વેપારથી, અને કરકસરથી તેણે સોળ પાઉન્ડની રકમ એકઠી કરી
હતી; ઘર છોડતા પહેલાં એ રકમ તેણે પોતાનાં ગરીબ પણ લાયકી-
વાળાં માબાપને આપી દીધી. બજ્જેટ કહેતો કે કામ કરવામાં જે
ઉત્તમ નિયમ હું પાળું છું તેમાંના કેટલાક બાળપણમાં અવલોકન
કરવાથી હું શીખી ગયો હતો. આ નિયમમાંના એક બે દાખલા
તરીકે અત્રે આપીએ છીએ. એક ગાંધી ઘરાકી બાંધવાને તેની પાસે
એક વખત આવ્યો હતો. તેણે પોતાના માલની અને તેની કિમ્મતની
યાદી વાંચી બનાવી, ત્યારે બજ્જેટની પત્નીએ પોતાના પતિને કહ્યું:
" એની પાસેથી માલ લેવામાં કંઈ નફો હું જોતી નથી; જે કિમ્મત
આપણે આપીએ છીએ તેજ કિમ્મતે એ માલ વેચે છે." ગાંધીની
ભૂલ સેમ્યુઅલ તરતજ સમજી ગયો અને ત્રીસ વર્ષ પછી તેણે કહ્યું
કે " એ દિવસના બનાવથી મેં જે વ્યવહારોપયોગી બોધ મેળવ્યો
છે તે મને મારા ધંધામાં હજારો પાઉન્ડ જેટલો કિમતી થઇ પડ્યો
છે. લોકોને એમ બતાવો કે તમે જે કહો છો તે તેમના લાભનું છે
એટલે તમારી ધારણા પાર પડશે." વળી તેણે અઢી પેન્સ આપીને
એક ગધેડું ખરીદ્યું હતું અને એક સ્રીને તે પાંચ શીલીંગ લઇને
વેચ્યું હતું. એ સોદો રોકડેથી કર્યો હતો, અને તેના પૈસા અમુક
દહાડે ગધેડું સોંપે એટલે આપવાના હતા; પણ જ્યારે ગધેડું તે
સ્રીને હવાલે કર્યું ત્યારે તેની પાસે પૈસા નહોતા; તેથી એક અઠવા-
ડિયા સુધી તારણ તરીકે તેની બે નવી ચોળીઓ લઇ તેણે મુદત

આપી. અઠવાડિયું પૂરૂં થતા પહેલાં ગધેડું મરી ગયું તેથી જો તારણ તરીકે ચોળીઓ લીધી નહોત તો સેમ્યુઅલને એક પાઇ મળત નહીં. આ બનાવથી રોકડેથી વેપાર કરવાનું એ શીખ્યો, અને તે ધોરણને મરતા સુધી તે વળગી રહ્યો.

ન્યુટનમાં બારીક અવલોકન કરવાનો ગુણ હોવાથી તે બાલ્યાવસ્થામાં ફિલસુફ થયો હતો અને તેથી કરીને તેણે પતંગ અને પવનચક્કી શોધી કાઢી હતી. વૅટે પોતાના બાપની સુથારની દુકાનનું એટલું અવલોકન કર્યું હતું કે તે દર્શનયંત્ર બનાવનાર, ગણિતશાસ્ત્રી અને નવી શોધ કરનાર થયો હતો; અને ખેતરોમાં ફરીને તે વનસ્પતિશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાનનાં મૂળતત્વો શીખ્યો હતો. પણ જ્યારે જુવાન માણસ પોતાના ચરિતાર્થે દુનિયામાં પડે છે ત્યારે આ ગુણ ખાસ ઉપયોગનો થઇ પડે છે. જે કૃત્ય થાય તેથી નીતિપર શી અસર થાય છે એ જોવું, લક્ષણ બરાબર જાણી લઇ તેની ગુજ કરવી, સદ્ગુણથી કેવી કેવી મદદ મળે છે એ સમજવું, ધોરણની ગુજ જાણવી, કામના વિભાગથી વાકેફ થવું, માણસને ઓળખવા, સમો કેવો છે તે સમજી લેવું, સમયસૂચકતા રાખવી, સંપત્તિને તપાસીને સારામાં સારી રીતે વાપરવી, યોગ્ય કામ યોગ્ય વખતે અને યોગ્ય જગોએ કરવું,—આ વગેરે બાબતો માણસાઇમાં આવતાંજ જુવાન માણસે જોવી પડે છે. "આ બધી બાબતોમાં તેવો લાયક કોણ થયો હોય છે?" જે અવલોકનનું અમે વિવેચન કરીએ છીએ તેવા અવલોકન વગરનો તો કોઇ ભાગ્યેજ થયો હશે.

જુવાન માણસનો શેક કદાચ એવો હોય કે પોતાને શીર જોખમદારી રાખે નહીં, તેણે તેને ઓળખી લેવાની જરૂર છે. ધર્મનો ખોટો ઢોંગ કરનારના તાબામાં તે કદાચ આવી પડે તો તેણે તેનું

ઢોંગીપણું પારખવાનું જાણવું જોઇએ. લુચ્ચા ઘરાક તેને ફસાવવાને યત્ન કરે માટે તેણે પોતાના સંબંધમાં આવનાર માણસોને ઓળખી લેવા જોઇએ. પોતાના ગજા ઉપરાંત ખર્ચ રાખવાનું તેને મન થાય અને જેમ સેંકડો જણ કરે છે તેમ તે "ભભકો મારે," આ પ્રમાણે કરવાથી કેવું પરિણામ આવે છે તે તેણે ખચુસ જાણવું જોઇએ. પોતાના બાપની ગરીબાઇથી શરમાવાનું અને પોતાની દોલતની બડાઇ કરવાનું તેને મન થાય, પોતાના લક્ષણમાં આવી ખોડ હોવાથી કેવું પરિણામ આવે છે એ તેણે જાણવું જોઇએ. તે કદાચ એવે જગોએ રહેતો હોય કે જ્યાં દારૂ પીવો, જુગાર રમવો અને નાટકચેટક જોવા જવું—એ ચાલી રહ્યું હોય. જે જુવાનો આ પ્રમાણે કરે છે તે વધારે આબાદ અને પ્રતિષ્ઠિત છે, કે જે નથી કરતા તે છે, એ તેણે નક્કી કરી લેવું જોઇએ. દુનિયાના વ્યવહારમાં, ગેરસમજુત, ઠગાઇ, દગલબાજી, ઉચાપત, છળકપટ, અને બીજા ઘણા પ્રકારનું અપ્રમાણિકપણું થાય છે તેમાં તે પણ ફસાઇ પડે. ખરૂં શું છે અને ખોટું શું છે એ તેણે જાણવું જોઇએ, એટલુંજ નહીં પણ એવી તરેહની વર્તણુંક રાખવાથી તેની નીતિને કેવો ડાઘ લાગશે તેનો તેણે વિચાર કરવો જોઇએ. એક જણે ઠીક સુચના કરી છે, તે એ કે જૂઠું બોલવાને માટે મારી નાખેલા અનેનિયાસ અને સેફ્રીરાનાં બાવલાં દરેક બજારમાં દેખાય એવી રીતે મૂકવાં જોઇએ, પરંતુ અવલોકન કરવાની ટેવ ખીલવાથી એવું જ કાર્ય સરશે.

બન્જેટ, પીબોડી, ગુડ હ્યુ, વોર્ડ, એપલટન, બ્રુક્સ, ક્રુપર અને સ્ટુઅર્ટ જેવા કામધંધો કરનારા માણસોને અભ્યાસ કરવાને અથવા પુસ્તકો વાંચવાને ઘણો થોડો વખત હતો, પણ તેને બદલે બારીક અને હમેશ ચાલાક રહેતી અવલોકન કરવાની શક્તિ

તેમનામાં હોવાથી તેમનું જ્ઞાન અને બુદ્ધિ નિરંતર વધ્યાં જતાં. જેમ બીજા લોકો પુસ્તકોનો અભ્યાસ કરે છે તેમ તેઓ માણસ અને દરરોજ બનતા બનાવોનો અભ્યાસ કરતા. તેમને મન માણસ-જાત, ઘણા ગુઢ અર્થવાળા પુસ્તકરૂપે હતી અને તેઓ તેનાં પાનાં ફેરવતા અને ઘણા ધ્યાનથી વાંચતા. અવલોકનથી તે પોતાનું કામ પદ્ધતિસર કરી શકયા, એટલુંજ નહીં પણ એક શાસ્ત્ર જેવું કરી શક્યા; તેથી કરીને, જો કે તે વેપાર કરતા હતા તોપણ ખરૂં પૂછો તો તે ફિલસુફ જેવુંજ કામ કરતા હતા. કપોલશાસ્ત્રપ્રવીણ ઓ. એસ. ફાઉલરને આંખે પાટા બાંધીને હુપર બેઠો હતો તે ઓરડામાં લાવવામાં આવ્યો હતો. તેના બરાબર તૈયાર થયેલા માથાપર હાથ ફેરવી તેની અવલોકનશકિત વિષે તે બોલ્યો, "દુનિયામાં સૌથી બારીક અવલોકન કરનાર પૈકીનો આ એક છે. તેની આસપાસ આવતી દરેક બાબત તે જાણે અંતર્જ્ઞાનથી સમજી જતો હોય એમ સમજી જાય છે, અને માણસો તથા વસ્તુઓને કયારે અને કયાં ઉપયોગમાં લેવાં એ જાણે છે; અસર થાય એવી રીતે કયારે અને શું બોલવું એ તે જાણે છે, અને જે તે બોલે છે તે મુદ્દાસર જ બોલે છે." આથી કરીને હુપર સંપૂર્ણરીતે કેળવાયલા માણસ જેવો દેખાતો હતો.

દરેક કામમાં સામા માણસનું લક્ષણ સમજી લેવાની અગત્ય છે. અવલોકનથી લક્ષણ સમજી લેવા વિષે અમે આગળ કહી ગયા છીએ. ન્યુયૉર્કના એક પ્રખ્યાત વેપારીએ કારકુનની જગો લેવાને આવેલા પચીસ જુવાનોમાંથી ભલામણપત્ર વગરનો એક જણ હતો તેને પસંદ કર્યો. તેના ભાગીઆએ પૂછ્યું કે "ભલામણ વગરનો એક જણ હતો તેને તમે કેમ પસંદ કર્યો?" વેપારીએ કહ્યું,

"ના મેં એમ કર્યું નથી. મેં તો સૌથી સરસ ભલામણવાળાને પસંદ કર્યો છે. એ વાત ખરી છે કે એ ભલામણ લેખી નહોતી. અને મારો અનુભવ એવો થયો છે કે લેખી ભલામણો કંઈ કામની નથી; પણ એ જુવાનના દેખાવપરથી અને મારા પ્રશ્નના જવાબ તેણે હોંશિયારી અને ચંચળતાથી આપ્યા તેથી હું સમજી ગયો કે એ પ્રમાણિક, ઉદ્યોગી, અને ખંતીલો છે, અને તેમનામાં કળવિકળ, સારૂં મગજ, અને સારૂં અંતઃકરણ છે." એજ શહેરના બીજા એક વેપારીએ એક જુવાન અરજદારના ગજવામાંથી ડોકિયું કાઢી રહેલી તમાકુની બીડી જોઇને તેને જગો આપવા ના પાડી. એક બીજા અરજદારને તેણે પીવાની બીડી અને દારૂ એક પછી એક આપવા માંડયાં, પરંતુ તે જુવાને તેમાંનું કંઇપણ લેવા ના પાડી અને કહ્યું કે "મને માફ કરો સાહેબ, હું એ પીતો નથી." આ પરીક્ષાથી માલમ પડી આવ્યું કે આ બીજો અરજદાર તે વેપારીને જોઇતો હતો, એવો માણસ હતો. ઘણા જણને આ વેપારીએ વાપરેલી રીત નજીવી લાગશે પણ તેના અવલોકનથી તેના જાણવામાં આવ્યું હતું કે કેવા જુવાનિયામાં સાચવટ હોવાનો સંભવ રહે છે. ગીરર્ડના ઓળખાણ વગરનો એક માણસ ગાંધીની દુકાન કાઢવાનો હોવાથી ગીરર્ડના દુકાનેથી ક્રારીની એક ગુણ ખરીદી ઠેલણગાડીમાં મૂકી પોતાને હાથે ઘેર લઇ ગયો. આ જોઇને ગીરર્ડ સમજી ગયો કે તે માણસ કેવા લક્ષણનો છે તેથી તેની દુકાને જઇને તેણે તેને કહ્યું કે તમારે જે માલ જોઇએ તે બેધાશક મારી દુકાનેથી લઇ જજો. પાછળથી માલમ પડયું કે અવલોકનથી તેણે તેના વિષે બાંધેલો વિચાર ખરો હતો, કારણકે તે જુવાન ગાંધીનો વેપાર થોડા વખતમાં સારી પેઠે જામી ગયો અને શહેરના પ્રતિષ્ઠિત વેપારીમાંનો તે એક ગણાવા

આવ્યો. પારિસ શહેરમાં એક છોકરો એક સરાફની પેઢીપર ગયો અને ગમે તે નોકરી આપવા વિનંતિ કરી. તેના ચહેરાપરથી તેના વિષે સારો અભિપ્રાય થયો, પણ તે વખત નોકરની તેને જરૂર ન હોવાથી તેણે તેને રજા આપી. તે પાછો જતો હતો તે વખતે સરાફની નજર તેના તરફ હતી. તે છોકરો પડખાને રસ્તે આવ્યો ત્યારે વાંકો વળ્યો અને એક ટાંકણી ત્યાં પડી હશે તે ઉપાડી લઇ ઘણી સંભાળથી પોતાના ડગલાના ગળાપટામાં ખોસી. આ નાનકડી બાબતથી તેના બધા ગુણ તે સરાફના સમજવામાં આવ્યા. તેના અવલોકનથી "ટાંકણી" તો "લક્ષણ પારખવાની કુંચી" થઇ ગઇ. તેણે તે છોકરાને પાછો બોલાવી પોતાની પેઢીમાં તેને જગો આપી અને આખરે તે છોકરો પારિસનો સૌથી પ્રખ્યાત સરાફ–લાફીટ નિવડયો.

આપણા સૌથી સરસ શાસ્ત્રવેત્તાઓનો મત એવો છે કે બાળકોને કેળવણી આપવામાં તેમની અવલોકનશકિત ખીલવવા તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ. ડૅાકટર હુપરે કહ્યું છે કે "બાળકને અવલોકન કરનાર તરીકે કેળવવો એ શાળાનું એક મુખ્ય કામ હોવું જોઇએ. ખુબસુરત અને રમુજી ચીજોથી ભરેલી આ દુનિયામાંથી બાળકને લઈ લઇ શાળાનાં મકાનમાં અક્ષરો અને શબ્દો ગોખવા પૂરી રાખવાં ન જોઇએ. તેમની કેળવણીનો મુખ્ય ભાગ ચિન્હોએ નહીં પણ વસ્તુઓએ લેવો જોઇએ." હુ બીલરે નીચે પ્રમાણે બોધ આપેલો છે તે પ્રમાણે બાળકને ભણાવવાની ધારણા રાખવી–જોઇએઃ–"તમારી આંખોનો ખરો ઉપયોગ કરતાં શીખો. સાધારણમાં સાધારણ ચીજો પણ જોવા લાયક હોય છે; પથરા, ખરસલું અને સર્વથી વધારે જાણીતાં પ્રાણી પણ જોવા જેવાં હોય છે."

એમ કરવાથી તે માણસાઈમાં આવેથી માણસ અને વસ્તુઓની પરીક્ષા કરવાને લાયક થશે અને તેથી તેને સહેલથી ખચિત ફતેહ મળશે. બજ્જેટે એક દિવસ એક જણને એવું પૂછતો સાંભળ્યો કે તમારે વધારે પૈસાની જરૂર છે? તેણે જવાબ દીધો "મારે જરૂર હોત તો તે હું મેળવત" આઈઝાક ટેલરે "ગૃહકેળવણી" પર એક સરસ પુસ્તક લખ્યું છે તેમાં ઉપર જણાવેલા ડૉકટર હુપરના જેવોજ મત દર્શાવ્યો છે. અવલોકન શક્તિ ખીલવવાને ખાસ ધ્યાન અને કાળજી રાખવી જોઇએ એમ ટેલરનો મત છે.

ડૉકટર આલ્કોટનો લખેલો નીચેનો ફકરો આપી આ પ્રકરણ અમે સમાપ્ત કરીએ છીએ:—

" તમારી આંખો ઉઘાડી રાખીને ચાલો ' એ શીખામણ ડહાપણ ભરેલી છે. જે પોતાના શરીરની આંખો ઉઘાડી રાખેછે તેમાં-ના કેટલા બધા જણ પોતાના આત્માની આંખો હમેશને માટે બંધ કરેલી રાખે છે. આંખો ઉઘાડી છતાં તેઓ કંઇ જોતા નથી. આવા માણસ ૬૦ કે ૮૦ વર્ષના થાય ત્યારે પોતાની મોટી વયને લીધે પોતાનામાં વધારે ડહાપણ હોવાનો હક રાખે, પણ તેમનો એ હક કબુલ રાખવો ન જોઇએ. જે માણસ પોતાના શરીર અને મન બંનેની આંખો ઉઘાડી રાખે છે તેને એક વર્ષના અનુભવથી, આંખો બંધ કરીને ચાલનાર દસ વર્ષમાં મેળવે તેના કરતાં વધારે જ્ઞાન મળશે. આ પ્રમાણે ત્રીસ વર્ષની ઉમ્મર સુધીમાં, રીતભાત અને વસ્તુઓનું જ્ઞાન દસ વર્ષ મળ્યું હોય એવો માણસ, ત્રણગણી ત્રીસ વર્ષની ઉમ્મરના અને સાતગણા દસ વર્ષના અનુભવવાળા માણસ કરતાં, વધારે ડાહ્યો થઇ શકે. એ વાત ખરી છે કે ખરૂં વ્યવહારોપયોગી ડહાપણ અનુભવથી ઘડાયા વગર મેળવી શકાય નહીં, પણ દુનિયામાં

પુષ્કળ માણસ એવા હોય છે કે જે ડાહ્યા ગણાવા જોઇએ એટલી ઉમ્મરના હોય છે પણ અજ્ઞાન હોય છે; આ વર્ગમાં ન ગણાવાનો તમે દૃઢ નિશ્ચય કરી રાખજો."

---

# પ્રકરણ ૭ મું.

---

## દૃઢતા અને કૌવત.

દૃઢતાની વ્યાખ્યા વેબ્સ્ટરે એવી આપી છે કે "ઠરાવ–નિર્ણય કરવો તે; દૃઢ નિશ્ચય." કૌવતના સંબંધમાં તે કહેછે કે "અંદરની અથવા સ્વાભાવિક શક્તિ–વીર્ય–દમ–તેજ–જોર; મહેનત, શ્રમ." ઉત્કંઠાની વ્યાખ્યા તે એવી આપે છે કે "કોઇ કામ કરવામાં આતુરતા અથવા હોંશ;" અને હિમ્મતની વ્યાખ્યા આપે છે કે "ધૈર્ય છાતી; ભય અને મુશ્કેલીઓ સામે હામથી થવાને માણસને શક્તિમાન કરે છે તે, મનનો ગુણ." આ બધા ગુણ એક બીજા સાથે સંબંધ ધરાવે છે. અમુક સીમાએ તે બધાનો અર્થ સરખો થાય છે. એકની ક્રિયા બીજાની ક્રિયાથી જુદી પાડવી મુશ્કેલ છે. દુનિયાનાં કામકાજ કરવામાં તે એક બીજા સાથે ભેળસેળ થઇ જાય છે. દરેકનું સ્થાન અને સંબંધ બારીકાઇથી નક્કી કરવાની કંઇ આવશ્યકતા નથી. જે ગુણ અથવા ગુણોના સમુદાયથી ઇ. પી. વ્હીપલના કહેવા પ્રમાણે "અભિમાનથી નહીં પણ પોતાની જાત અને પોતાની ધારણાને એકરૂપ સમજવાથી ઉત્પન્ન થતો પોતાની જાતપર ભરોંસો રાખવાનો ગુણ આવે છે, અને જેથી ભય તથા મરણને માણસ તુચ્છ ગણી કાઢે છે, તેમજ તેની સ્વેચ્છાને અલૌકિક ઉદ્ધતાઇ મળે છે." તે ગુણનું

આ પ્રકરણમાં વિવેચન કરવાનો અમારો ઇરાદો છે. પોમ્પી અને મંત્રસભાની ડગમગતી સલાહ સામે દેશની અંદર અંદરની લડાઇઓમાં સિઝરને વિજય મળ્યો, તે આ અજીત ગુણને લીધેજ મળ્યો હતો; વળી એ ગુણને લીધેજ તોફાનમાં ભય પામી ગયેલા ખોમિયાને તેણે નીચેના હિમ્મત આપે એવા વચનથી ઝિમ્મ કરી નાખ્યો હતો:— "બ્હીશ નહીં, તું સિઝર અને તેનો વૈભવ લઈ જાય છે." દઢતા, કૌવત ઉત્કંઠા અને હિમ્મત તેની ધારણામાં એવાં તો મળી ગયાં હતાં કે તે આફતને હઠી કાઢતો, અને "બીક આવે ત્યારે" હસ્તો. આ ગુણને લીધેજ લ્યુથર યુરોપના રાજારજવાડા સામે લઢવા તૈયાર થયો હતો; રાજગાદી અને રિવાજને ગભડાવી પાડે એવો સુધારો કરી શક્યો હતો; ડાએટ ઑફ વર્મ્સ નામની ધર્મસભામાં ન જવાને એક મિત્રે તેને સલાહ આપી ત્યારે તે બોલી શક્યો હતો કે "ત્યાં જવાનો મને કાયદેસર અધિકાર છે, અને ધરપર નળિયાં છે એટલા પિશાચો મારી સામે એકઠા થયા હશે તોપણ મહા પ્રભુનું નામ લઇ હું ત્યાં જઈશ જ." મોટો પિટ્ પણ એવાજ ગુણથી ઘડેલો હતો. પાર્લામેન્ટના એક સભાસદે અમુક કામના સંબંધમાં કહ્યું કે તે અશક્ય છે ત્યારે તેના જવાબમાં તેણે કહ્યું કે "અશક્ય! હું અશક્યતાને પગ તળે કચરી નાંખું છું.' તેનો આત્મા એક વખત જાગ્રત થતો એટલે તે બેસુમાર કામ કરી શકતો, અને તેના ઉગ્ર રસ્તામાં હરકતો બળીને ખાખ થઇ જતી.

"અશક્યતા" સંબંધી તેનું આ ભાષણ માત્ર અલંકારયુક્ત છટાદાર ભાષણ જ નહોતું. જે લોકો મુશ્કેલી અને અશક્યતા વચ્ચેનો તફાવત સમજી શકતા નથી તેમને પિટ્નુ બોલવું, મનસ્વી અને બેવકૂફી ભરેલું લાગે. પણ જેઓનામાં જબરી દઢતા હોય છે,

અને ખરા પાણીવાળા લોકો શું કરી શકે છે, એ વાત જેઓ જાણે છે તેઓને તો આવું બાળપણું ફરજ બજાવવા ફરમાવતા જંગી પોકાર જેવું લાગે છે. કીટો યુવાવસ્થામાં આવ્યો તે વખતે પોતાની રોજનીશીમાં તેણે લખ્યું કે " હું અશક્યતાને માનતો નથી. મને લાગે છે કે કુદરતી બક્ષિસથી મળેલી બુદ્ધિ, વિગેરે વિષે સારી સારી વાતો કરવામાં આવે છે તે માત્ર અર્થ વગરનો લવારો છે, અને દરેક માણસ પોતાની તક અને ઉદ્યોગ પ્રમાણે જેવો થવા ધારતો હોય તેવો થઇ શકે છે." તેનું કહેવું ખરૂં છે એમ પાછળની તેની પોતાની કારકિર્દી બતાવી આપે છે. અનાથાશ્રમમાં લુગડાંના જોડા બનાવનાર ગરીબ, બહેરા છોકરો કીટો અને " પીક્ટોરિયલ બાઇબલ, " અને " ડેલી બાઇબલ ઇલસ્ટ્રેશન" નો કાબેલ કર્ત્તા એ બે વચ્ચે જેટલો તફાવત હતો તેથી વધારે બીજા કોઇ બે જણ વચ્ચે ભાગ્યેજ હશે. જો લોકો કહે છે તે પ્રમાણે અશક્યતા દુનિયામાં હોય તો તે આ બહેરા ગરીબ માણસ અને પેલા પૂર્વ તરફના સાહિત્યમાં પ્રવીણ માણસની વચ્ચે કોઇ ઠેકાણે માલમ પડવી જોઇએ; પણ કીટોને તે માલમ પડી નહીં. તેની દઢતા અને ભારે કૌવત આગળ અશક્યતા પીગળીને ક્યાંએ ગુમ થઇ ગઇ. એક વખત અનાથાશ્રમમાંથી પોતાને કાઢી લઇ, પોતાની મેળે તજવીજ કરી કેળવણી લેવા દેવાને રજા આપવાને પોતાના બાપને તે આજીજી કરતો હતો, ત્યારે નીચે પ્રમાણે બોલીને પોતાનો અજીત્ય જુસ્સો તેણે બતાવ્યોઃ– " દુનિયામાં અખુટ ભંડાર ભરેલો છે. ત્યારે હું ભૂખે મરીશ એવી ફિકર તમે રાખશો નહીં. ભૂખને કેમ દૂર કરવી એ હું જાણુંછું. હોટેન્ટોટ લોકો જરા ગુંદર ખાઇને ઘણો વખત ભૂખ્યા રહી શકે છે; વળી તેઓ ભૂખ્યા થાય છે ત્યારે પોતાના શરીરપર મજબુત

બંધ બાંધે છે. હું પણ એમ શામાટે ન કરી શકું ? અથવા તમને પગાર ન મળે તો, મને બહાર કાઢી લ્યો. એટલે હું મારાં પુસ્તક અને કપડાં ગીરો મૂકીશ, અને તેથી લગભગ બાર શિલિંગ મેળવી શકીશ; અને એટલા પૈસામાંથી હું ઇંગ્લાંડની મુસાફરી કરીશ. વાડોમાં કરમદાં, ફળ અને ડોડીની ડુંડો થાય છે, અને ખેતરોમાં કંદ થાય છે, ઘાસનું કુંપવું અથવા ખળીમાંની ઝુંપડી એ સારૂં બીછાનું થશે." આવી દઢતાવાળા માણસની આગળ એક રીતે કશું અશકય નથી. કહ્યું છે કે "મન હોય તો માળવે જવાય." ડૉકટર પેલીના સંબંધમાં એવું કહેવાયું છે કે જ્યારે તે પાઠશાળામાં ભણતો હતો, અને આળસ તથા ગમ્મતમાં પોતાનો વખત ગુમાવતો હતો ત્યારે તેનો એક સોબતી એક દિવસ તેની ઓરડીમાં આવ્યો અને જરા તોછડાઈથી તેને કહ્યું, "પેલી, તું કેવો બેવકૂફ છું કે તારો વખત અને પૈસો આવી રીતે આળસમાં ગુમાવે છે ? ઉદ્યોગથી નામ કાઢવું એ તારાજ હાથમાં છે." આ ઠપકાથી ન્યુટનના પેટમાં પેલા છોકરાએ લાત મારી હતી તેના જેવું થયું—તે જાગૃત થયો અને નવે અવતારે આવ્યો હોય એમ કામ શરૂ કર્યું. મારાથી થઈ શકશે, એમ તેને પહેલા વહેલુંજ લાગ્યું, અને તે કરી શકયો."

હાલના વખતમાં ધ્યાન આપવા યોગ્ય જે મોટાં સાહસો થાય છે તેમાં ખોટું અને ખરૂં એવું મિશ્ર થઇ ગયું હોય છે કે ખરૂં ખોટું પારખી કાઢવાને વિવેકબુદ્ધિ વાપરવાની જરૂર પડે છે, એટલુંજ નહીં પણ ખોટાને તરછોડી કાઢવાને અને ખરાને વળગી રહેવાને દઢતાની પણ જરૂર પડે છે. અસંખ્ય જાતની લાલચો હાલના જમાનામાં છે તેથી જુવાન માણસોને હાલના વખતમાં આ ગુણની જેટલી જરૂર છે તેટલી પહેલાં નહોતી.

જેમ હાલના સમામાં દ્દઢતા અને કૌવતની વધારે જરૂર છે, એ વાત ખરી છે તેમ ધરડા કરતાં જુવાન માણસોમાં તે વધારે માલમ પડે છે, એ વાત પણ ખરી છે. એક એવી કહેવત થઇ ગઇ છે કે " ધરડો સલાહ આપે અને જુવાન લઢાઇ લઢે." "જુવાન માણસો મેં તમને લખ્યું છે તેનું કારણકે તમે મજબુત છો," જુવાન માણસોમાં શારીરિક કૌવત, પોતાની ચઢતી કરવાની ઉમેદ, અને જુસ્સો વધારે હોય છે તેથી તે મજબુત હોય છે. તેમની શકિત કામ કરવામાં રહેલી છે. સિકંદર ગાદીએ બેઠો ત્યારે તે માત્ર વીસ વર્ષનો હતો. તેણે ફકત બાર વર્ષજ રાજ્ય કર્યું, પણ જગત્‌ના ઇતિહાસમાં તેનું રાજ્ય નામાંકિત થઇ ગયું છે આખી દુનિયા તેણે જીતી લીધી, અને તે ત્રીસ વર્ષનો થતા પહેલાં મરી ગયો. જ્યુલિયસ સીઝર જુવાન હતો ત્યારે તેણે ત્રણસેં પ્રજાઓને જીતી લીધી, આઠસેં શેહેર કબજે કરી લીધાં, ત્રીસ લાખ માણસોને હરાવ્યાં, આખા રાજ્યમાં મુખ્ય પુરૂષ થયો, ભાષણ કરવાની છટામાં સિસેરો પછીને નંબરે ગણાયો અને લેખક તરીકે ટેસીટસ પછીને નંબરે ગણાયો. વૉશિંગ્ટન ઓગણીસ વર્ષનો હતો ત્યારે અમેરિકન સંસ્થાનના તે વખતે કરેલા ચાર વિભાગમાંથી એક વિભાગનો એડજ્યુટન્ટ–જનરલ નિમાયો હતો, તે એકવીસ વર્ષનો થયો ત્યારે ફોર્ટડયુકેન આગળ ફ્રેંચ સરકાર સાથે કાલકરાર કરવાને તેની સરકાર તેને એલચી તરીકે મોકલ્યો હતો; તે વખતથી તે સત્તાવીસ વર્ષની ઉમ્મરે તે પરણ્યો ત્યાં સુધી પોતાના દેશમાં ઉંચી અને ભરોસાની જગાઓ મેળવી તેણે દેશ સેવા બજાવી હતી. તે વાનપ્રસ્થ થઇ માઉન્ટ વર્નનપર રહેવા ગયો ત્યારે તે પુખ્ત જુવાનીમાં હતો. કાલ્વીને " ઇન્સ્ટીટયુટસ ' નામનું પ્રખ્યાત પુસ્તક લખ્યું ત્યારે તે ફકત છવીસ વર્ષની ઉમ્મરનો હતો.

ઓગણત્રીસ વર્ષની ઉમ્મરે માર્ટીન લ્યુથર પોપ સાથેના કજીયામાં તેહના શિરોબિન્દુએ પહોંચ્યો હતો, પિટ્ટ પાઠશાળામાંથી પાર્લામેન્ટમાં ગયો હતો, અને તેવીસ વર્ષની ઉમરે ઇગ્લાંડનો મુખ્ય પ્રધાન થયો હતો તેમજ ત્રીસ વર્ષનો થયો તે પહેલાં ગ્રેટબ્રિટનમાં સર્વોપરી રાજપુરૂષ થઇ પડયો હતો. નેલ્સન વીસ વર્ષનો થયો તે પહેલાં બ્રિટિશ દરિયાઈ લશ્કરમાં લેફ્ટેનેન્ટ થયો હતો અને જુવાનીમાં કમાન્ડર થયો હતો. ટ્રાફલગારની લઢાઇમાં તે મરણતોલ ઘાયલ થયો હતો તે વખત તે માત્ર સુડતાળીસ વર્ષનો હતો. આ લઢાઈમાં તેણે એવો ઝંડો ચઢાવ્યો હતો કે "દરેક માણસ પોતાની ફરજ બજાવશે એમ ઇંગ્લંડ આશા રાખે છે."

કોઇ એમ કહેશે કે ઉપર જે દૃષ્ટાંત આપ્યાં છે, એવાં કંઇ બધાં માણસ હોતાં નથી; એ તો અપવાદ તરીકે ગણવા જેવા દાખલા છે. તોપણ આ વાતની કોઇથી ના કહેવાશે નહીં કે હરેક દેશનું કૌવત અને ભવિષ્ય તેના જુવાનોમાં સમાયલું છે, એમ બતાવવાને એ દૃષ્ટાંતો બરોબર લાગુ પડતાં છે. વધારે બહાદુરી બતાવ્યા વગર ચાલે નહીં, એટલા માટે પોતે ઓળંગતા હોય તે પૂલજ તોડી નાખે એવો એ વર્ગ છે. વ્યવહારોપયોગી ડહાપણ સાથે અજીત્ય જુસ્સો હોય તો તે સિકંદરે સ્વારી કરેલા તેના બ્યુસેફાલસ ઘોડા જેવો છે. જલદ છતાં પોતાના સ્વારના અવાજ અને લગામને તાબે રહે છે.

જે જુવાન માણસો પ્રખ્યાત સરાફ, વેપારી, રાજપુરૂષ, અથવા વિદ્વાન થવાને નિશ્ચય કરે છે, તેમની દઢતાને કેટલાક લોકો હસી કાઢે છે. કેન્ટ્રહુને યેલ કોલેજમાં કર્યો હતો એવો નિશ્ચય તેમને ડુંપદ ભરેલો અને હડહડતી મૂર્ખાઇ ભરેલો લાગે છે. જ્યારે એક સોબતીએ તેના અથાગ ઉદ્યોગને માટે વારંવાર ટીકા કરી ત્રાસ આ-

પવા માંડયો ત્યારે કેલ્હુને તેમને જવાબ દીધો કે "અરે ભાઇ. સાહેબ! હું કાન્ગ્રેસમાં જઇશ ત્યારે મારી ફરજ બરોબર બજાવી શકું એટલા માટે મારે તો મારા વખતનો સૌથી સરસ ઉપયોગ કરવાની જરૂર છે." જાણે હસી કાઢવા જેવી આ વાત હોય એમ ગણી તેનો સોબતી હસી પડયો. કેલ્હુન બોલી ઉઠયો, "શું એ વાતનો તમને શક છે? હું તમને ખાત્રીપૂર્વક કહું છું કે ત્રણ વર્ષમાં પ્રતિનિધિ તરીકે કાંગ્રેસમાં હું દાખલ થઇશ, એવી મારી ખાત્રી નહોત તો હું કોલેજ છોડીને આજ જ ચાલ્યો જાત." આ વાત સાંભળીને તેના મિત્રને એમ લાગ્યું કે આ માણસ અમસ્થો મગરૂરી કરે છે. પણ હાલ આપણે જાણીએ છીએ કે તેણે પોતાનો નિશ્ચય પરિપૂર્ણ કર્યો છે તેથી તેના વચનમાં દ્રઢતા અને ભારે હિમ્મત વગર બીજુ કંઇ આપણને જણાતું નથી. એવી દ્દઢતા અને હિમ્મતથી રસ્તામાં પર્વત આવે તો તે પણ સપાટ થઇ જાય છે.

દઢતાવાળા માણસનું બોલવું કોઇ વખત મગરૂરીભરેલું અને સ્વપ્નવત્ ગણી કાઢવામાં આવે છે, પણ દઢતાવાળો માણસ થોડી બુદ્ધિવાળો હશે તોપણ દઢતા વગરના પણ વધારે બુદ્ધિવાળા માણસ કરતાં વધારે કામ કરી શકશે. થોડી બુદ્ધિ પણ દઢતાવાળો માણસ દઢતા વગરના વધારે બુદ્ધિવાળા માણસ કરતાં પોતાના કામને વધારે આગળ ધકેલશે અને પેલી જુની કહેવતમાં કહ્યું છે કે "તારા કામને ધકેલ પણ તારૂં કામ તને ધકેલે એમ થવા દઇશ નહીં."

આ પુસ્તકમાં અમે જે જે ફતેહમંદ પુરૂષોનાં દષ્ટાન્તો આપ્યાં છે તેમાં દઢતાનો બકસ્ટન જેવો કોઇ જબરો હિમાયતી નહોતો. તેનો મત એવો હતો કે માણુસ માણસમાં સ્વાભાવિક બુદ્ધિથી ફેર

પડે છે, તેના કરતાં દઢતાથી વધારે પડે છે. તેને પોતાને વિષે તે એમ કહેતો કે મને ફતેહ મળી છે તે મારામાં ભારે બુદ્ધિ હોવાથી નહીં, પણ ભારે દઢતા અને નિશ્ચય હોવાથી મળી છે. રેવરન્ડ થોમ્સ બીન્નીએ તેના સંબંધમાં કહ્યું છે કે "તે નાનો હતો ત્યારે તોછડો, અવિચારી, આળસુ, અને અનિયમિત ટેવોવાળો હતો. તેનામાં ભારે બુદ્ધિ કે રસજ્ઞતા જણાતી નહોતી. શાળામાં તે ભણતો ત્યારે તેનામાં કંઇ જાણવા જેવા ગુણ નહોતા. તે માત્ર ગમ્મતને ખાતર વાંચતો અને ઘોડા ખેલવતો, કુતરાં રમાડતો અને બંદુક લઇ શિકાર કરતો. જે વારસાની તે આશા રાખતો હતો તે ઓગણીસ કે વીસ વર્ષની ઉમ્મરે તે પરણ્યો અને છોકરાનો બાપ થયો, પણ તેને કંઇ ધંધો નહોતો અને તેની પાસે કંઇ પૈસાએ નહોતા. આ છોકરો જુવાનીની શરૂઆતમાં ગરીબાઇ ભોગવી, ઘણો પૈસાદાર અને આબરૂદાર માણસ નિવડયો, એટલુંજ નહીં પણ ગ્રંથકર્ત્તા, કાયદા બાંધનાર અને ડાહ્યા માણસ તરીકે પણ તે પ્રખ્યાત થયો. તેની માનસિક બુદ્ધિ પણ ઘણી વધી હતી, અને તેનાં લખાણોમાં સંપૂર્ણ જ્ઞાન, ઉંચી કેળવણી, જબરજસ્ત દલીલ, છટા અને હૃદયાર્દ્રકારિત્વ માલમ પડે છે. તે એવો ભાષણ કરનાર થયો હતો કે તેના બોલવાથી ઘણી અસર થતી, રાજસભામાં તેણે ઘણી પ્રખ્યાતિ અને ખરી લોકપ્રિયતા મેળવી. જાહેર પુરૂષ તરીકે તે વજનદાર ગણાતો, તેનો બોજ કોઈથી ઉથામાતો નહીં, અને આ રીતે દેશસેવા બજાવી આખી દુનિયાના રાજકારભારમાં તે ભાગ લેતો. આ બધું શી રીતે થયું? બાકસ્ટને પોતે પોતાનાં છેલ્લાં વર્ષમાં જણાવેલા શબ્દોથી આ પ્રશ્નોનો અમે ઉત્તર આપીશું. "જેમ હું વધારે જીવું છું તેમ મારી વધારે ખાત્રી થતી જાય છે કે, નબળા અને મજબૂત, મોટા અને નાના, એ વગેરે

માણસ અને માણસ વચ્ચેના મોટા તફાવત દૃઢતા-અજીત્ય નિશ્ચયને લીધે થાય છે. એક વખત નિશ્ચય કરવો ને પછી ફતેહ મળે કે મરણ નિપજે તોપણ ડગવું નહીં. આ દુનિયામાં જેટલું થઇ શકે તેટલું આ ગુણથી થઇ શકે છે. ગમે તેટલી બુદ્ધિ હોય અને ગમે તેવી તક હોય, પણ એ ગુણ વગરનું બેપગું પ્રાણી માણસ ગણાશે નહીં."

તેના બાળપણમાં તેને એક વખત એક ડુક્કરના ગોવાળને સંદેશો કહેવા મોકલ્યો હતો, ત્યારે તેની દૃઢતાનો આ જબરો ગુણ તેણે બતાવ્યો હતો. તે કાદવ અને ખાબોચિયાં ઓળંગતો નિકળી પડયો. કાદવમાં તેનો એક જોડો કળી રહ્યો, પણ પોતાનું કામ પુરૂં કરવામાં તે એટલો બધો એકાગ્ર હતો કે તે ઉંચકી લેવા પણ ઉભો રહ્યો નહીં; અને તે ગોવાળને પકડી પાડતા પહેલાં તે ત્રણ વખત દોડયો. આગળ જતાં શિકારમાં, ઘોડા દોડાવવામાં અને રમતગમ્મત કરવામાં નિમગ્ન થવાથી ભવિષ્યમાં તેનું સારૂ થશે નહીં એમ તેને જણાયું ત્યારે, ખૂબ વિચાર કરી તેણે પોતાની દૃઢતા અને પોતાના અંદરનું સામર્થ્ય જાગૃત કર્યું, અને એક પણ દિવસનો વિલંબ કર્યા વગર તેણે પોતાના જૂના સોબતીઓને તજી દીધા. ખરાબ ટેવો છોડી દીધી અને અજીત્ય નિશ્ચય કરી અભ્યાસ કરવા માંડયો; વળી આગળ જતાં તે પાર્લામેન્ટમાં દાખલ થયો, ત્યાં પણ તે પોતાના નિશ્ચયને એવી ચુસ્ત રીતે વળગી રહેતો કે તેના વિચારની સામે ગમે-તેવી જબરી વિરૂદ્ધતા હોય તોપણ તે પોતાનું ધાર્યું પસાર કરાવતો. તેને ઘણીવાર "જક્કી" કહેવામાં આવતો, — નિશ્ચયવાળા માણસને એવા કહેવાવાનો સંભવ છેજ—પણ તે કંઇ જકકી નહોતો-એકનિશ્ચયવાળો માણસ કેવો હોય છે, એ વિષે સ્પર્જને કહ્યું

છે તેવો તે હતો. " માણસને કરોડ હોવી જોઇએ, કારણ કે કરોડ ન હોય તો તે ટટાર શી રીતે રહી શકે? પણ તેની કરોડ વળી શકે એવી હોવી જોઇએ, કારણ કે જો તેની ન હોવ તો તેનું માથું પાટડીમાં અથડાયા વગર રહે નહીં. "

કોઇ કદાચ એવો સવાલ કરશે કે આવો દઢ નિશ્ચય સારા કામમાં વાપરી શકાય, તેમ નઠારામાં કેમ ન વાપરી શકાય? અલબત્ત વાપરી શકાય; પણ જો તેમ થાય તોપણ, આવા અજીત્ય જુસ્સાથી શું થઇ શકે છે અને તે કેવો હોય છે એ જાણવાની ઇચ્છા રાખનાર બારીક અવલોકન કરનારને તેથી પણ બોધ મળે છે. પીઝારો એક ચાંચિયો હતો, અને તેમનામાં સ્વમતાર્થપ્રાણત્યાગીના જેવી બહાદુરી અને સહનશીલતા હતી. ગમે તેવાં સંકટ, દુ:ખ અથવા મરણ આવી પડે તોપણ એક ધારણામાં ચિત્ત પરોવી તે પાર પાડવાને તેણે નિશ્ચય કર્યો હતો; એ ધારણા પિરૂ સર કરી લેવાની અને લૂંટી લેવાની હતી. ગેલ્લો આગળ તેનાં માણસ ભૂખમરાથી ઘેલાં થઇ ગયાં હતાં, અને તેમનું જડમૂળ નિકળી જાય એટલો રોગ તેમનામાં ચાલતો હતો તોપણ તે કઠણ છાતીવાળો પોતાની ધારણામાં એક લેશમાત્ર પણ ડગ્યો નહીં. એક વહાણ ત્યાં આવી પહોંચ્યું અને તેને તથા તેના માણસોને પાનામા પાછા લઈ જવાને ઇચ્છા બતાવી; પણ તેણે તે કહેણ તુચ્છકારી કાઢયું, અને પોતાની તરવારવડે રેતીમાં પૂર્વથી પશ્ચિમ તરફ એક લીંટી દોરી, પછી પોતાનું મોં દક્ષિણ તરફ ફેરવી તેણે પોતાના ચાંચિયા સોબતીઓને કહ્યું, " મિત્રો અને સોબતીઓ! પેલી બાજુએ મહેનત, ભૂખ, નગ્નતા, પલાળી નાખે એવું તોફાન, નિરાધારપણું અને મરણ છે; આ બાજુએ સુખ અને આરામ છે; પેલી તરફ પિરૂ અને ત્યાંનો ખજાનો છે; આ તરફ પાનામા અને ત્યાંની

ગરીબાઇ છે. દરેક માણસે બહાદુર કાસ્ટીલિયનને છાજે તે પસંદ કરવું. મારે પોતાને માટે તો હું કહું છું કે હું તો દક્ષિણ તરફ જઇશ."

પાનામા રહી જીવતા રહેવા કરતાં તેણે પિરૂ જઇ મરવાનું પસંદ કર્યું. આવો અજીત્ય જુસ્સો કોઈ સાધુ પુરૂષમાં મૂકયો હોય તો "ગ્રોનલાન્ડના બરફથી ઢંકાએલા પર્વતોમાં" પણ ઉપદેશ કરવા જવાની તે હિમ્મત ધરશે. સિઝરના વિષે અમે ઉપર બોલી ગયા છીએ; તેનું અંતઃકરણ પીઝારોના કરતાં થોડુંજ સારૂં હતું. સાઈલાના ત્રાસથી તે નાશી જતો હતો, ત્યારે ચાંચિયાઓએ તેને પકડી લીધો તે વખતે તેનું વય માત્ર સત્તર વર્ષનું હતું. વીસ 'ટેલન્ટ' લઇને તેને છુટો કરવાને તેઓએ તેને કહ્યું ત્યારે તેણે જવાબ દીધો કે "વીસ, ઘણા ઓછા છે હું પચાસ આપીશ, પણ એકવાર છુટો થયા પછી તમારામાંના દરેકને હું ફાંસી નાંખીશ." સ્પેનમાં દુશ્મનપર તેના હુકમ પ્રમાણે ચઢાઇ કરવાને તેના લશ્કરે ના પાડી, ત્યારે એક ઢાલ લઇને તે ગર્જના કરી બોલ્યો "હું અહીં મરી જઇશ." એમ કહી પોતે એકલો સ્પેનીશ લોકો તરફ ધસી ગયો. દુશ્મનના લશ્કરની છેક નજીક તે આવ્યો, ત્યારે તેનીપર હજારો તીરોનો વરસાદ વરસ્યો. તેની આટલી બધી હિમ્મત જોઇ તેના માણસો શરમાઇ જઇ લઢાઇમાં આવ્યા, અને તેની મદદે ભેગા થઇ દુશ્મનપર એવો હલ્લો કર્યો કે તેની જીત થઇ. રોમમાં એવી વાત ચાલી હતી કે રસ્તામાં તેને મારાઓ મારી નાખનાર છે, ત્યારે તેણે તરતજ પોતાના રક્ષકોને રજા આપી અને તે વખતથી રસ્તામાં વગર હથિયારે એકલો ફરવા લાગ્યો. તેની આવી હિમ્મતથી તેને મારવાનો મનસુબો કરનાર ચકિત થઇ ગયા, અને તેમણે એવું ધાર્યું

કે આ તો કોઇ દેવ છે. જ્યારે ખરાબ માણસો પોતાની સ્વેચ્છા પ્રમાણે ઉદ્ધતાઇથી રાજ્ય કરે છે ત્યારે સારા માણસો દુઃખી થાય છે; પણ જ્યારે આવી સ્વેચ્છા, જુસ્સો અને બુદ્ધિ, ઇશ્વર અને સત્યની સેવા બજાવવામાં વાપરવામાં આવે છે ત્યારે પોલ, હર્યુંથર, અને જડસન જેવા વીર પુરૂષો તૈયાર થાય છે. આવી હિમ્મતને લીધે જ પેલો મેગિયર સરદાર એમ. લુઈ કોસ્સુથ મોટો બન્યો હતો. જ્યારે તે ટર્કીમાં દેશવટો ભોગવતો હતો ત્યારે ત્યાંના બાદશાહે તેને જણાવ્યું કે જો તમે અમારો ઇસ્લામી ધર્મ ગ્રહણ કરો તો તમારૂં રક્ષણ કરીએ. આ સાંભળીને કેદી થઇ બેડીઓ પહેરવાની દરકાર રાખ્યા વગર તે હિમ્મત ધરી બોલી ઉઠયો કે "મરણ અને ગેરઆબરૂ એ બેમાંથી પસંદગી કરવાની હોય ત્યારે શું પસંદ કરવું એ શકભરેલું કે કઠણ નથી. હું હંગરીનો હાકેમ હતો, અને મારા દેશીઓ પૈકી દોઢ કરોડ જણે મારાપર ભરોંસો રાખીને એ ભારે જગો માટે મને પસંદ કર્યો હતો. તેથી દેશવટામાં મારા દેશ પ્રત્યે મારી શી ફરજ છે તે હું જાણું છું. એક ખાનગી ગૃહસ્થ તરીકે પણ મારે આબરૂભરેલો રસ્તો લેવો જોઇએ. જો કે એક વખત હું એક ઉદાર પ્રજાનો હાકેમ હતો તોપણ મારાં છોકરાંને વારસામાં મૂકી જવાનું મારી પાસે કંઈ ભવિષ્ય નથી; તોપણ કલંક વગરનું નામ તેમને માટે હું મૂકી જઇશ. ઇશ્વરનું ધાર્યું થાઓ. હું મરવાને તૈયાર છું."

પણ એથી ઉતરતી અને થોડા શોરબકોરવાળી સાધારણ જીંદગીમાં જુવાન માણસ પોતાનું નસીબ પોતે ઘડી શકે છે. અહિંયાં પણ આ શ્રેષ્ઠ જુસ્સા વગર ચાલે એમ નથી. દરેક કામમાં ઘણે પ્રસંગે તેની ખાસ જરૂર પડે છે. પોતાનું કામ કરવામાં જુવાન માણસોને ભારે અડચણો અને હરકતો સોસવી પડે છે. પોતાની જીંદગીનું

કાર્ય કરવામાં નાસીપાસી અને મુશ્કેલીઓમાંથી કોઇ બાતલ રહેતો નથી. આવે વખતે તેમનો ખરો મિત્ર દ્રઢતા છે, અને જો તેને બોલાવવામાં આવે તો જરૂરને પ્રસંગે તેમને મદદ કરશે. એવો પણ વખત આવે છે કે જ્યારે પોતાની મરજી વિરૂદ્ધ તેને હલકાં કપડાં પહેરવાં પડે છે, અને પોતાને પસંદ ન હોય એવી હલકી મહેનત કરવી પડે છે. હાંસી થવાની અથવા નીચું જોવું પડવાની તેઓ ધાસ્તી રાખે, અને દ્રઢતા બતાવે નહીં, તો તેનું માઠું પરિણામ આવે. જો આ આશાદાયક અને ડરે નહીં એવો જુસ્સો ફતેહ મેળવવાને તેમને જાગૃત કરે નહીં તો, એશઆરામના શોખ અથવા બેશી રહેવાના સ્વાભાવિક વલણને લીધે તેમના ઉંચામાં ઉંચા ગુણ દબાયલા રહે. મનમાં સાધારણ નિશ્ચય કરવામાં આવે તેથી કંઇ મુશ્કેલી દૂર થાય નહીં. એવા માણસને શરમભરેલી રીતે મુશ્કેલીને શરણ થઇ જતાં દ્રઢતા અને સામર્થ્ય અટકાવે છે. દરરોજનાં કામકાજમાં આ ગુણ કેટલો બધો અગત્યનો છે એ નીચેની ખરી વાત જે થોડા વખતપર અમારા જાણવામાં આવી છે તે બતાવી આપે છેઃ—

ન્યુ ઇંગ્લાંડની એક આબાદ શાળામાં એક જુવાન માણસ કેટલાંક વર્ષથી ઉપશિક્ષકનું કામ કરતો હતો. જે વર્ગ તે શીખવતો તેમાં બીજગણિતનો ઉંચામાં ઉંચો એક વર્ગ હતો. એ શિક્ષક એ વિષયપર ચાલતું પુસ્તક બરોબર શીખી ગયો હતો, પણ એક દાખલો તેને આવડતો નહોતો. એ દાખલા સુધી વર્ગ આવી પહોંચવા લાગ્યો, એટલે તે દાખલો તેણે કરી જોવાનું કામ શરૂ કર્યું. તેણે ઘણા કલાક મહેનત કરી, પણ કંઇ વળ્યું નહીં. આથી જરા નાસીપાસ થઇ તે બીજા શિક્ષક પાસે ગયો, અને એ દાખલો કરી આપવાની તેને વિનંતિ કરી. તેણે જવાબ આપ્યો કે હું એ કરી આપીશ. એ દા-

ખણા સુધી વર્ગ આવી પહોંચવાનો હતો તેને આગલે દિવસે પેલા શિક્ષકે જણાવ્યું કે આ દાખલો મારાથી થતો નથી. પેલો બિચારો વિચારમાં પડી ગયો કે હવે શું કરવું! શું તેણે વર્ગ આગળ એમ કબુલ કરવું કે આ દાખલો મને સમજાતો નથી? એમ કરવું એ તો ઘણું નીચું જોવા જેવું થાય, ત્યાંથી ચાર ગાઉ છેટે આવેલા ગામમાં તેનો એક મિત્ર રહેતો હતો, અને તે ગણિતમાં ઘણો પ્રવીણ હતો. તેને પૂર્ણ ખાત્રી હતી કે આ મિત્ર દાખલો કરી શકશે; તેથી નિશાળમાંથી છૂટયા પછી તેને ગામ ગયો, પણ ત્યાં ગયા પછી તેને માલમ પડયું કે એ તો બીજે ગામ ગયો છે, અને અઠવાડિયા સુધી પાછો આવનાર નથી. આથી તે છેક નિરાશ થઇ ગયો. વિલે મોઢે તે પોતાના ગામ તરફ પાછો વળ્યો. રસ્તામાં આવતાં તેને વિચાર થયો કે "હું કેવો અસમર્થ છું? શું મારાથી બીજગણિતનો એક દાખલો થઇ શકતો નથી? શું મારે મારા વર્ગ આગળ એમ કબુલ કરવું પડશે કે તે મને નથી આવડતો?" તેના મનમાં દબાઈ રહેલો દઢતા અને સામર્થ્યનો જુસ્સો જાગૃત થયો, અને તે મોટેથી બોલી ઉઠયો કે, "એ દાખલો હું કરી શકીશ. હું એ કર્યા વગર છોડીશ નહી." તે ઘેર પહોંચ્યો, પોતાના ઓરડામાં ગયો, દાખલો કરવાનો દઢ નિશ્ચય કરીને હાથમાં લીધો, અને ઉંઘતા પહેલાં તે ગણી જવાનો ઠરાવ કર્યો; અને આખરે તે કરી શકયો. તેણે તે દાખલો બધો પૂરેપૂરો લખી કાઢયો અને તેની નીચે આ પ્રમાણે રમુજી ટીપ લખી:—"બાર વખત પ્રયત્ન કર્યા પછી અને એકંદર વીસ કલાક ગુમાવ્યા પછી સપ્ટેમ્બર તારીખ ૨ સન ૧૮–ને સોમવારની સાંજે આ દાખલો ગણી કાઢયો."

આ એક મુશ્કેલીપર ફતેહ મેળવવાથી આખા વર્ષના અભ્યાસ

કરતાં તેને વધારે ફાયદો થયો. તેનામાં દબાઇ રહેલું સામર્થ્ય જાગૃત કરવાને એવો પ્રયત્ન કરવાની તેને જરૂર હતી. જ્યાં સુધી તેણે કસોટી કાઢી જોઇ ત્યાં સુધી તેને માલુમ નહોતું કે મારામાં આટલી શક્તિ છે. તે ધારતો હતો તેના કરતાં વધારે મરદામી તેનામાં હતી. તેણે ખરા મનથી અને મરણિયો થઇ દૃઢતા અને સામર્થ્યને મદદે બોલાવ્યાં, ત્યારે તે આવ્યાં, અને તેમની મદદવડે ફતેહ મળી શકે છે એમ બતાવ્યું.

દૃઢતાના જાણીતા દાખલાઓમાં સૌથી સરસ બાઇબલમાંથી મળે છે. હિઝેકિયાને વિષે તેમાં એવું લખેલું છે કે, ઇશ્વરની સેવા માટે જે જે કામ તેણે કર્યું..........તે તે પોતાના ખરા અંતઃકરણથી કર્યું; અને પોતાનું રાજ્ય કરવામાં સાર્વજનિક સુધારો કરવામાં અને ઇશ્વરની સેવા કરવામાં તે ફતેહ પામ્યો, કારણ કે તેણે ખરા અંતઃકરણથી કામ કર્યું. જે કામ તેના હાથમાં હતું, તેમાં તેણે પોતાનો બધો જીવ પરોવ્યો હતો, એ પ્રમાણે કરવું એમ ઇશ્વરની આજ્ઞા છે. "તારે જે કરવાનું હોય તે તારાથી થઇ શકે તેટલું સારૂં કરજે." માણસના કરતાં, ઇશ્વરને અડધું કામ વધારે અપ્રિય છે. ઇશ્વર જાણે છે કે અમુક કામમાં આપણે કેટલું સામર્થ્ય વાપરી શકીએ, અને તેટલું સામર્થ્ય આપણે વાપરવું એમ તે આશા રાખે છે; એથી ઓછાથી તેને સંતોષ થતો નથી. જે કામ આપણે કરવાનું છે, તે આપણે કરી શકીશું, અને કરવાને ખુશી છીએ, એમ આપણે ધારીએ એવી તેની ઇચ્છા છે. પ્રખ્યાત નેથેનિયલ બાઉડીચે એક જુવાન માણસને એક દિવસ કહ્યું હતું કે, "તમે તે કરી શકશો અને તે કરવાની તમારી મરજી છે, એવી લાગણી થયા વગર કંઇ કામ કરવાનું હાથમાં લેશો નહીં. એવી લાગણી થઇ હશે તો ફતેહ

અચૂક મળશે, અને નહીં થઇ હોય તો નિષ્ફળતા મળ્યા વગર રહેશે નહીં." ઇશ્વરને જે જોઇએ છીએ, તે એક મહાન્ ગણિતશાસ્ત્રીએ બોલી બતાવ્યું છે. ઇશ્વર એવી આશા રાખે છે કે પોતાની ફરજ બજાવવાને દરેક માણસે પોતાનાથી બનતું કરવું. "તારે તારા પ્રભુને તારા ખરા અંતઃકરણથી, તારા ખરા મનથી, અને તારા બધા સામર્થ્યથી ચહાવો જોઇએ." અને બીજાં બધાં કામ પણ એવાજ જુસ્સાથી કરવાં જોઇએ. દૃઢતા અને સામર્થ્યની આ પરિસીમા છે. બાજજેટની દૃઢતા અને સામર્થ્ય એથી જાદે નહોતાં; એથી કોઇ માણસમાં જાદે હોઇ શકે નહિં. એટલી બધી ઉંચી પાયરીએ ચઢવું એ ઘણું કઠણ છે. એટલી ઉંચી પાયરીએ મનુષ્યવર્ગમાં સેન્ટપોલ ચઢયો હતો. તેની સ્વતંત્રતા, હિમ્મત, ઉત્સાહ અને ઉગ્ર કાર્યદક્ષતા કોનીબોરે નીચેનાં દૃષ્ટાંતો સાથે સરખાવી છે:—" ભૂમધ્ય સમુદ્રના કિનારાપર એશિઆ અને આફ્રિકાના મુલકોમાં યુનાન દેશનો સુધારો ફેલાવતો સીકન્દર; ગોલ લોકો સાથે લઢતો અને પશ્ચિમ યુરોપનાં જંગલીઓને રોમના રાજ્યને તાબે કરી સુધારતો જ્યુલિયસ સીઝર; છુટા પડતા જાગીરદારોને એકઠા કરનાર, અને રાજકીય ઐક્ય સજીવન કરનાર શાર્લમેઇન; જૂની દુનિયાની કળા અને ધર્મ દાખલ કરી શક્યા એવી નવી દુનિયા શોધી કાઢવા આટ્લાન્ટિક મહાસાગરમાં પશ્ચિમ તરફ વહાણ હંકારતો કોલંબસ, અને યુરોપનાં જૂનાં રાજ્યો તોડી નાખી ભૂત અને વર્તમાન વચ્ચે ચિરાડો પાડનાર નેપોલિયન.



# પ્રકરણ ૮ મું.

## ખંત.

નિશ્ચય અને સામર્થ્યવાળો માણસ એવું કામ હાથમાં લે કે તે કદી પૂરૂંજ કરી શકે નહીં. તેનામાં ખંતથી મચ્યા રહી શરૂ કરેલું કામ પૂરૂં કરવાનો ગુણ અવશ્ય હોવો જોઇએ, વેબસ્ટર કહે છે કે "હાથમાં લીધેલું કામ કરવામાં મચ્યા રહેવું" એ ખંત છે. બાઇબલમાં કહ્યું છે કે ધીરજથી કામ ચલાવ્યા કરવામાં ખંત રહેલી છે. એક લેખકે તેની વ્યાખ્યા એવી આપી છે કે "ચાલુ રાખવાનો ગુણ." કોલમ્બસ નવી દુનિયાની શોધ કરતો હતો ત્યારે, જમીન દેખાઇ નહીં તેથી ખલાસીઓ હુલ્લડ કરી તેની સામે થવા લાગ્યા. કોલમ્બસે તેમને ધીરજ રાખવા સમજાવ્યા, અને કહ્યું કે જો ત્રણ દિવસમાં જમીન દેખાશે નહીં તો આપણે જરૂર પાછા ફરીશું. ત્રણ દિવસ પૂરા થતા પહેલાં જમીન તેમની દૃષ્ટિએ પડી. દુનિયાને અમેરિકાની શોધથી જેટલો ફાયદો થયો છે, તેટલો કોલમ્બસને બળવાખોરોને સમજાવી ત્રણ દિવસ ખેંચી કાઢવાથી થયો હતો. ખરેખરી ખંતને લીધેજ તેણે ત્રણ દિવસ મુસાફરી આગળ ચલાવી હતી: ત્યાં સુધી તો નિશ્ચય અને સામર્થ્યથી કામ ઠીક ચાલ્યું હતું, અને ભારે મુશ્કેલીઓ દૂર થઇ હતી, પણ બળવાની વખતે કોલમ્બસની મદદે તેની ખંત આવી નહોત, તો તેની બધી મહેનત વ્યર્થ જાત. ખંતને લીધેજ નિશ્ચય અને સામર્થ્યથી આદરેલું કામ ફલીભૂત થયું, અને નિષ્ફળતાથી તે બચી ગયો.

ખંતની જરૂર કયે વખતે પડે છે એ, આ દૃષ્ટાંતપરથી આપ-

ણુને માલમ પડે છે. જેટલું ખેંચાય તેટલું ખેંચ્યાથી આખરે સારૂં પરિણામ આવે છે. ખેંચાય એટલું ખેંચવાનું કામ ખંતવાળા કરે છે, ત્યારે જંપે છે. ત્રણ દિવસ, ત્રણ કલાક, અથવા ત્રણ મિનિટ પણ તેને ઘણીજ ઉપયોગી થઇ પડે છે. એટલા વખતમાં હાર થતી અટકાવી શકાય છે. વધારે સારૂં તો એ છે કે, એટલા વખતમાં હાર થઈ હોય તેની જીત કરી શકાય છે. જનરલ શેરીડનની ખંતને લીધે તેનું પરાજય પામેલું અને નાશી જતું લશ્કર પાછું વળી દુશ્મનપર ટૂટી પડયું, અને પોતાને ઠેકાણે આવ્યું, એટલુંજ નહીં પણ પોતાને જીતનારને જીતી શકયું. શેરિડનની આ પ્રખ્યાત સ્વારી ઇતિહાસમાં યાદ રાખવા જેવી છે. ખંતને લીધેજ તેને જીત મળી હતી.

ખંતનું સ્વરૂપ અને હિમ્મત જનરલ ગ્રાન્ટની બાલ્યાવસ્થામાં બનેલા એક બનાવપરથી જણાઇ આવે છે. તે માત્ર આઠ વર્ષનો બાળક હતો, ત્યારે તેના વાંચન પુસ્તકમાં "મારાથી થઈ શકતું નથી" એવું એક વાકય તેના વાંચવામાં આવ્યું, તેનો અર્થ તે બરોબર સમજ્યો નહિ, તેથી પોતાના સોબતીઓને પૂછયું પણ તેને કોઇ સંતોષકારક ખુલાસો આપી શકયું નહીં. તેણે શબ્દકોષમાં જોયું પણ તેથી કાંઇ વળ્યું નહીં; આખરે તેણે પોતાના શિક્ષકને પૂછયું કે "મારાથી થઇ શકતું નથી" એ વાકયનો અર્થ શો ? એ શબ્દકોષમાં મળી આવતો નથી" શિક્ષકે જવાબ દીધો, "ના, તે શબ્દકોષમાં નથી, અને નથી તેથી હું ખુશી થયો છું." એમ કહી ખંતના ફાયદા વિષે પોતાના વિદ્યાર્થીઓને તે બોધ કરવા લાગ્યો. આ પછી ચાર પાંચ વર્ષે ગ્રાન્ટને જંગલમાં લાકડાં લેવાને મોકલવામાં આવ્યો હતો. ત્યાં ગાડામાં લાકડાં ભરી આપવા મજુરો આવવાના હતા પણ કંઈ અણુધાર્યા કારણને લીધે તે ત્યાં આવ્યા નહીં. ગ્રાન્ટે

યોગ્ય વખત સુધી તેમની વાટ જોઇ, અને જો બીજાં સાધારણ છોકરાં જેવો તે હોત તો આટલો વખત વાટ જોઇ લાકડાં લીધા વગર ઘેર આવ્યો હોત; પણ તેણે તેમ કર્યું નહીં. તે લાકડાં લેવા ગયો હતો, અને ગમે તે અડચણ આવી પડે તોપણ તે લીધા વગર પાછો આવે એવો નહોતો. પોતાની કળવિકળ અને તરકીપથી ગાડામાં ચઢાવવામાં તે ફતેહ પામ્યો. ત્રીસ વર્ષ પછી રીચમન્ડ જવાનો તેણે નિશ્ચય કર્યો હતો. બળવાખોરોનું લશ્કર ત્યાં જવાનો રસ્તો રોકીને બેઠું હતું હતું, પણ રીચમન્ડ જવાને તે નિકળી ચૂકયો હતો, અને રીચમન્ડ ગયા વગર રહે એવો નહોતો. બીકણ માણસ હબકી પાછો હઠે એવી ભયાનક લઢાઇઓ થઇ, તોપણ તે તો "આગળ વધો, આગળ વધો" એ સિવાય બીજું કાંઇ બોલતો નહોતો; દુશ્મનો કહેતા કે, "જનરલ ગ્રાંટને ખબર પડતી નથી કે કયારે માર ખાધો." તેમનું આ કહેવું વાસ્તવિક હતું, કારણકે ખંતવાળો માણસ ભાગ્યેજ માર ખાય છે. માર ખાવાને બદલે તે માર મારે છે.

તેની પ્યારી કહેવત એ હતી કે "જે આદર્યું હોય તે પૂરૂં કર્યા વગર રહેવું નહીં." "પલાળ્યું હોય તે મુંડયે છુટકો." જ્યારે ખંતવાળો માણસ પ્રયત્ન કરે છે, ત્યારે મુસ્કલીઓ તેનો રસ્તો બંધ કરવાને બદલે તેનો રસ્તો ચોખ્ખો પણ કરે છે. ઠેઠ સુધી ખંતથી મંડયા રહેવાનો સિદ્ધાંત ધર્મ સંબંધી બાબતોમાં ફતેહ મેળવવામાં લાગુ પડતો હોય કે ન હોય તોપણ સંસારવ્યવહારી બાબતોમાં લાગુ પડે છે.

આ ગુણની દરેક ઠેકાણે જરૂર પડે છે. કારણ કે મુસ્કેલીઓ નડે નહીં એવું કોઇ કામ નથી. હલકામાં હલકો ધંધો શીખવાને પણ વખત, ધીરજ, અને ચાલુ પ્રયત્નની જરૂર પડે છે. અમે એક પ્રવીણ

મોચીને પૂછયું કે, "એક દિવસમાં તું કેટલી જોડ જોડાને તળિયાં બેસાડી શકું?" તેણે જવાબ દીધો, "એક દિવસમાં મેં ચાળીસ જોડને તળિયાં બેસાડયાં છે." એક જોડાના તળિયામાં કેટલી ચૂંકો હોય છે, એમ પૂછતાં અમને ખબર મળી કે, ૧૦૫ હોય છે. આ પરથી તે દરરોજ કેટલી ચૂંકો બેસારતો હશે, તેનો અમે હિસાબ કરી જોયો તો માલમ પડયું કે એક પછી એક લઇને તે લગભગ આઠ હજાર ચૂંકો એક દિવસમાં ઠોકી ઘાલે છે. એ હિસાબે અઠવાડિયામાં લગભગ પચાસ હજાર ચૂંકો થાય! બિન અનુભવીને સોમવારની સવાર વિચાર કરવા દ્યો કે આ અઠવાડિયામાં પચાસ હજાર ચૂંકો એકલે હાથે એક પછી એક લઇને બેસાડવી છે, એટલે તેને તરતજ લાગશે કે આટલું બધું કામ કરવું અશકય છે; એટલું કામ કરવું પડવાથી કંટાળો આવે, અને તે કરવાનું મન પણ થાય નહિ, પણ ખતવાળો માણસ, સહેજમાં એટલું કામ કરી શકે છે. એક પ્રખ્યાત ગવૈયાને કોઇએ પૂછયું કે 'આ શાસ્ત્રમાં પ્રવિણતા મેળવતાં તમને કેટલો વખત લાગ્યો હતો?" તેણે જવાબ દીધો, "વીસ વર્ષ સુધી દરરોજ બાર કલાક." આટલું બધું સખત કામ કરી ફતેહ મેળવવાની ખંત કેટલાક થોડા જણમાં હોય છે!

સ્પેનના શિલ્પશાસ્ત્રી આલોન્ઝો કેરીઓએ એક પૈસાદાર ગૃહસ્થને માટે એક બાવલુ પચીસ દિવસમાં તૈયાર કર્યું હતું. તે ગૃહસ્થે કહ્યું કે, જેટલા દિવસ ગયા, તેટલા રોજ ગણી તમને તમારૂં મહેનતાણું આપું છું. એ સાંભળી કેરીઓ બોલી ઉઠયો, "આપ શું બોલો છો સાહેબ? પચીસ દિવસમાં બાવલુ તૈયાર કરી આપવાની વિદ્યા શીખવાને મારે પચીસ વર્ષ મહેનત કરવી પડી છે." જો તેણે માત્ર વીસ વર્ષ કામ કર્યું હોત, તો બાવલુ બનાવતાં, તેને કદાચ આઠ-

ડયું જ નહોત. કામ સંપૂર્ણરીતે કરી શકાય એટલા માટે ખંતથી મચ્યા રહી પૂરાં પચીસ વર્ષ કામ શીખવા તેને મહેનત કરવી પડી હતી. આવા માણુસો ભારે દરનું મહેનતાણું માગે છે. તે ગેરવાજબી ગણુવામાં ઘણા જણુ ભૂલ કરે છે; વૈદ્યને માત્ર એક કલાકને માટે મોટી રકમની ફી મળે; ધર્મોપદેશકને એક વ્યાખ્યાન માટે પચાસ કે સો રૂપિયા મળે, ભાષણુ કરનારને એક કલાકના પચાસ રૂપિયા પ્રમાણે મહેનતાણું મળે; વકીલ એક જ કામ ચલાવવા માટે વીસહજાર રૂપિયા માગે; અડવાડિયામાં એક અથવા બે વ્યાખ્યાન આપવા માટે ધર્મ-ગુરૂને બેથી ત્રણુ હજાર રૂપિયાનો પગાર આપવામાં આવે, બેંક અથવા વિમાકંપનીનો પ્રમુખ વર્ષે પાંચહજાર અને વખતે પચીસહજાર રુપિ-યાનો પગાર માગે; અને માલ વેચનાર અથવા નામું લખનારને વર્ષે બે, ત્રણુ અથવા પાંચ હજાર રૂપિયાનો પગાર આપીને પણુ રાખનાર મળે; એ બધી બાબતોથી ઘણા જણુ છક થઈ જાય છે અને એમ થવાનું કારણુ સમજી શકતા નથી; તેમને તો એમ લાગે છે કે, થોડું કામ કરી વધારે પગાર લઈ જવામાં આવે છે પણુ એ માણુસોને આવું જવાબદારીનું કામ કરતાં શીખવામાં કેટલું ખર્ચ કરવું પડયું હશે, અને કેટલો વખત ગાળવો પડયો હશે, એ વાત તેઓ ભૂલી જાય છે. આટલો પગાર મેળવવાની તેમણે લાયકાત મેળવી તે પહેલાં દશ, વીસ, અને કદાચ ત્રીસ વર્ષ સુધી સતત મહેનત કરવી પડી હશે. એવા માણુસોમાં આવા મોટા હોદ્દા લેવાને લાયકી મેળવવાની ખંત હતી. આવી મોટા પગારની અને માનની જગાઓ બીજાઓને પણુ મળી શકત, પણુ તેમ થવાને ખંત અવશ્ય હોવીજ જોઇએ તે તેમનામાં નહોતી. દસ, વીસ, અથવા ત્રીસ વર્ષ સુધી ખૂબ મહેનત કરી અભ્યાસ કરવાની વાત તેમને ભારે જણાઈ હતી, અને એ

મુશ્કેલી આગળ તેમનો નિશ્ચય અને સામર્થ્ય, આગળ ચાલી શકયાં નહોતાં. તેમને આવી માનભરેલી જગાએ મળતી નથી, તેનું કારણ એજ છે કે, તેઓ તેને માટે લાયક નથી. સંસારમાં એકંદરે ન્યાયજ થાય છે. ખંત અને એવા બીજા સદ્‌ગુણની બુજ થાય છે; પણ આળસ અને બીકણપણાને પસંદ કરવામાં આવતું નથી. જે માણસ પોતાની જાતની ચઢતી કરવાને પોતાનાથી બનતો પ્રયત્ન કરે છે, તેને કદી ભીખ માગવી પડવાની નથી; તેની બુજ લોકો કર્યા વગર રહેશે નહિ અને તેને બગડવાને કંઇ કારણ રહેશે નહીં.

ઘણા જુવાન માણસો ખંતના ફાયદા બરાબર સમજતા નથી એમ અમને લાગે છે. પોતાની જીંદગીનું કર્તવ્ય સંપૂર્ણરીતે કરવામાં ખંત કેટલી બધી ઉપયોગી છે, તે તેઓ સમજતા નથી. ખંત વગર કોઈ પણ કામમાં શ્રેષ્ઠતા મેળવવી એ અશકય છે. ખંતવગર કોઇ માણસથી, ઉંચી પંક્તિનો સુથાર, લુહાર, કારીગર, શિક્ષક, અથવા વકીલ થઇ શકાય નહીં. આગળ થઇ ગયા હોય, અને હાલ હયાત હોય, એવા ખંતવાળા નામાંકિત માણસોનો દાખલો લઇ જુવાન માણસે, ખંત રાખતાં શીખવું જોઇએ. આવા માણસોના દાખલા, તેમને આનંદકારક લાગશે, અને ખંતીલા બનાવશે. ન્યુટને "ક્રોનોલોજી ઓફ એન્શિયન્ટ નેશન્સ" નામનું પૂર્ણરીતે ભરોંસાદાર ગણી શકાય એવું પુસ્તક બનાવવાનો નિશ્ચય કરી તેની પાછળ મહેનત કરી હતી, તેનો વિચાર કરો. તે પુસ્તક પ્રથમ સંભાળપૂર્વક તૈયાર કરી તે ફરીથી લખી ગયો. તેટલાથી પણ સંતોષ ન પામતાં, તેણે વિચાર કરી શોધી કાઢયું કે તે શી રીતે સુધારી શકાય. સોળ વખત એ પુસ્તક ફરીથી લખ્યું ત્યાંસુધી તે સંતોષ પામ્યો નહીં. જે માણસ આટલું બધું કરી શકે, તેની ખંત અજબ જેવી અને ભારે લાગે છે.

એવી ખંત વીરપુરૂષના ગુણુમાં ગણવા જેવી છે. પાસ્કલના " પ્રોવિન્શિયલ લેટર્સ " પણ એવાજ પ્રખ્યાત છે અને તે લખવાની તેની રીત પણ જાણુવા જેવી છે, કારણુકે દરેક પત્રપર તેણે વીસ દિવસ કાઢયા હતા. ઘણા માણસો તેવા પત્રો અથવા બીજું કાંઇ લખાણ વીસ વખત લખી તૈયાર કરવાને બદલે કચરાની ટોપલીમાં નાખી દેવાનું પસંદ કરશે. આવું મહાભારત કામ કરવા જેટલી તેમનામાં ધીરજ, અને ખંત હોતી નથી. અમારો ઓળખીતો એક જુવાન માણસ, પોતાના મિત્રોને પત્ર લખતો તે એવી સંભાળથી લખતો કે જાણે કૉપી ન લખી હોય; એક એક પત્રની પાછળ તે ઘણા કલાક ગાળતો. લેખન કળાપર પૂર્ણ ધ્યાન આપી તે તેની નકલો કરતો. તેના પત્ર, પત્રલેખનમાં નમુનાદાર હતા. કોઇ અજાણ્યા માણસના વાંચવામાં તે આવે તો તેના લખનાર વિષે ઉંચો મત બાંધ્યા વગર તે રહે નહિ. આ જુવાન માણસ પાંત્રીસ વર્ષનો થયો તે પહેલાં વિદ્વાનવર્ગમાં ઘણો ઉંડો અને કાળજીવાળો લેખક ગણાવા લાગ્યો. જે ખંતથી નમુનાદાર પત્રો તે લખી શકતો, તેજ ખંતથી બીજી બાબતોમાં પણ તે સંપૂર્ણ અને ધીરજ રાખી કામ કરનાર થયો. યુનાઇટેડસ્ટેટ્સનો ઇતિહાસ તૈયાર કરવામાં બેન્ક્રોફ્ટને છવીસ વર્ષ લાગ્યાં હતાં, નોહા વેબ્સ્ટરને અંગ્રેજી ભાષાનો કોષ તૈયાર કરવામાં છત્રીસ વર્ષ લાગ્યાં હતાં. વેબ્સ્ટરના જેવી ધીરજ અને ખંતનો દાખલો સાહિત્યના ઇતિહાસમાં બીજો ભાગ્યેજ હશે. ભાષાતત્વ જેવા રસહીન વિષયનો છત્રીસ વર્ષ સુધી ચિત્ત ઘાલી અભ્યાસ કરવો, એ ખરેજ અજબ થવા જેવું છે. સતત રીતે એટલો બધો વખત શબ્દોના અર્થ લખવા, અને શબ્દો ભેગા કરવા એ અતિશય ખંત અને ધીરજનું કામ છે: એની આગળ બીજી ખંત ગમે તેવી હોય તોપણ નજીવી ગણવા યોગ્ય છે.

ખંતવગરના જુવાનો પોતાનો ધંધો વારંવાર બદલ્યા કરે છે. અને સહેલે અને ટુંકે રસ્તે પૈસાદાર થઇ જવાની ધારણામાં ફરે છે. જે ધંધો તેઓ કરતા હોય છે તેને માટે તેઓ સારૂં બોલતા નથી. પોતે કરતા હોય તે સિવાયના બીજા ધંધા તેમને વધારે પસંદ કરવા યોગ્ય લાગે છે. આવી તરેહના સ્ત્રી પુરૂષો, શાળામાં દરેક પગલે મુસીબત ભોગવે છે. તેમને પાઠ ઘણો લાંબો અથવા ઘણો અઘરો લાગે છે, એક પાઠ રસવગરનો લાગે છે, બીજો ઘણો કડવુ લાગે છે અને ત્રીજો નકામો લાગે છે; તેમને ખેતીમાં વૈતરૂં કરવાજેવું લાગે છે અને મહેનતના પ્રમાણમાં, ધંધામાં બદલો મળતો નથી એમ તેઓ કહે છે; અને એજ પ્રમાણે દરેક ધંધા, કે કામના તાત્કાલિક ફાયદા તેમને ઓછા જણાય છે; તેઓ ખંત રાખી પોતાના કામમાં મચ્યા રહેતા નથી, પણ કોઇ બારી શોધી કાઢી તેમાંથી નિકળી જવાનું શોધતા ફરે છે.

એક વિદ્યાર્થીને વિષે એક વિચિત્ર વાત કહેવાય છે. તે ડોઠ, પછાત્ અને ઉત્સાહ વગરનો હતો. ડેનિયલનું ત્રીજું પ્રકરણ તેના વર્ગમાં ચાલતું હતું અને તેમાં આવતા શેડ્રૂક, મિશાક અને અબેડનગો એ વિશેષ નામનો ઉચ્ચાર કરવાનું કેટલાક વિદ્યાર્થીને, અને વિશેષેકરીને ઉપર જણાવેલા ડોઠને કડવુ લાગ્યું. આ વિશેષ નામના ઉચ્ચાર છોકરાંને યાદ રહ્યા છે કે નહીં, એ જોવાને શિક્ષકે થોડા દિવસ પછી; ફરીથી એજ પાઠ વંચાવ્યો. આ કડવુ વિશેષ નામોવાળો ભાગ વાંચવાનું ઉપર જણાવેલા ડોઠને ભાગ આવ્યું. એ નામ આવ્યાં ત્યાં સુધી તો તે કડકડાટ વાંચી ગયો, અને પછી ઉભો રહી, નિરૂત્સાહી થઇ જઇ બોલ્યો કે, "મહેતાજી સાહેબ, આ પછી પાછા ત્રણ શબ્દો આવે છે એ ઘણા કડવુ છે." આવા ડોઠ વિદ્યાર્થીઓને

હમેશ મુશ્કેલીઓ જણાય છે, અને તેથી તેઓ ગુંચવાય છે અને નાસીપાસ થઇ જાય છે. ખરૂં શું છે તે સમજવાને તેઓ પ્રયત્ન કરતા નથી અને તે આ નહીં તો પેલું છે, એમ કહી સંતોષ માને છે.

મસાચ્યુસેટ્સના મરહુમ હાકેમ જ્યોર્જ, એન. બ્રીગ્સના જીવનચરિત્રમાંથી, આ વિષયનું એક જાણુવાજોગ દૃષ્ટાંત મળે છે. એ સંસ્થાનમાં તે સન ૧૭૯૬ માં જનમ્યો હતો. તેનો બાપ એક ગરીબ પણ પ્રમાણિક અને શરીરે ઘણો મજબુત લુહાર હતો. જ્યૉર્જ પુસ્તકનો શોખીન હતો અને કેળવણી લેવાને ઘણો ઇન્તેજાર હતો, પણ તેના બાપની ગરીબાઇને લીધે તેની ઇચ્છા ફળીભૂત થતી નહોતી. વર્ષમાં થોડો થોડો વખત તે શાળામાં જઇ શકતો અને બાકીનો બધો વખત કામ કરવામાંજ જતો. જ્યારે તેની ઉમ્મર બાર કે ચૌદ વર્ષની થઇ ત્યારે તેના બાપે, એક ટોપીઓ બનાવનારને ત્યાં તેને શાગર્દ મુકયો. તેને ત્યાં તે ત્રણ વર્ષ રહ્યો, અને એ ધંધો શીખી ગયો. એટલા વખતમાં તેના શેઠને તેણે પૂર્ણ સંતોષ આપ્યો. અને પોતાનામાં કૌવત, ખંત, અને માણસાઇના ગુણ છે એમ બતાવી આપ્યું. તેને જે ફુરસદ મળતી તે તે વાંચવામાં ગાળતો. આથી કરીને જેમ જેમ તેની ચઢતી થતી ગઇ તેમ તેમ તેનું શરીર અને મગજ, બંને સાથે કામ કરી મજબુત થતાં ગયાં. ટોપીઓ બનાવનારને ત્યાં રહેવાની ત્રણ વર્ષની મુદત પૂરી થવાથી તે એક વર્ષ ઘેર રહ્યો. તે વખતમાં પોતાના બાપને તેના કામમાં તે મદદ કરતો, અને શાળામાં ભણુવા જતો. શાળામાં તેણે પોતાના ભણતરમાં જાણવાજોગ વધારો કર્યો. આ બધો વખત તેના મનનાં એવો વિચાર ચાલી રહ્યો હતો કે, હું કયા ધંધાની કેળવણી લઇ શકું એમ છે. ધીમે ધીમે તેનો વિચાર એવો થતો ગયો કે, વકીલાતનો ધંધો કરવાને

હું તૈયાર થઇ શકીશ, તેણે ખ્રીસ્તી ધર્મ અંગીકાર કર્યો હતો, અને કોઇ કોઇ વખત ધર્મ સંબંધી વિષયો ઉપર ભાષણો આપી, શ્રોતાજનોને પોતાની બોલવાની છટાથી તે છક કરી નાખતો. પરિણામ એ થયું કે ગરીબાઇ અને ઘણી મુશ્કલીઓ છતાં તેણે કાયદાનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. આ વિચારમાં તેના મોટાભાઇએ તેને ઉત્તેજન આપ્યું અને પોતાનાથી થઇ શકે તેટલી મદદ કરવા વચન આપ્યું. આ પછી શું થયું તે તેણે પોતે નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—

"૧૮૧૩ ના આગષ્ટ માસમાં, ઘાસ કાપીને હું પાંચ ડૉલર કમાયો હતો, તે લઇ તે કાયદાનો અભ્યાસ કરવા હું ઘેરથી* નિકળી પડયો. હડસનપર મારો એક ભાઇ રહેતો હતો, તેને હું સપટેમ્બરમાં મળ્યો: અને પછી મારી પેટી મારી પીઠપર લઇ બર્કશાયર-કાઉન્ટીમાં આવ્યો, ત્યાં મારી પાસે એક પૈસો સરખોએ નહોતો, અને મારા જેવાં એક બે સગાં અને મિત્રો શિવાય મારે બીજા કોઇનું પીછાન પણ નહોતું. મારી ગરીબાઇમાં તો કંઇ બાકીજ નહોતી. સન ૧૮૧૬ સુધી મારા ભાઇએ મને મદદ કરી, અને પછી તે ગુજરી ગયો."

આડમ્સમાં તેણે એક વર્ષ કાયદાનો અભ્યાસ કર્યો અને પછી બર્કશાયર કાઉન્ટીના લેન્સબરો ગામમાં રહેવા ગયો. અહીં એક ઑફીસમાં ગામના બધા લોક ભેગા થતા, અને ગામગપાટા તથા વાતોચીતો ચાલતી હતી, ત્યાં તે વાંચતો. એકાગ્ર ચિત્તથી કામ કરવાની તેનામાં એટલી બધી શક્તિ હતી કે તે જગોએ દસ, બાર માણસો મોટેથી વાતો કરતા હોય, કે હસતા હોય તોપણ તેથી વાંચવામાં તેને હરકત પડતી નહીં. તેણે લખ્યું છે કે "હું સાંભળું એવી રીતે ક-

---

* તે વખતે તેનું કુટુંબ યૉર્ક સંસ્થાનમાં રહેતું હતું.

પાટાબંધ વાતોચીતો ચાલતી છતાં, કંઇ પણ જાણ્યાવગર મેં સેંકડો પાનાં વાંચ્યાં છે." તેના ભાઈ તરફથી તેને જે થોડી મદદ મળતી હતી તે તેના મરણ પછી બંધ થઇ. આટલાથીજ પૂરૂં થયું નહીં. તેનો ભાઇ છોકરાં મુકીને મરી ગયો હતો; તેથી તેમનું પૂરૂં કરવાની ફરજ પણ જ્યૉર્જને માથે આવી પડી. આ પ્રમાણે આફતો આવી-પડી તેથી તેણે અભ્યાસ છોડી દીધો હોત તો તેમાં તેનો કોઈ વાંક કાઢત નહીં; જેમ આફતો વધતી ગઈ તેમ પોતાનું ધાર્યું કરવાનો નિશ્ચય પણ વધારે દૃઢ થતો ગયો; ઘણી ઝડપથી તેણે અભ્યાસ ચલાવ્યો. જે મુશ્કેલી નડતી તે દૂર કરતો; પોતાની ધારણામાં આખરે તે ફતેહમંદ નિવડયો અને વકીલાત કરવાની તેને સનંદ મળી. એ રૂડા અવસરે જ્યુલિયસ સીઝરની પેઠે તેણે કહ્યું હોત કે, "હું આવ્યો, મેં જોયું, અને મેં જીતી લીધું" તો તે ઘટિતજ કહેવાત.

વકીલાતમાં તેને કેટલીબધી પ્રતિષ્ઠા મળી હશે, એ વાત એ પરથીજ જણાય છે કે, બાર વર્ષ વકીલાત કર્યા પછી વોર્સિંગટનમાં ૧૧ મા પ્રગણાના પ્રતિનિધિ તરીકે પસંદ કરવાને, અગ્રેસર વકીલ અને શહેરી તરીકે તે લાયક ગણાયો હતો. બાર વર્ષ સુધી કાંગ્રેસમાં સભાસદ તરીકે તેણે કામ કર્યું, પોતાને ચુંટી કાઢનારને રાજી કર્યા, અને હોંશિયારી બતાવી, નામ કાઢયું. ત્યારપછીનાં સાત વર્ષ તે મ-સાચ્યુસેટસનો હાકેમ થયો. એ હોદ્દો ભોગવતાં પણ તે ઘણો લોક-પ્રિય થયો, અને એવી નામના કરી કે તેનું નામ એ એ સંસ્થાનમાં આજ સુધી માનની લાગણી સાથે યાદ રાખવામાં આવે છે.

ગવર્નર બ્રીગ્સના જીવનચરિત્રપરથી, ખંતથી શા ફાયદા થાય છે તે સમજાય છે, એટલુંજ નહીં પણ અત્યારસુધીમાં જે ગુણોનું અમે વિવેચન કર્યું છે અને હવે પછી કરીશું, તેના ફાયદા પણ જણાય છે.

તેનામાં કાળજીકળ અને આગળ ધમવાનો ગુણ ઘણો હતો. તે જાત પ્રયત્નથી મોટાઇ પામ્યો હતો, અને સર્વથી સરસ શિક્ષક તેને કેળવી શકે તેના કરતાં વધારે, પોતાની જાતે કેળવાયો હતો. તેના મુખ્ય ગુણ, સંપૂર્ણતા, કામમાં એકાગ્રતા અને અવલોકન હતા. કામ કરવાથી તે કદી બીતો નહિ. તેનામાં ઉદ્યોગ ઘણો હતો. તે ગરીબ માણસને ઘેર જન્મ્યો હતો; એ વાતથી તે કદી શરમાતો નહીં. તે હાકેમ હતો ત્યારે એક મેળાવડામાં એક બાઇએ તેને પૂછ્યું કે, "હાકેમ સાહેબ! મેહેરબાની કરીને કહેશો કે તમે કઈ પાઠશાળામાં ગ્રાજ્યુએટ થયા છો ?" તેણે તુરત જવાબ દીધો કે, "ટોપીઓ બનાવનારની દુકાનમાં." તેનો નિશ્ચય અનુપમ હતો, અને તેનામાં સામર્થ્ય પણ તેના નિશ્ચય જેટલુંજ હતું.

વકીલાતના ધંધામાં થતી ઠગાઇના સંબંધમાં, દારૂ પીવાના સંબંધમાં, નાચવાના સંબંધમાં, ભભકાદાર નવી નવી તરેહનો પોશાક પહેરવાના સંબંધમાં, અને એવી બીજી નુકસાનકારક બાબતોના સંબંધમાં, ખોટી રસમો દુર કરવાને કેવી દઢતાથી તેણે ઉપાય લીધા હતા, તેનો હેવાલ રમુજી અને જાણવા જેવો છે. આ સંબંધમાં તે જેવી રીતે ઘર આગળ ચાલતો તેવીરીતે વૉશિંગ્ટનમાં, કોંગ્રેસમાં અને મુસાચ્યુસેટ્સ સંસ્થાનના મુખ્ય નગરમાં ચાલતો. તેની એક ખાસીયત એ હતી કે તે કદી ગલપટ્ટો પહેરતો નહીં. જ્યારે તે હાકેમ થયો, ત્યારે કોઇ મિત્રોએ તેને સૂચના કરી કે, હવે તો તમારે ગલપટ્ટો પહેરવો જોઇએ પણ તેમની સૂચના અને દલીલોથી તેની પર કંઇ અસર થઇ નહિ. તે ગવર્નર થયો, તેજ વર્ષમાં તેના વતન પિટ્સ્ફીલ્ડમાં રહેતા એક મિત્રને તેણે લખ્યું હતું કે, "ભાઇ પ— ને કહેજો કે, દારૂ પીધા વગર અને ગલપટ્ટો પહેરાવગર મને આ

જગો મળી છે." ૫—એમ ધારતો હતો કે બોસ્ટનમાં મિત્રોની બાહોસ અને આસપાસની મંડળીની અસરથી, દારૂ નહીં પીવાની તેની ટેવ તેણે છોડી દીધી હશે, પણ તેમ કંઇ થયું નહોતું. એથી ઉલટું ગવર્નરે કદી કરેલું નહીં અને દારૂ નહીં પીવાની હિમાયત સામેના લોકોને કદી ગમે નહીં એવું કામ તેણે કર્યું. માર્લબરો નામની વીશીમાં દારૂ પીવાની મનાઇ હતી, તેથી એ વીશીમાં તે ખાતો. તેનામાં બધા સારા ગુણ એવી રીતે મળેલા હતા કે, કુદરત આપોઆપ ઉભું થઇ દુનિયાને જાહેર કરે કે " આ માણસ ખરો મરદ છે!"

શિષ્યવૃત્તિને માટે લેવાયલી એક પરીક્ષામાં બકસ્ટનનો ભત્રીજો નપાસ થયો ત્યારે તેને લખેલા એક પત્રમાં બકસ્ટને જે વિચાર જણાવ્યા છે, તેને ટેકો મળે એવી ઘણી બાબતો, બ્રીગ્સના જીવનચરિત્રમાંથી મળી આવે છે. બકસ્ટને લખ્યું હતું કે, "તારા લક્ષણની ખરી કસોટી, આ હારથી નિકળવાની છે. જો તું નબળા લક્ષણનો હઇશ તો, આ નાસીપાસીથી છેક નિરાશ થઈ જઇશ અને કામ કરવાનું પડતું મૂકી આળસુ બેશી રહીશ. સાધારણરીતે માણસ આવાજ સ્વભાવના હોય છે. જ્યારે પવન માફક હોય ત્યારે તો તેઓનું ગાડું ઠીક ચાલે છે પણ સામો પવન વાતો હોય અને તોફાન થતું હોય, ત્યારે તેઓ નિરૂત્સાહી થઇ જાય છે. જો તારા લક્ષણમાં ખરી મરદામી હશે તો આ હાર થયાથી તું તારૂં સઘળું કૌવત એકઠું કરીશ. જો તું મારો છોકરો હોઉં-તું લગભગ મારા છોકરા જેવોજ છું—તો હું એમ ઇચ્છું કે, સડસડાટ પાસ થઈ જવાને બદલે તું નાપાસ થાય, અને પછી તારો નિશ્ચય બતાવે એ સારૂં. તારા કાગળથી હું ખુશ થયો છું, તેમાં આવો જુસ્સો જણાય છે અને એ જુસ્સો, લાટીન, ગ્રીક, અને લોગેરીથમના કરતાં વધારે કિંમતી છે. હવે તેમ

કરવાનો વખત આવ્યો છે ...............જો તારાથી બની શકે તો હિમ્મત રાખ, અને આ હારમાંથી, હવે પછી ફતેહ મેળવવાનાં સાધન મેળવ. એમ કરીશ તો શિષ્યવૃત્તિ ગઇ તેથી તારો આખી જીંદગી સુધી તને ફાયદો થશે. ”

લીડઝ શહેરમાં સ્ટીવન્સને કારીગરોની મડળીને આપેલા એક ભાષણમાં પણ એવાજ વિચાર દર્શાવ્યા હતા. તેણે કહ્યું, “ તમારી આગળ ઉભો થઇ બોલનાર આ સેવક પણ એક કારીગર જ છે. અહીં હાજર છે તેમાંના કોઇએ મારા જેટલી ગરીબાઇથી શરૂઆત કરી નહીં હોય. મેં જેમ ખંત રાખી હતી, તેમ ખંત રાખવાનું જુવાન માણસોને ઉત્તેજન આપવા હું આ કહું છું. મેં જ્યારે કામ શરૂ કર્યું ત્યારે મારી જે સ્થિતિ હતી તેના કરતાં, તમારામાંના ગરીબમાં ગરીબની સ્થિતિ પણ સારી છે.........ઇજનેરને ઘણી અડચણો નડે છે, પણ જો ઉંચો પાયરીએ ચઢવાની તેની ઇચ્છા હોય તો તેણે, **મુસીબતની** દરકારજ કરવી નહીં. અડચણો આવે ને મુશ્કેલી જણાય તોપણ તેમને દૂર કરવાને અથવા જીતી લેવાને ઇજનેરે તૈયાર થઇ રહેવું જોઇએ. ”

આ પ્રમાણે સમાપ્ત કરતા પહેલાં વાંચનાર આગળ ખંતનાં કેટલાંક જાણવા જેવાં દષ્ટાંતો મૂકવાની અમે ઇચ્છા રાખીએ છીએ. જીવનચરિત્રમાંથી લીધેલાં આવાં આબેહુબ દ્રષ્ટાંતોથી જુવાનોને ખંત રાખવાનો બોધ મળે છે અને ખંત રાખવાની ટેવ પડી જાય છે.

કેટલાંક વર્ષપર અમેરિકાની પાઠશાળાના એક વિદ્યાર્થીએ કંઈ ચીજ ફેંકી, તે બીજા વિદ્યાર્થીને આંખપર વાગવાથી, તે બીચારાની એક આંખ ફૂટી ગઇ; તેની સાજી આંખ પણ ફૂટેલી આંખની પીડાથી એવી નબળી પડી ગઇ કે તે પણ જવાની ધાસ્તી રહેતી હતી,

આંખની દવા કરનાર સારામાં સારા વૈદ્યો પણ તેને સારૂં કરી શક્યા નહીં. હવા ફેરને માટે અને દવાને માટે તેને યુરોપ મોકલવામાં આવ્યો. ત્રણ વર્ષ ત્યાં રહી તે પાછો આવ્યો, પણ તેને કંઇ ફાયદો થયો નહીં. તેની આંખનો માત્ર એક ભાગ સાજો હતો, અને તેમાંથી હરવાફરવા જેટલું તેનાથી જોઇ શકાતું, પણ વાંચવામાં કામ લાગે એવી તેની આંખ રહી નહોતી. તેનો બાપ એક પ્રખ્યાત કાયદાવેત્તા હોવાથી તે વકીલાત શીખે એવી ઉમેદ રાખતો હતો; પણ આ આફત આવી પડવાથી, તેની મુરાદ બર આવી નહીં તોપણ ઇતિહાસ સંબંધી પુસ્તકો લખવામાં પોતાનો વખત ગાળવાનો તેણે નિશ્ચય કર્યો. દસ વર્ષ લાગલગટ તેણે પ્રમાણ ગણાતા ગ્રંથોનો અભ્યાસ કર્યો; ત્યાં સુધી તો પુસ્તક લખવાને કયો વિષય પસંદ કરવો એ તેણે નક્કી કર્યું નહોતું. બીજાં દસ વર્ષ જૂનાં દફતર, તુમાર, સરકારી કાગળો, હસ્તલિખિત ગ્રંથો વગેરે તપાસવામાં તેણે ગાળ્યાં. તે જૂના કાગળો જોતો, જૂનાં ઇતિહાસનાં પુસ્તકો વાંચતો, પરચુરણ પુસ્તકો વાંચતો અને જે વાંચતો તેમાંથી જાણવા જોગ બીનાની નોંધ કરી લેતો. આ બધું તે પોતાની આંખે કરતો નહીં પણ બીજાની આંખો ઉપયોગમાં લઇ કરતો. આટલો બધો અભ્યાસ કરી તેણે પોતાનું પહેલું, પુસ્તક "ફર્ડિનાંડ અને ઈસાબેલા" છાપખાનામાં મોકલવા જેવું તૈયાર કર્યું. આ પ્રખ્યાત ઐતિહાસિક પુસ્તક પ્રગટ કર્યું ત્યારે પ્રેસ્કોટ ચાળીસ વર્ષની ઉમ્મરનો થયો હતો. ત્યાર પછી 'મેક્સિકો' 'પિરૂ' અને 'ફિલિપ બીજો' એ પુસ્તકો પ્રગટ થયાં. આ પુસ્તકોથી આખી દુનિયામાં તે ઇતિહાસિકર્ત્તા તરીકે પ્રસિદ્ધ થયો છે. આટલું બધું કામ બે આંખે દેખતો માણસ કરે તો તેને પણ ધન્યવાદ મળે. બિલકુલ આંખ વગરનો માણસ, આટલું બધું કામ કરે, એ તો તેથી પણ વધારે ધન્યવાદ આપવા જેવું છે!

પોતાના જમાનામાં સર્વથી શ્રેષ્ટ ભાષણ કરનાર થવાને ડેનિયલ વેબ્સ્ટરે વાપરેલી ખંતની વાત સર્વને માલુમ છે. તેણે પોતે તે આ પ્રમાણે જણાવી હતી. “ એકિઝટર એકેડેમીમાં હું ભણતો ત્યારે, ભણતરની ઘણીખરી શાખાઓમાં મેં ઠીક અભ્યાસ કર્યો હતો પણ એકવાનું મારાથી બોલી શકાતું નહીં; બીજાં છોકરાંની પેઠે ભાષણ કરવાને મારો ગુરૂ મને ઘણું ઘણું સમજાવતો, પણ મારાથી તે થઈ શકતું નહીં. ઘણા ફકરા હું મોઢે કરી જતો, અને મારી ઓરડીમાં તેનો પાઠ કરી જતો, પણ જ્યારે વર્ગમાં બધા છોકરા ભેગા કરી બોલવાનો વખત આવતો, અને જ્યારે મારૂં નામ બોલાતું, અને બધા મારી સામું જોતા, ત્યારે મારાથી મારી જગોથી જરાએ ઉંચુ જોવાતું નહીં. મારા શિક્ષક કોઇ કોઇવાર ગુસ્સે થતા, અને કોઇ કોઇવાર હસતા, પણ મારામાં બોલવાની હિમ્મત આવતી નહીં.” આ ખામી અને પોતાની બીક દૂર કરવાનો પ્રયત્ન કરવામાં તેને ઘણાં વર્ષ લાગ્યાં હતાં.

તેની ખંત બીજે પ્રસંગે પણ જણાઇ હતી તે શાળામાં ભણતો ત્યારે તેના શિક્ષકે શનિવારે વર્ગના છોકરાંને કહ્યું કે, બાઇબલના ઘણામાં ઘણા ફકરા સોમવારે મોઢે બોલી જશે, તેને એક ચપ્પુ ઇનામ તરીકે આપીશ. ડેનિયલ ૭૫ ફકરા બોલી ગયો, ત્યારે શિક્ષકે પૂછ્યું કે “ એ સિવાય બીજા કેટલા ફકરા તેં મોઢે કર્યા છે ? ” તેણે જવાબ દીધો. “ મેં બીજાં ઘણાં પ્રકરણ મોઢે કર્યાં છે.” તેને ઇનામ તરીકે ચપ્પુ મળ્યું. એકિઝટરમાં મુખ્ય અધ્યાપકે, કબતરનો શિકાર કરવા માટે તેને સજા કરી કે, વર્જીલની સો લીંટી મોંઢે કરી લાવવી. ડેનિયલને ખબર હતી કે, અધ્યાપક આટલા વાગ્યે પરગામ જવાનો છે, અને દરરોજનો પાઠ લીધા પછી જતી વખતે આ લીંટિઓ બોલી

જવાનું કહેશે. તેથી તેણે સાતસો લીંટિ મોઢે કરી. સો લીંટિ બોલાઇ રહી એટલે શિક્ષકે જવાની તૈયારી કરી. ડેનિયલ બોલી ઉઠયોઃ "હજુ બીજી બોલવાની બાકી છે સાહેબ!" ફરી ખુરસીપર બેશી શિક્ષકે બીજી સો લીંટિ સાંભળી, અને વખત થઇ ગયો હતો, તેથી ઉતાવળે જવા માંડયું. ડેનિયલે કહ્યું, "હજુ હું વધારે બોલી શકીશ, સાહેબ!" શિક્ષકે પૂછયું, "કેટલી બોલી શકીશ?" ડેનિયલે જવાબ દીધો, "આશરે પાંચસો." આ વખતે શિક્ષક સમજયો કે મને રોકી રાખવાને આ યુક્તિ કરી છે, તેથી ઉતાવળે, ઉતાવળે જતાં હશીને બોલ્યો, "જા, બચ્ચા ડેનિયલ, તને કબૂતર મારવાની છુટ છે." જેનામાં ખંત છે તેને આવી સજા કંઇ હિસાબમાં નથી.

પ્રખ્યાત ચિતારા એલિસનની પાસે એક છબી લઇને તેનો એક મિત્ર એક દિવસ આવ્યો; અને તે છબી તેને બતાવીને કહ્યું કે, "કોઈ છોકરાએ આ ચિતરી છે, મારે તમારા અભિપ્રાયની જરૂર છે કે તે છોકરો સારો ચિતારો થશે કે નહીં?" એલિસને તે છબી સંભાળથી તપાસી જોઇ અને પછી ઠાવકે મોંઢે કહ્યું કે, "તે સારો ચિતારો થશે નહીં. મારી સલાહ એવી છે કે તેણે આ કામ છોડી દઇ બીજો કોઇ ધંધો કરવો." આ છબી, એલિસને પોતે નાનપણમાં ચિતરી હતી, એમ વાંચનારને કહેવાની જરૂર છે, કારણ કે ત્યારેજ તેના ખ્યાલમાં આવશે કે, જે છબી વિષે તેણે આવો વિરૂદ્ધ વિચાર બતાવ્યો હતો તે છબી જેવું બેડોળ ચિતરી જાણે એવો છતાં ખંતથી મચ્યો રહી આખરે તે પ્રખ્યાત ચિતારો થયો હતો.

આંધળાં, બહેરાં અને મુંગાંની ખંતનાં દષ્ટાંતો આગળ ઉપરનાં બધાં દષ્ટાંત કંઇ હિસાબમાં નથી. આંધળાં, બહેરાં અને મુંગાં માણસે, પોતાની ખંતથી વિદ્યા અને કળામાં પ્રખ્યાત થયાં છે તેમાં

જાણવા જોગ, રૂગેંડાસ, પરહિસી, સોંડરસન, ડેવિસ, હંટલી, હુકબાર હોલ્મેન, અને લારાબ્રીજમેન, છે. જગાના સંકોચને લીધે સૌથી પ્રખ્યાત, લારાબ્રીજમેન વિષેજ અમે થોડી હકીકત જણાવીએ છીએ. લારાબ્રીજમેનને સ્પર્શેન્દ્રિય હતી, એમ છતાં માત્ર એ ઇંદ્રિવડે ભણતાં, કામ કરતાં, અને વાત કરતાં તેને શીખવવામાં આવ્યું હતું. બધી ઇંદ્રિયોવાળા તેના સોબતી, શિક્ષકો, તથા મિત્રો તેને ઓળખતા, તેમ તે પણ તેમને ઓળખતી. ડૉકટર હાઉએ કહ્યું છે કે, "જ્યારે લારા અડાળીમાં હાથ લાંબા કરીને ચાલતી હોય છે, ત્યારે તેને જે મળે તેને તે તરત ઓળખે છે અને ઓળખાણ પડયાની નિશાની બતાવી આગળ ચાલે છે." તેનાં કપડાંનું કબાટ તેના પોતાને હસ્તક રહેતું હતું, અને પોતાને હાથે કપડાં કાઢી જેવાં જોઇએ તેવાં બંધબેસતાં તે પહેરતી હતી. તે શીવવામાં અને ભરવામાં ઘણી પ્રવીણ થઇ હતી અને સાજી આંખોવાળી તેની બહેનપણીઓના કરતાં વધારે સુશોભિત આકાર અને ફૂલ ભરતી. જ્ઞાનની જુદી જુદી શાખાઓમાં તેણે થોડા વખતમાં ઉંચા પ્રકારનું જ્ઞાન મેળવ્યું હતું. મંડળીમાં તે આનંદી, ખુશ મિજાજી અને હસમુખી રહેતી, અને પોતાની સ્પર્શેન્દ્રિયવડે વાતચિતમાં પણ ભાગ લઇ શકતી. આ બધું કેળવણીથી થયું હતું; પણ આવા શિષ્યને શીખવવામાં શિક્ષકને કેટલી બધી ધીરજ અને ખંત રાખવી પડી હશે, તેનો વિચાર કરો. આ કરતાં બીજો શો વિષય છે, કે જેપર મહેનત કરવાને ઓછું મન થાય? હરેક જણ એમ કહેશે કે, "ભાઇ માત્ર સ્પર્શેન્દ્રિયથી કંઇ પણ કેળવણી આપવી એ તો અશક્ય છે." પણ આ દેખીતું દેવતાઇ જેવું કામ ખંતથી થઇ શકયું છે. વળી વાંચન, લેખન, જોડણી, ભૂગોળ, વ્યાકરણ, અને ગણિત વગેરે માત્ર સ્પર્શેન્દ્રિયથી શીખવવાને અને મંડળીમાં ભાગ લેવાને તથા કાબેલપણે

કામ કરવાને આવી ઉમદા તથા બુદ્ધિશાળી સ્ત્રી થવાને તે બિચારી સ્ત્રી થવાને તે બિચારી છોકરીને કેટલી બધી ખંતથી મેહેનત કરવી પડી હશે ? છોકરાઓ ગણિતનો અઘરો દાખલો કરવો પડે ત્યારે તમે ગુંચવાઈ જાઓ છો અને બડબડો છો ! કોઇ યાંત્રિક કળામાં કોઇથી ચઢિયાતા અમારાથી થઇ શકાશે નહીં એમ કહો છો ! અને પાંચે ઇંદ્રિયો આરોગ્ય છતાં, અને ફતેહમંદ નિવડવાને સાધન છતાં, દુનિયાના વિદ્વાનો અને કારીગરોમાં પહેલી પંક્તિ લેવાને બદલે, બીજી પંક્તિમાં પડી રહેવામાં સંતોષ માની રહો છો ! પણ જરા ઉભા રહો ! અને વિચાર કરો કે, ખૂબ મહેનતથી, સતત ઉદ્યોગથી, ખંતથી, અને ઉત્સાહથી મચ્યા રહી કામ કરવાથી કેવો ફાયદો થાય છે ! અને તમારી નિષ્ફળ જીંદગીથી શરમાઇ સુધરવાનો બોધ લ્યો !!

---

## પ્રકરણ ૯ મું.

---

### ઉદ્યોગ.

માર્કિવસ ઑફ સ્પીનોલાએ એક દિવસ સર હોરેસ વિ- યરને પૂછ્યું કે "સર હોરેસ ! મને મેહેરબાની કરીને કહો કે તમારો ભાઈ શાથી મરી ગયો." હોરેસે જવાબ દીધો "તેને કંઇ કામ કર- વાનું નહીં હોવાથી તે મરી ગયો" માર્કિવસે પ્રત્યુત્તર આપ્યો; "હર- કોઇ માણસને મારી નાખવાને એ બસ છે." આ વાતમાં ઘણું સત્ય રહેલું છે. માણસ પોતાના ગજા ઉપરાંત કામ કરે એ બનવા જેવું છે એમ અમે માનીએ છીએ. પોતાના ગજા કરતાં ઓછું કામ ઘણા જણ કરે છે, એમ અમે જાણીએ છીએ. ગજા ઉપરાંત તેમજ ગજા

કરતાં ઓછું કામ કરવાથી આવરદા ઓછી થાય છે પણ ગજા ઉપરાંત કામ કરવું, એ ગજા કરતાં ઓછું કામ કરવાના કરતાં, તંદુરસ્તી અને દીર્ઘાયુષ્યને વધારે પ્રતિકૂળ હોવા બાબત અમને શક છે. એ તો ઉધાડું છે કે ઉદ્યોગથી જેટલાં માણસ મરી જાય છે તેના કરતાં વધારે આળસથી મરી જાય છે. શારીરિક કૌવત અને લાંબો આવરદા ભોગવવાને ઉદ્યોગ, એ ઇશ્વરે નિર્માણ કરેલી આવશ્યક સરત છે. તન, મન, અને નીતિ ઉદ્યોગથી વધે છે, આળસથી નહીં. આળસથી તે નબળાં પડી જાય છે, અને ઠીંગણાં રહી જાય છે. ઉદ્યોગથી મરદાઇ આવે છે. આળસથી કદી આવતી નથી. કહ્યું છે કે " શરીર, મહેનતના કરતાં આળસથી કાટની પેઠે વધારે જલદીથી ખવાઇ જાય છે; વપરાતી કુંચી હંમેશ ચળકતી રહે છે."

થોડાં વર્ષ ઉપર બોસ્ટનમાં કૉંગ્રેસ મહોલ્લામાં એક પૈસાદાર મિત્ર અમને મળવા આવ્યો હતો; તેનો માંદલો દેખાવ અને સુકી સળીજેવું શરીર જોઇને અમે ચમક્યા; અને અમારો અચંબો તેને જણાવ્યો; તેણે અમને કહ્યું કે, "આશરે એક વર્ષપર મેં એમ ધાર્યું કે કામકાજમાંથી નિકળી જઇ નવરા બેસી રહેવાનું મળે તો ઘણું સારૂં, તેથી મેં કામ ધંધો છોડી દીધો, પણ સુખી થવાને બદલે હું તો તેથી ઘણો દુઃખી થયો છું. જો આમને આમ બેશી રહીશ તો મરી જઇશ એમ મને લાગવાથી એક કારખાનું ખરીદ કરવાને હું મેઇન જાઉં છું." નવરા બેશી રહેવાથી તેના શરીરમાંથી સત્તાવીશ પાઉન્ડ વજન ઓછું થયું હતું, અને તે મરૂ મરૂ થઇ રહ્યો હતો. વૈદ્યથી નહીં પણ કામ કરવાથી તે સારો થાય એમ હતું.

જો માણસમાં દૃઢ નિશ્ચય, સામર્થ્ય અને ખંત હોય તો ઉદ્યોગ વગર તેને ચાલવાનું નહીં. એવો માણસ કામ કરવાનોજ. આ બધી શક્તિઓ ઉદ્યોગથી જોડાએલી રહે છે. ગીડીયન લીએ બાળ-

પણુમાં ગરીબાઇનાં એટલાં બધાં દુઃખ સહન કર્યાં હતાં કે તે અડવાણે પગે કામપર જતો, અને શાગિર્દ તરીકે રોજ કલાક કામ કરતો. તેણે કહ્યું છે કે, "મેં મારા મન સાથે એવો ઠરાવ કર્યો હતો કે દરરોજ આટલા કલાક કામ કરવું; મંદવાડ કે એવાં બીજાં કારણથી મારામાં શક્તિ ન હોય તે સિવાય બીજે કોઇ પ્રસંગે આ નિયમ હું તોડતો નહીં. મારી આસપાસના મારા જુવાન મિત્રો આ વાત જાણતા. એક જયાફતને પ્રસંગે હું કામ કરતો હતો તે દુકાને તેઓ આવ્યા અને મારૂં કામ છોડી તેમની સાથે જવાની મને ફરજ પાડી. મને તેડવાને તેમની સાથે કેટલીક છોડીઓ પણ આવી હતી. તેથી તેમના પ્રત્યે મારો આદરભાવ બતાવવાને હું વધારે રકઝક કર્યા વગર મુંગે મોંઢે તેમની સાથે ગયો; પણ તે રાતે મેં મારી ઉંઘ ખોઇ, કારણકે તેમની સોબતમાં ગુમાવેલા વખતની ખોટ પૂરી કરવા મે સવાર સુધી કામ કર્યું." બાઇબલમાં કહ્યું છે કે, "ઉદ્યોગી પુરૂષના હાથમાં રાજ્ય આવશે." ગીડીયન લી ન્યુયોર્ક શહેરમાં એક પૈસાદાર વેપારી થયો હતો એટલુંજ નહીં પણ તે શહેરનો મેયર અને કોંગ્રેસનો સભાસદ પણ થયો હતો. દરેક જુવાન માણસે ઉદ્યોગી થવાનો નિશ્ચય પોતાના મનમાં કરી રાખવાને અમે આગ્રહપૂર્વક વિનંતિ કરીએ છીએ. ઉદ્યોગી થવાની ટેવ શરૂઆતથીજ રાખવી જોઇએ. જુવાન માણસમાં વિલક્ષણ બુદ્ધિ હશે તો તે પણ ઉદ્યોગથી સુધરશે. જો તેનામાં તે નહીં હોય, તો ઉદ્યોગથી તેની ખોટ પૂરી પડશે. વિલક્ષણ બુદ્ધિ હોય તેથી કંઇ ઉદ્યોગની કિમ્મત ઘટતી નથી. વધારેમાં વધારે બુદ્ધિશાળી માણસો વધારેમાં વધારે ઉદ્યોગી પણ હોય છે. ટર્નરને કોઇએ પૂછ્યું કે તમને ફતેહ મળી તેનું કારણ શું છે ? તેણે જવાબ દીધો, "ઉદ્યોગ વગર બીજું કંઇ કારણ નથી."

આ રહસ્ય ઘણા જાણ જાણતા નથી અને જ્યાં સુધી નથી જાણતા ત્યાં સુધી તેમને ફતેહ મળતી નથી ઉદ્યોગથી, બેડોળમાં બેડોળ વસ્તુ ખુબસુરતમાં ખુબસુરત થાય છે અને ભારે દુઃખદાયક વસ્તુ, ભારે સુખરૂપ થઇ પડે છે. વેબસ્ટરે પણ કહ્યું છે કે "ઉદ્યોગ સિવાય મારામાં બીજો કોઇ ઉંચો ગુણ હોવાનું હું જાણતો નથી. મને ફતેહ મળી છે તે મારામાં વિલક્ષણ બુદ્ધિ હોવાથી નહીં પણ મારા ઉદ્યોગને લીધે મળી છે."

પાછલા પ્રકરણમાં જે પ્રખ્યાત પુરૂષોનાં દૃષ્ટાન્તો આપ્યાં છે તેમાંનો કોઇ ઉદ્યોગને નજીવો ગણતો નહીં. તેઓ બધા તેને ફતેહને માટે આવશ્યક ગુણ ગણતા. આ બાબતપર ડાકટર ફ્રાન્કિલને નીચેનાં સૌથી સરસ વચનો લખેલાં છે; "શું તું જીંદગાની ચહાય છે! જો ચહાતો હોઉં તો વખત ગુમાવીશ નહી, કારણ કે જીંદગાની તેની બનેલી છે." "જો બધી વસ્તુઓમાં વખત સૌથી કિમતી હોય તો, વખત ગુમાવવો એના જેવું ઉડાઉપણું બીજું કંઇ નથી." "આળસ બધી બાબતોને મુશ્કેલ બનાવે છે, ઉદ્યોગ સહેલી બનાવે છે." "જે સવારે મોડો ઉઠે છે તે આખો દિવસ દોડાદોડ કરશે તોપણ સાંજે તેનું કામ પૂરૂં નહીં થાય, અને આળસુ માણસ એટલો ધીમો આવે છે કે ગરીબાઇ તેને થોડા વખતમાં પકડી પાડે છે." "મહેનતુ માણસના ઘરમાં ભૂખ ડોકિયું કરે છે, પણ અંદર પેસવાની તેની હિમ્મત ચાલતી નથી." "ઉદ્યોગ એ સારા નસીબનું મૂળ છે. ઇશ્વર ઉદ્યોગીને બધી વસ્તુઓ આપે છે." "એક આજ બે કાલની બરોબર છે." "જો તારે ફુરસદ મેળવવી હોય તો તારા વખતનો સારો ઉપયોગ કરજે, અને એક પળની પણ તને ખાત્રી નથી માટે એક કલાક ગુમાવીશ નહીં." એક જુવાન વેપારીને તેણે

લખ્યું હતું કે "યાદ રાખજો કે વખત એ પૈસો છે. જે માણસ એક દિવસમાં પોતાની મહેનતથી દશ શિલિંગ કમાઇ શકે એવો હોય, તે અડધો દિવસ નકામો બેશી રહી અથવા ગમ્મત ઉડાવી છ પેન્સ ખર્ચે તોપણ તેણે એટલુંજ ખર્ચ કર્યું છે, એમ ગણવું નહીં, ખરૂં જોતાં તેણે પાંચ શિલિંગ ખર્ચ્યા છે અથવા નાખી દીધા છે." પોતાના ભાઇને ત્યાં તે શાગિર્દ રહ્યો હતો. પુસ્તકો વાંચવાને અને અભ્યાસ કરવાને વધારે વખત મળે એટલા માટે તેણે પોતાના ભાઇ સાથે શી ગોઠવણ કરી હતી તેનો હેવાલ આત્મચરિત્રમાં તેણે આપ્યો છેઃ "મેં મારા ભાઇને કહ્યું કે મારા ભોજનને માટે દર અઠવાડિયે તમે જે ખર્ચ કરો છો તેનું અડધું મને આપો, તો તેથી મારૂં ભોજન ખર્ચ હું પોતે ચલાવી લઇશ. તેણે તરતજ તે વાત કબુલ કરી, અને મને પણ થોડા વખતમાં માલમ પડયું કે, તે મને જે રકમ આપે છે તેમાંથી પણ હું અડધો ભાગ બચાવી શકીશ. આથી કરીને પુસ્તકો ખરીદવાને મને વિશેષ પૈસા મળવા લાગ્યા, અને વળી એક બીજો ફાયદો થયો. મારો ભાઇ અને બીજા માણસો ખાવાને માટે છાપખાનેથી ઘેર જતા, પણ હું તો ત્યાંજ રહેતો, અને મારૂં હલકું ભોજન ત્યાંજ ખાઇ લેતો. મારા ભોજનમાં બીસ્કુટ અથવા રોટલાનો કડકો, થોડી ખિસમિસ, અથવા ફળસુખડી અને પાણીનો પ્યાલો એ સિવાય બીજું કંઇ હોતું નહીં, તેથી તે હું થોડા વખતમાં ખાઇ લેતો અને તેમના પાછા આવતા સુધીનો વખત અભ્યાસ કરવામાં ગાળતો. ખાવાપીવામાં હું મિતાહારી હતો તેથી મારૂં મગજ તેમના કરતાં વધારે સ્વચ્છ રહેતું અને હરેક વાત હું વધારે જલદીથી સમજી શકતો તેથી કરીને મારા અભ્યાસમાં તેમના કરતાં હું ઘણો વધારો કરી શકયો." વખતનો સૌથી

સરસ ઉપયોગ કરવાની આ રીત ઘણી સારી હતી અને તેને ફતેહ મળવામાં તે પણ એક સાધનરૂપ થઇ પડી હતી.

વિલક્ષણ બુદ્ધિના સંબંધમાં અમે આગળ બોલી ગયા છીએ તેના વિષે એક પ્રખ્યાત લેખક કહે છે કે, એ તો માત્ર ખૂબ કામ કરવાની યોગ્યતા છે; મહેનતનાં સંબંધમાં, ખુબ અને ચાલુ પ્રયત્ન કરવાની શકિત છે." આ બાબત વિષે ડીટાએ પોતાના એક મુરબ્બીને નીચે પ્રમાણે લખ્યું હતું:—" મારામાં કંઇ ખાસ બુદ્ધિ નથી, અને મારે તેની કાંઇ જરૂર પણ નથી. મને એથી ફાયદો થવાને બદલે ઉલટો ગેરફાયદો થાય; હું તો એમ ધારૂં છું કે મારામાં કંઇ ઉદ્યોગ છે, અને તેને યોગ્ય વિષયમાં વાપર્યાથી, માત્ર બુદ્ધિથી કોઇ માણસ થઇ શકે તેના કરતાં વધારે ઉપયોગી હું થઈ શકું." ગ્લાસગોના પ્રોફેસર ઇડીનો પણ એવોજ મત હતો; કારણ કે ડીટોના સંબંધમાં તેણે કહ્યું છે કે, "તે જે કરતો તે પોતાનાથી થઇ શકે તેટલી મહેનત કરીને કરતો. તે હાથ ચાલાકી વાપરીને કંઇ પરાક્રમ કરતો નહીં પણ ધીરજથી લાંબા વખત સુધી મહેનત કરીને કરતો. સિંહની પેઠે તે પોતાના શિકાર ઉપરે કૂદી પડતો નહીં પણ બળદની પેઠે પોતાનું દરરોજનું કામ કરતો; તે પોતાનું કામ ઘણી સહેલથી કરતો પણ તે હમેશ કામ કરતો માલમ પડતો. તે માછલાં પકડતો, અથવા પોતાની જાળ સમી કરતો, કંઇ લખતો અથવા લખવાની તૈયારી કરતો. તેના નાનપણથી તેને આળસ ગમતું નહિ. કામ કરવામાં તેને આનંદ લાગતો. ચકલી ખાતી જાય છે અને પાંખવડે આરામ લેતી જાય છે......એક રીત નિષ્ફળ નિવડતી, તો તે બીજી અજમાવી જોતો. એક કામ પૂરૂં કરીને તે તરત બીજું લેતો. તે પ્લીમથમાં લોકોના પગ ઢાંકવાના જોડા બનાવતો, અથવા

એકિઝટરમાં તેમને ખાવાને માટે માછલાં પકડતો, અથવા માદ્દામાં બીજા ગોઠવતો, અથવા બગદાદમાં નાનાં છોકરાંને ઉછેરતો અને કેળવણી આપતો. તે ઇન્ગ્લિસ્ટનમાં " પેની મેગેઝીન " માટે લેખ લખતો, વેકીંગમાં " એન્સીક્લોપિડિયા " પ્રગટ કરતો, અથવા કેમ્ડન હાઉસમાં ડેલી ઇલસ્ટ્રેશન સાથેની મુદત પૂરી કરતો. જે વખતે ત નાનું બાળક હતો અને તેની કરકસરિયણ દાદી લૂગડાંના કકડાની સુજની, જાજમ વગેરે સીવતાં તેને શીખવતી ત્યારથી તે અઠવાડિયામાં કરવાનું કામ પૂરૂં કરવાને અઠવાડિયું તેને ઘણું ટુંકું લાગતું ત્યાં સુધી તેનો ઉદ્યોગ અથાગ હતો. "

વાંચનાર ધ્યાનમાં લીધા વગર રહેશે નહીં કે આ બધાં દૃષ્ટાંતોમાં ફતેહ મેળવવાનો રસ્તો ઉદ્યોગ હતો; ઉદ્યોગના ગુણ કરતાં વધારે ધ્યાન આપવા લાયક બીજો કોઇ ગુણ ભાગ્યેજ હશે. દરેક માણસ ઉદ્યોગીને માન આપે છે. આળસુ માણસ પણ ઉદ્યોગની કિમ્મત કબુલ કરે છે. ડૉકટર ફ્રાંકિલને પેલા જુવાન વેપારીને લખ્યું હતું કે " તમારા હથોડાનો અવાજ સવારના પાંચ વાગ્યે અથવા રાતના નવ વાગ્યે સાંભળવાથી તમારા લેણદારને છ માસ વધારે ધીરજ આવે છે; પણ તમારે કામ કરવું જોઇએ. તે તમને દારૂના પીઠામાં જુવે, અથવા બિલિયર્ડ ખેલતાં જુવે તો બીજે દહાડેજ તે પોતાના પૈસા પાછા માગે છે અને બધું સામટું લેવાની વાટ જોવા કરતાં જે મળે તે લઇ લેવાને પસંદ કરે છે. " ડૉકટર ફ્રાંકિલનના કહેવાને ટેકો મળે એવી એક ખરેખર બનેલી વાત અમે જણાવીએ છીએ. ગયા ઉનાળામાં જ્યારે દિવસ લાંબામાં લાંબા હતા, ત્યારે એક દિવસ સવારના ચાર વાગ્યે સુથારના વાંસલાનો અવાજ અમારે કાને પડ્યો. બીજે દિવસે, ચોથે દિવસે અને એ પ્રમાણે બે

અઠવાડિયાં સુધી એ અવાજ સંભળાવા લાગ્યો સવારના સાત વાગ્યે સુથાર લોક કામ શરૂ કરે છે, તેથી સાત વાગ્યા પહેલાં એવો અવાજ સાંભળવો એ એવું અસાધારણ હતું કે અમે તેની તપાસ કરી. તેથી અમને માલમ પડ્યું કે એક સુથાર પોતાનું ઘર પોતાને હાથે બાંધે છે અને સાત વાગ્યે કામ શરૂ કરવાના પહેલાંનો સવારનો વખત અને ૭ વાગ્યે બંધ કરવા પછીનો સાંજનો વખત તે કામમાં ગાળે છે. એક વીર પુરૂષને છાજે એવી ખંતથી તે એકલો પોતાને હાથે આ કામ કરતો હતો. આ હકીકતથી આસપાસના લોકો ખુશી થયા. તેના ઉદ્યોગ તથા હિંમતની બધા પ્રશંસા કરવા લાગ્યા. તેમને માલમ પડ્યું કે તેઓ ધારતા હતા તે કરતાં તેનામાં વધારે મરદાઇના ગુણ હતા. થોડા વખતમાં તે મકાનમાં એક કરતાં વધારે સુથારના વાંસલાનો અવાજ સંભળાતો. અમે વિચાર કરવા લાગ્યા કે આનું કારણ શું? તપાસ કરતાં માલમ પડ્યું કે તે સુથારના ઉદ્યોગ અને વખાણવા યોગ્ય ઉદ્દેશથી ખુશ થઇ શહેરના સુથાર અને બીજા લોકો તેને મદદ કરવાને પોતાની ખુશીથી કામ કરવા આવતા હતા; આ પ્રમાણે એક પછી એક બધા કામ કરવા લાગ્યા અને કેટલાંક અઠવાડિયાં સુધી મદદ કરવા લાગ્યા. શિયાળા પહેલાં મકાન તૈયાર થઇ ગયું અને તે ઉદ્યોગી સુથાર તેમાં રહેવાનું સુખ ભોગવવા લાગ્યો. જે લોકોએ પોતાની ખુશીથી તેને મદદ કરી તે લોકોએ તેના ઉદ્યોગની હિમ્મત અને ખુબી જાણીને કરી હતી. ઉદ્યોગી માણસને મદદ કરવા લોકોને આપોઆપ મન થાય છે, કારણ કે તે મદદનો સારો ઉપયોગ કરે છે. કહ્યું છે કે, "જે માણસ પાસે છે તેને આપવામાં આવશે અને તેથી તેની પાસે વધારે થશે." ઉદ્યોગી માણસને બદલો આપવાનો આ એક રસ્તો છે. ઉદ્યોગી માણસના ઘણા જણ મિત્ર

થાય છે અને વળી તે મિત્રો વફાદાર નિવડે છે. આળસુ માણસને તેમ થતું નથી. આળસુ માણસને કોઇ માન આપતું નથી અને તેના પર વિશ્વાસ રાખતું નથી. જો કે આળસુ માણસ બીજી બાબતમાં સારાં લક્ષણુવાળો હોય, તોપણ આળસને લીધે તેનાપર કલંક રહે છે. લોકો તેનીપર વિશ્વાસ રાખતા નથી. પૈસા, જ્ઞાન, અથવા સદ્ગુણુમાં તે કંઇ વધારો કરી શકતો નથી. એથી ઉલટું આ બધી બાબતોમાં તે પાછળ પડતો જાય છે. "હું આળસુ માણસના ખેતર આગળ થઇને અને સમજ વગરના માણસના બગીચા આગળ થઇને ગયો તો મેં શું જોયું? બધે ખરસલું ઉગેલું, કાંટા વેરાયલા, અને વાડ ભાગેલી મને માલમ પડી. એ બધું જોઇને મેં વિચાર કર્યો, એ જોવાથી મને બોધ મળ્યો કે જરા ઉંઘ, જરા આડો થા, અને જરા હાથવાળીને પડચો રહે, એટલે મુસાફરની પેઠે ગરીબાઇ ત્યારે ત્યાં આવશે. અને તેની સાથે હથિયારવાળા સિપાઇની પેઠે તંગી પણ આવશે" ઉદ્યોગ વિષે પ્રભુનાં વચન અમે આગળ જણાવ્યાં છે, તેથી ઉલટાં વચન આળસને માટે પણ છે." જે તંગીમાં છે તેની પાસેથી જે હશે તે પણ લઇ લેવામાં આવશે."

"જેની પાસે છે તેને આપવામાં આવશે," એ વચન લુહાર બારીટના સંબંધમાં જેવું આબેહુબ ખરૂં પડયું છે, તેવું બીજા કોઇ દૃષ્ટાંતમાં જણાતું નથી. વુસ્ટર્રમાં દરસાલ ૧૨ ડૉલરના મુસારાથી જ્યારે તે લુહારનું કામ કરતો હતો ત્યારે તે રોજનીશી રાખતો; તેમાં એક અડવાડિયાંના કામની નીચે પ્રમાણે નોંધ કરેલી છેઃ—

"સોમવાર, ૧૮ જુન, માથું દુઃખતું હતું. "કુવિયર્સ થીયરી ઓફ અર્થ" નાં ૪૦ પાન, ૬૦ પાન ફ્રેંચ ભાષાનાં; અગીયાર કલાક કોહોડમાં કામ કર્યું. મંગળવાર, હીબ્રુ ભાષાની ૬૫ લીંટીઓ;

ફ્રેંચ ભાષાનાં ૩૦ પાન; કુવિયર્સ થીયરીનાં ૧૦ પાન; દસ લીંટી સિરિયાની ભાષાની; દસ, સદર, ડેનીંગની; દસ, સંદર, બોહિમિયાની; નવ, સદર, પોલિસની; પંદર તારાનાં નામ; દસ કલાક કોહોડમાં કામ કર્યું. બુધવાર, પચીસ લીંટી હીબ્રુ, પચાસ પાન ખગોળનાં, અગીયાર કલાક કોહોડમાં કામ કર્યું. ગુરૂવાર ૫૫ લીંટી હીબ્રુની; આઠ સિરિયાની ભાષાની, અગીયાર કલાક કોહોડમાં કામ કર્યું. શુક્રવાર, તબીયત ઠીક નહોતી, બાર કલાક કોહોડમાં કામ કર્યું. શનિવાર, તબીયત ઠીક નહોતી, પદાર્થ વિજ્ઞાનનાં પચાસ પાન, દસ કલાક કોહોડમાં કામ કર્યું. રવિવાર, બાઇબલ વર્ગને માટે પાઠ તૈયાર કર્યા."

ખાતી વખતે પણ તે અભ્યાસ કરતો. "શિયાળામાં તે સવારે વહેલો ઉઠતો અને ધરધણીયાણી દીવાને અજવાળે તેને માટે નાસ્તો તૈયાર કરતી ત્યારે તે છાજલીપર હીબ્રુ બાઈબલ મૂકી અને કોષ હાથમાં લઇ ઉભો ઉભો વાંચતો, અને ખાતાં ખાતાં પણ વાંચતો. બીજી વખતના ખાણા વખતે પણ તે એજ પ્રમાણે કરતો; અને મગજ અને શરીર એ બંનેને એકી વખતે ખોરાક આપતો." અમે ઉપર જણાવ્યું છે તે અઠવાડિયામાં વધારેમાં વધારે કામ કરેલું નથી. આખી જીંદગી સુધી તે જેટલું કામ કરતો તેનો એ અઠવાડિયું એક નમુનો છે, તેથી કરીને એની બાબતમાં એ સિદ્ધાંત સારી રીતે ખરો પડયો છે કે "જેની પાસે છે તેને આપવામાં આવશે." સેસીલે સરવોલ્ટર રેલે વિષે કહ્યું છે તે બરીટને પણ સરખી રીતે લાગુ પડે છે, "હું જાણું છું કે તે ઘણોજ ઉદ્યોગી છે અને કહેશો એટલું કામ કરી શકશે."

માયાળુમાં માયાળુ માણસ ઉદ્યોગીને મદદ કરે છે અને આળસુ

અને એદીને મદદ કરવા ના પાડે છે, તેનું કારણ તદન ખુલ્લું છે. આળસુને મદદ કરવાથી કંઇ ફાયદો થતો નથી. આળસુને મદદ કરવી એ કાણી કોથળીમાં પૈસા નાખવા બરોબર છે. આળસુ માણસને મદદ મળે છે ત્યારે પહેલાં હોય છે તેના કરતાં પણ તે વધારે આળસુ થાય છે. ઉદાર માણસે તેને જરૂરીબાત ચીજો આપી હોય ત્યારે તેને મહેનત કરવાની પહેલાંના કરતાં ઓછી જરૂર પડે છે. આથી કરીને આળસને ઉત્તેજન મળે છે. આટલા માટેજ કેટલાંક અમેરિકન સંસ્થાનોમાં એવો નિયમ કર્યો છે કે ભટકના લોકોને ગામની ધર્મશાળામાં રાખી ખોરાક અને રહેવાની ગોઠવણ કરી આપવાને બદલે ત્રણ માસ સરકારી કારખાનામાં રાખવા. જો કોઇ બાઇ એક ભટકતા માણસને ખાવાનું આપશે તો તેને ત્યાં અઠવાડિયું પૂરૂં થતા પહેલાં બાર જણ આવીને બેસશે. આવા ભામટાની યાદદાસ્તશક્તિ અજબ જેવી હોય છે અને જ્યાંથી ખાવાનું મળ્યું હોય તે ઘર તે કદી ભૂલતા નથી. આળસુ માણસ ભટકતા માણસને મળતો છે. તેમનામાં કોઇ તવગર હોય, કોઈ ભણેલો હોય, કોઇ ગૃહસ્થ હોય. પણ જેમ પેલા ચીનાને પૂછ્યું હતું કે દેશ દેશના લોક તમે જોયા છે તે કઇ બાબતમાં મળતા આવે છે? ત્યારે તેણે કહ્યું હતું કે "બધાએ આળસમાં સરખા છે" તેમજ આળસુ માણસ આળસુ માણસને પસંદ કરે છે અને તેથી આ બાબતમાં એક બીજાના સંબંધી છે.

પણ "ઉદ્યોગી હાથ પૈસાદાર બને છે." ઉદ્યોગીનો આત્મા જાડો બનાવવામાં આવશે." "તું કોઇ માણસને તેના ધંધામાં ઉદ્યોગી જુવે છે? એવો માણસ રાજા પાસે ઉભો રહેશે; હલકા માણસ પાસે ઉભો રહેશે નહીં." તે ભટકતો ફરશે નહીં, તે રાજાઓનો સોબતી થશે. તે હલકા માણસો કરતાં એટલો બધો ચાઢયાતો

થશે કે તેમની સાથે કંઇ સંબંધ રાખશે નહીં. " જે પોતાની જાતને મદદ કરે છે તેને પરમેશ્વર મદદ કરે છે." આ ઉદ્યોગી માણસને ખાસ રીતે લાગુ થાય છે.

જુવાન માણસે એ વાત ભૂલવી ન જોઇએ કે મહેનત પૈસાનું મૂળ છે, આળસથી કોઇ માણસ કે દેશની દોલતમાં પૈસાનો વધારો થયો નથી ઉદ્યોગથી પૈસા પેદા થાય છે અને માણસ જાતનું સઘળું સુખ, અને સંસારિક સગવડો મળે છે. આળસથી એક પણ ફાયદો થતો નથી. આપણે હાલ શાળાઓ, પાઠશાળાઓ, ચિત્રાલયો, શાસ્ત્રીય બાબતોથી ભરપૂર મકાનો, આગગાડી, તાર, વેપાર, અને એવીજ ઉપયોગી હજારો વસ્તુઓનો લાભ ભોગવીએ છીએ, તે ઉદ્યોગથી મળેલી છે. એમાંની એક પણ આળસથી મળી નથી. આ દેશમાં અને બીજા સર્વ દેશમાં આળસથી, મહેલ નહીં પણ કેદખાનું મળે છે. કળાકૌશલ્યની ઉમદા વસ્તુઓ નહીં, પણ ગંદી અને કંગાલ વસ્તુઓ મળે છે. વિદ્યા અને હુન્નર નહીં પણ બેવકુફી મળે છે.

એવું કહેવાય છે કે પાંચ રૂપિયાની કિમ્મતનું કાચું લોઢું હોય તેના ઘોડાના પગને જડવાના નાળ બનાવવાથી દસ રૂપિયાની કિમ્મતનું થાય છે, ચાકુ બનાવવાથી ૧૮૦ રૂપિયાની કિમ્મતનું થાય છે, સોય બનાવવાથી ૬૮૭૦ રૂપિયાની કિમ્મતનુ થાય છે, ઘડિયાળની કમાન બનાવવાથી ૨ લાખ રૂપિયાનું થાય છે અને ઘડિયાળને માટે બાલ બનાવવાથી ૪ લાખ રૂપિયાનું થાય છે. આ આંકડા અક્ષરે અક્ષર ખરા હોય કે ન હોય તોપણ તેથી વાંચનારને અગત્યનો બોધ મળે છે: તે એ કે મહેનતથી કિમ્મતમાં આટલો બધો વધારો થાય છે. પાંચ રૂપિયાની કિમ્મતનું લોઢું તેથી બમણી કિમ્મતનું કરવાને

લુહાર માત્ર સખત મહેનતનો ઉપયોગ કરે છે. એટલાજ લોઢાપર ચાકુ બનાવનાર તેથી પણ વધારે મહેનત વાપરે છે અને તેથી તેની ૩૬ ગણી કિંમત વધારે છે. સોય બનાવનાર તેની ૧૩૬૦ ગણી કિમ્મત વધારે છે અને એજ પ્રમાણે બીજા પણ કરે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કાચા લોઢાની કિમ્મતમાં વધારો થાય છે તે તેના ઘાટ ઘડવામાં વાપરેલી મહેનતથી થાય છે. બધે એજ પ્રમાણે બને છે. ખેડુત જે બી વાવે છે તેની કિમ્મત તો થોડી હોય છે પણ પોતાના ખેતર પાછળ તેને ઘણી મહેનત કરવી પડે છે; અને જ્યારે તે પાક લણી લાવે છે ત્યારે તેને માલમ પડે છે કે મહેનતથી અને ઇશ્વરે આપેલા વરસાદ અને સૂર્યના તાપથી તેને ઘણો ફાયદો થયો છે, મહેનતની ખુબી જાણવાને આ વિચાર મોખરે રાખવો જરૂરનો છે. આટલું જાણ્યા પછી કોણ એમ કહેશે કે મહેનત હલકી છે ? મહેનત કરવાના દિવ્ય નિયમમાંથી બાતલ રહેવાનો કોણ ચહાશે ? " જો તું કામ ન કરૂં તો તારે ખાવું પણ નહીં " એવી ઈશ્વરની આજ્ઞા છે, તેના ખરાપણા વિષે કોણ વાંધો ઉઠાવશે ? જો દુનિયામાં અડધાં માણસ મહેનત કરવા ના પાડે તો આખી દુનિયાને ભૂખે મરવું પડે. ચીનના એક પાદશાહે પોતાની પ્રજાને જાહેર કર્યું હતું કે, " કામ કરે નહીં એવો કોઇ માણસ હશે અથવા આળસુ સ્ત્રી હશે તો, રાજ્યમાં કોઇને ભૂખ અને ટાઢ વેઠવી પડશે."

જો પૈસો મહેનતથી પેદા થતો હોય તો દેશનો ખરો આધાર મહેનતુવર્ગ પર છે. મહેનતુવર્ગમાં અમે માત્ર હાથનું કામ કરનારને ગણતા નથી. પુસ્તકો બનાવવામાં, વર્તમાનપત્ર કાઢવામાં, શીખવવામાં, વ્યાખ્યાન આપવામાં અને ન્યાય કરવામાં જેઓ મગજનું કામ કરે છે તે પણ મહેનતુવર્ગમાં જ આવે છે. ટુંકામાં પોતાની મહેન-

તથી જે જનસમૂહની સેવા બજાવે છે તે મહેનતુવર્ગમાં આવી જાય છે. આથી કરીને ખેડુત અને વેપારી, કારીગર અને અધ્યાપક, એક હારમાં આવે છે; અને જુવાન માણસો ગણે છે તેવો જાતિભેદ નષ્ટ થાય છે. હાથે મોજાં પહેરીને ફરતા લક્ષાધિપતિના કરતાં ગરીબમાં ગરીબ કારીગર, પોતાના દેશનું વધારે ભલું કરી શકે છે, આપણે આગળ જોઇ ગયા છીએ કે ખાણના અંજીનમાં કોયલા પૂરનારે આગગાડી ચલાવવાનું યંત્ર શોધી કાઢયું છે, ગણિતશાસ્ત્રને લગતાં હથિયાર બનાવનારે વરાળયંત્ર શોધી કાઢયું છે, હજામે કપડાં વણવાનો સંચો શોધી કાઢયો છે, એક વણકરે કપડાં વણવાનો સંચો શોધી કાઢયો છે અને બીજા અસંખ્ય અભણ માણસોએ (મજુરોએ) અનેક સાધન શોધી કાઢી સુધારામાં વધારો કર્યો છે. મહેનત કરવી એ આબરૂ ભરેલું છે; જ્યારે જુવાન માણસ ખરા મનથી મહેનત કરે છે ત્યારે તો તે તેથી પણ વધારે છે. હોરેસ મેને કહ્યું છે કે "માણસ જાતને ઉપયોગી થઇ પડે એવી મહેનત કરવામાં શરમાવા જેવું કાંઇ નથી, એ જુવાન માણસોએ યાદ રાખવું જોઇએ. મહેનત કેવા મનથી કરવામાં આવે છે, એમાં આબરૂ અગર ગેરઆબરૂ રહેલી છે. હળવડે જમીન ખેડનાર ખેડુત **સીનસીનેટસ** અથવા વૉશિંગ્ટન જેવો હોય, અથવા માટીના ઢેફા જેવો હોય. લૂગડાં ભરવાનો ગજ હાથમાં લઇ કાપડીઆનું કામ કરવું, અથવા માપવાની પાટી લઈ માપવાનું કામ કરવું એ આબરૂ ભરેલું છે. માત્ર ગજ જેટલો ટુંકો અને પાટી જેટલો સાંકડો વિચારમાં ગેરઆબરૂ રહેલી છે. કલમવડે સહીઓ કરવામાં, પૈસાની ઉથલપાથલ કરવામાં અથવા દેશોદેશ વચ્ચેના કોલ કરવામાંજ આબરૂ રહેલી નથી. પહેલામાં પ્રમાણિકપણું વાપરી ચાલવામાં આબરૂ રહેલી છે, અને બીજામાં સર્વજનહિતેચ્છાના ગૌરવમાં મોટાઇ રહેલી છે."

બીજી શક્તિઓને જાગૃત કરવાને ઉદ્યોગ જેવું બીજું નથી. કંઇ કામ કરવાને તેમાં રહેલું પ્રાબલ્ય ઉદ્યોગ એકત્ર કરે છે. પોતાનાં પુસ્તક પ્રકટ કરનારે દેવાળું કાઢવાથી અને કંઇ અંશે પોતાની જાતની ગફલતથી પંચાવન વર્ષની ઉમ્મરે સર વૉલ્ટર સ્કૉટ પૈસા સંબંધી ભારે દેવામાં આવી પડ્યો હતો. તે માનતો હતો કે ઉદ્યોગથી દેવતાઈ કામો થઇ શકે છે તેથી પોતાના દેવાની પાઇએ પાઇ આપી દેવાનો તેણે નિશ્ચય કર્યો. આવો દૃઢ નિશ્ચય કરી પોતાનું મોટી રકમનું દેવું અદા કરવાને તેણે પુસ્તકો લખવા માંડ્યાં. તે પળે પળ કામ કરવામાં વાપરતો અને રાતે ઉંઘવાના વખતમાંથી પણ થોડો વખત કાઢી કામ કરતો. તેના ઉદ્યોગને લીધે તેની બીજી સર્વ શક્તિઓ જાગૃત થઇ અને તેની ધારણા પાર પાડવામાં તેને ઘણી મદદ મળી. દેવું આપવાને તન, મન, અને અંતઃકરણ એકત્ર થયાં અને જાણે ઉદ્યોગના તેડાથી ઉમદા કામ કરવાને તે તૈયાર થઇ ગયાં હોય તેમ, જેમ જેમ પુસ્તક લખાતાં ગયાં તેમ દરેક વધારે કૌવત બતાવતું ગયું. આ સમયે તેણે લખેલાં પુસ્તકો તેનાં પુસ્તકોમાં સૌથી સરસ ગણાય છે. વર્ષ પ્રતિવર્ષ એક સરખા ઉદ્યોગથી તે લખતો ગયો, અને આખરે પોતાનું દેવું અદા કરી શક્યો. જ્યારે તેણે લખવાનું બંધ કર્યું ત્યારે તેના અથાગ શ્રમથી તેનું તન અને મન શિથિલ થઇ ગયું હતું અને જેમ દેશભક્તો પોતાના દેશને માટે અને સ્વમતાર્થ પ્રાણત્યાગી સત્યને માટે મરણ ભોગવે છે તેમ તેણે વિદ્યાને ખાતર મરણ ભોગવ્યું.

સેમ્યુલ ડ્રુનો બાપ તેને નાની ઉમરનો મૂકી મરી ગયો હતો. તેને બાળપણમાં ઘણી ખરાબ ટેવો પડી ગઇ હતી. તે ચોરી કરતો, જુગાર રમતો, પટા ખેલતો અને રખડતો ફરતો. એક અકસ્માત

એવો બન્યો કે જેમાં તેના ભાઇનું મરણ નીપજ્યું અને તે મહેજમાં બચી ગયો. વિચાર કરી પોતાની કુટેવો તેણે છોડી દીધી અને સુધરી ગયો. તેનામાંથી આળસ નિકળી ગયું અને ઉદ્યોગ દાખલ થયો એટલે તેના નીચ ગુણ જતા રહ્યા અને ખરી મરદાની દાખલ થઈ. જોકે તે તો મોચીની દુકાને કામ કરી પોતાનું ગુજરાન ચલાવવાનો વિચાર જ રાખતો હતો તોપણ તેની દિન પ્રતિદિન ચડતી થતી ગઇ. તેના ઉદ્યોગની જ્યાં ત્યાં વાત થવા લાગી. ઉદ્યોગથી તેનામાં નિશ્ચય, દ્રઢતા, સામાર્થ્ય, ખંત, અને એકાગ્રતા આવ્યાં એટલુંજ નહીં પણ સ્વપ્ને પણ ધારવામાં ન આવે એવી બુદ્ધિ પણ તેનામાં આવી. વીસ વર્ષ પછી આ સમય વિષે તેણે કહ્યું હતું કે "જેમ હું વધારે વાંચતો ગયો તેમ મારૂં અજ્ઞાન મને વધારે જણાવવા લાગ્યું: જેમ જેમ મારૂં અજ્ઞાન મને વધારે જણાવવા લાગ્યું તેમ તેમ તે દૂર કરવાનો મારો નિશ્ચય વધતો ગયો. મારી ફુરસદની પળે પળ કઇને કંઇ વાંચવામાં હું ગાળવા લાગ્યો. મારે હથે મહેનત કરી મારૂં પેટિયું પેદા કરવાનું હોવાથી મને વાંચવાનો ઘણો થોડો વખત મળતો; તેથી આ ખામી દુર કરવાને મેં એવી યુક્તિ વાપરી કે ખાતી વખતે મારા આગળ હું પુસ્તક રાખતો, અને દરેક ખાણા વખતે ખાતાં ખાતાં પાંચ છ પાન વાંચી નાખતો. લોકનું "એસે ઑન હ્યુમન અન્ડરસ્ટેન્ડિંગ" વાંચવાથી મારી ઉંઘમાંથી હું જાગૃત થયો, અને મારા નીચા વિચાર તજી દેવાને મને મન થયું."

તે ધંધો કરતો હતો ત્યારે ડૉક્ટર આડમ્મ કલાર્ક નામના એક પ્રખ્યાત ઉપદેશક અને ધર્મગુરૂના પ્રસંગમાં ધર્મ સંબંધી બાબતોમાં પણ તે ઠીક ભાગ લેતો હતો. જ્યારે પેઇને "એજ ઑફ રીઝન" નામનું પુસ્તક પ્રગટ કર્યું ત્યારે તેણે એક ચોપાનિયું

બહાર પાડી તેનો અછી તરેહથી રદીઓ આપ્યો. આ ચોપાનિયાની કેટલીક આવૃત્તિઓ છપાઇ હતી. આ ચોપાનિયાથી ગ્રંથકાર તરીકે તેની કારકીર્દિનો પાયો રચાયો; અને " એસે ઑન ઇમ્મેટિરિયાલિટિ અને ઇમ્મોર્ટૅલિટિ ઓફ ધ સોલ ', અને બીજાં કેટલાંક પુસ્તકો ત્યાર પછી તૈયાર થયાં, તોપણ મોચી તરીકે જોડા બનાવવાનું કામ તે કર્યા કરતો હતો. પોતાના કુટુંબના ગુજરાન માટે " લેખક તરીકેની અચોક્કસ ફતેહ " પરજ આધાર રાખીને તે બેઠો નહોતો.

શિયાળામાં તેને જોઇએ તેટલા કોયલા ઉપાડીને એક દિવસ તે રસ્તે જતો હતો, એટલામાં એક ઓળખીતો તેને સામો મળ્યો, અને તેને કહ્યું કે, તમારા જેવો પ્રખ્યાત માણુસ આવું હલકું કામ કરે, એમાં કંઇ સારૂં દેખાતું નથી. ડ્રુએ આપેલો જવાબ વિલક્ષણજ હતો. " પોતાના ઉપયોગ માટે કોયલા ઉપાડી જવાને જે માણુસ શરમાય છે, તે આખો શિયાળો સગડી વગર ટાઢે ઠુંઠવાતો બેશી રહેવાને લાયક છે. " તોપણ તેથી પણ ઉંચી સ્થિતિએ ચઢવાનું તેના નસીબમાં હતું. ત્યારબાદ તેણે પોતાનો બધો વખત સાહિત્ય પાછળ કાઢવા માંડયો. માણુસની સર્વ શક્તિઓપર ઉદ્યોગ કાબુ ચલાવતો હોય છે ત્યારે કેટલું બધું થઇ શકે છે, તેનું સારૂં દૃષ્ટાંત ડ્રુના ચરિત્ર પરથી મળે છે.

ઉદ્યોગની બરોબર કિમ્મત જાણુવાને, ઉદ્યોગથી ઉલટા ગુણુ–આળસથી શી માઠી અસર થાય છે તે જાણુવું જરૂરનું છે. " કામ કરવાનુ નહિ, પણુ આળસમાં બેશી રહેવાનું દુઃખ ભરેલું છે. " આળસ રાખવામાં આવે તો શારીરિક, માનસિક, અને નીતિ સંબંધી શક્તિઓમાં કંઇ વધારો થાય નહીં. વધારો થવાને બદલે તે સુસ્ત થઇ જાય છે. અને તેમ થયા પછી કામ કરવું એ દુઃખદાયક લાગે

છે. "આળસુ માણસ પોતાની છાતીપર હાથ મૂકે છે, પણ ત્યાંથી તે ઉઠાવી લેવામાં તેને દુઃખ થાય છે." આળસુ માણસમાં પોતાની ચઢતી કરવાનો કંઇ લોભ હોતો નથી, કામ કરનાર લોક કહે છે તેમ તેનામાં કંઇ 'આવડ' હોતી નથી. મુશ્કેલી આવી પડે ત્યારે તે ગુંચવાય છે, અને ચીડાય છે. તે હંમેશ પાછળ પડતો હોય છે, ગોકળ ગાયના જેટલો ધીમો ચાલે છે, અને કંઇ કામ કરવાની ઉમેદ રાખતો નથી. તેના શેઠના કામમાં તેને કંઇ રસ પડતો નથી, માત્ર પગાર લેવાને તે તત્પર થઇ રહે છે. વેપારી, કારખાનાંવાળો, શિક્ષક, ખેડુત, અથવા ગમેતેની તે નોકરી કરતો હોય તે તેનાથી કંટાળી જાય છે. તે જલદીથી થાકી જાય છે અને ધીમે ધીમે આરામ લે છે. તેને કશું ગમતું નથી, અને મિત્રોની મંડળી કરતાં પોતાની ઓરડીમાં બેશી રહેવાનુ તે વધારે પસંદ કરે છે. આખરે તેને તેની જગાએથી કાઢી મૂકવામાં આવે છે, અને તેની જગો ઉદ્યોગી માણસને આપવામાં આવે છે. "આળસ, એ જીવતા માણસની ઘોર છે." "આળસુ માણસ ભૂખે મરી જવાનો."

આટલાથીજ અટકતું નથી. આળસ દુર્ગુણ અને ગુન્હાનું મૂળ છે. 'સેતાન બીજા બધા માણસોને ફસાવે છે, પણ આળસુ માણસ સેતાનને ફસાવે છે." આળસુ માણસો બિલિયર્ડ રમવાનું, જુગાર રમવાનું, નાટક જોવાનું અને દારૂ પીવાની કલબોમાં જવાનું પસંદ કરે છે. "નવરો બેઠો નખોદ વાલે." આળસુ માણસ બેઠો બેઠો રમતગમતની, મોજમઝાની, અને આનંદની તૈયારીઓ કર્યા કરે છે. આળસુ માણસને માટે સેતાન કામ લાવી આપે છે. ઈંગ્લાંડના એક તુરંગનો ધર્મગુરૂ કહે છે કે, "ચોરીના ગુન્હા વિષે ઘણા ગુન્હેગારોનું બારીક અવલોકન કરી મેળવેલા મારા અનુભવ પરથી હું

એવા નિર્ણય પર આવ્યો છું કે ચોરીનો ગુન્હો અજ્ઞાનતાને લીધે, દારૂ પીવાની ટેવને લીધે, શહેરમાં ગીચ વસ્તીને લીધે. અથવા તે થવાનાં બીજાં કારણ બતાવવામાં આવે છે, તેને લીધે થતો નથી, પણ સાધારણ ઉદ્યોગ કરતાં થોડી મહેનતે મિલકત મેળવવાની ઇચ્છાને લીધે થાય છે." એમાં તો કંઇ શક નથી કે બારીક અવલોકનથી માલુમ પડશે કે, ચોરી, વિશ્વાસઘાત, ઠગાઇ અને એવા બીજા ગુન્હા આપણા શહેરમાં જે જુવાન માણસો કરે છે તે ઘણું કરીને આળસુ વગના હોય છે. જુવાન માણસોએ પોતાના શેઠના પૈસાની મોટી રકમો ઉચાપત કર્યાના કેટલાક બનાવ બન્યા વિષે, છેલ્લાં પાંચ સાત વર્ષથી વર્તમાનપત્રોમાં આપણે વાંચીએ છીએ એ બનવાનું કારણ એ છે કે જુવાન માણસો, નાટકચેટક, જુગાર અને રમતગમતમાં ખર્ચ કરવાને હમેશ પૈસાની તંગીમાં હોય છે.

ગુન્હેગાર છોકરાંને સુધારવાના ઇરાદાથી સ્થાપન કરેલી શાળાઓ તપાસી જોઇશું તો માલુમ પડશે કે, તેમાંના ઘણાખરા ગુન્હેગારો આળસુ વર્ગમાંથી આવેલા છે. એક વખત વેસ્ટબરોની ગુન્હેગાર છોકરાંને સુધારવાની શાળામાં ૫૬૪ છોકરાં હતાં, અને તેમાંથી ? આળસુ, અથવા કંઇ ચોક્કસ ધંધા વગરના હતા. થોડાં વર્ષપર એક જુવાન માણસને પેન્શનના કાગળ ખોટા બનાવવા માટે કનેક્ટીકટના બંદીખાનામાં કેદ ભોગવવાની સજા કરવામાં આવી હતી. જ્યારે પોતાનાં કપડાં બદલી, તે કેદખાનામાં કપડાં પહેરતો હતો ત્યારે કેદખાનાના અધિકારીને તેણે કહ્યું કે, "મારી આખી જીંદગીમાં એક દહાડાનું પણ મેં કામ કર્યું નથી." અધિકારીએ જવાબ દીધો, "ત્યારેતો તમને અહીં આણવામાં આવ્યા છે તેમાં કંઇ અજાયબ જેવું નથી." અમે ન્યુહેમ્પશાયરના કેદખાનામાં એક માણસ જોયો

હતો તેના જેવો આળસુ તો બીજો કોઇ નહીં હોય. સંઘાડ ફેરવવાનું કામ કરવું પડે નહીં એટલામાટે તેણે પોતાનો અંગુઠો કાપી નાખ્યો હતો, અને પછીથી આખો હાથ કાપી નાખવાનો પ્રયત્ન કર્યો હતો. જ્યારે જ્યુડાસે આપઘાત કર્યો ત્યારે તે પોતાને યોગ્યસ્થાને ગયો હતો તેમ આ માણસ પણ કેદખાનામાં આવ્યો ત્યારે તે પોતાને યોગ્ય સ્થાને જ આવ્યો હતો.

મી. સ્પર્જને કહ્યું છે કે, "જો કોઇ માણસને સેતાન આળસુ જુવે તો તે તેને કામ લાવી આપશે, હથિયાર લાવ આપશે, અને થોડા વખતમાં તેની રોજી પણ ચૂકવી આપશે. જો એમ ન હોય તો આપણાં શહેર અને ગામમાં દુઃખ ફેલાવનાર દારૂ પીવાની ટેવ ક્યાંથી આવે ?" આળસ એ ભીખ માગવાનું માબાપ છે અને બધાં દુઃખનું મૂળ છે.................આળસુની નિંદા હું એકલોજ કરતો નથી. એક વખત એક માણસના દુર્ગુણ આપણા ધર્મગુરૂને હું ગણાવતો હતો, ત્યારે શરૂઆતમાં જ મેં કહ્યું કે "એ ઘણોજ આળસુ છે," તે વૃદ્ધ ગૃહસ્થે કહ્યું, "એટલું જ બસ છે, એટલામાં બધી જાતના દુર્ગુણનો સમાસ થઇ જાય છે. પૂરો પાપી માણસ કેવો હોવો જોઇએ એ ઓળખવાને એટલું નિશાન બસ છે." એડિનબ-રોની સર્વ વિદ્યોતેજકાલયનો પ્રોફેસર બ્લેકી, 'સેલ્ફ કલ્ચર' નામના તેના પુસ્તકમાં કહે છે કે, "કોઈ માણસ એમ કહે કે, અર્થ વગ-રના કામ પાછળ ગાળવાનો મારે વખત નથી, ગેરવાજબી વ્યસનની પાછળ ખર્ચવાનો પૈસો નથી, અત્યાનંદ આપે એવી કેફી વસ્તુઓ લેવાની જરૂર નથી, એક કામ મૂકીને બીજું હાથમાં લેવું એથી જ મારો થાક ઉતરી જાય છે, અને મારૂં કામ પૂરૂં થઇ રહ્યા પછી મારે થાક કેમ લેવો, અને થાક લઇ બીજું કામ કરવાને તૈયાર કેમ થઇ

રહેવું એ મને આવડે છે, ત્યારે જાણવું કે એ માણસના ઉમદા અને સારા ગુણવાળો છે."

આળસુ માણસ પૈસાદાર હોય, અને મોટા હોદ્દો ભોગવતો હોય, તોપણ આળસુ કરતાં ઉદ્યોગી માણસને વધારે વાસ્તવિક સુખ મળે છે. આપણે હમણાંજ જોયું છે કે. સેમ્યુલ હ્યુ એક વખત આળસમાં સુખ માનતો હતો, પણ તે વખતે તેને પૈસો નહીં પણ ગરીબાઇજ મળી હતી. જ્યારે તે સુધર્યો ત્યારે જોડા શીવવાનું કામ કરવામાં ખરૂં અને વધારે સુખ તેને મળવા લાગ્યું. સેમ્યુલ હ્યુના પેઠે પ્રખ્યાત ડગલાસ જેરોલ્ડ પણ, જુવાનીમાં ગરીબ હતો. તો પણ તેનામાં અને હ્યુમાં ફેર એ હતો કે, તેને વાંચનનો શોખ હતો, અને તેનામાં કોઇ દુર્ગુણ નહોતો. તે છાપવાની કળા શીખ્યો અને શરૂઆતમાં જે પૈસા કમાયો, તે યાદ રાખવા જેવા હતા, કારણ કે તેનાં ગરીબ માબાપનું દુઃખ ઓછું કરવામાં તેણે તે ખર્ચ્યા હતા. તેનું જીવનચરિત્ર લખનાર આ વિષે આ પ્રમાણે વર્ણન આપે છે. "તે જુવાન છાપનાર આનંદથી પોતાની કમાઈ ઘેર લઇ આવ્યો. તેના બાપનું ઘર ખાવાધાય એવું ઉજડ હતું. તેનો વૃદ્ધ બાપ ધુમાડિયા આગળ એકટોરે બેશી રહેતો હતો. પણ તે છોકરાનામાં એવી તેજી હતી કે તેથી આખું ઘર પ્રકાશ પામતું હતું. ગમે તેમ હો તોપણ, તે દહાડો તો તેમણે આનંદમાં કાઢ્યો. દીકરો પોતાની પહેલી કમાઇના પૈસા ગજવામાં નાખી ખાણું ખરીદવા ગયો. સારી સારી ચીજો તેણે ખરીદ કરી, અને તે જોઇને મારો બાપ ખુશી થશે એમ મનમાં મલકાતો ઘેર પાછો આવ્યો." પોતાની કમાઈથી ખરીદેલું ખાણું જોઇ જેરોલ્ડને જેટલો આનંદ થયો, તેટલો લક્ષાધિપતિને તેની અખુટ દોલતથી થયો નહીં હોય. જે મહેનતના ફળથી તેના બાપનો સુકાઇ

ગયેલો ચહેરો સતેજ થયો, તે મહેનત કરવામાં ટેક અને પોતાની પંડપર આધાર રાખવાનો ઉમદા ગુણ રહેલો છે, તેથી જ તેને આનંદ થયો હતો. ઉદ્યોગથી એવી પણ ઉમદા જુસ્સો આવે છે. "લેવા કરતાં આપવામાં વધારે સુખ રહેલું છે" એ દિવ્ય કહેવત પ્રમાણે ચાલવામાંજ ઉદ્યોગી માણસને ખરૂં સુખ લાગે છે.

---

## પ્રકરણ ૧૦ મું.

---

## વખત અને પૈસાનો બચાવ.

કહ્યું છે કે "વખત એ પૈસો છે." પૈસો કમાનારને તો બેશક વખત એ પૈસો છે. પોતાની જાતની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખનાર જુવાનને તો વખત એ પૈસા કરતાં પણ વધારે છે. તેનો તો વખત એ કેળવણી, લક્ષણ, અને ઉપયોગીપણું છે. વખતમાંથી પૈસા સંબંધીજ ફાયદા કાઢી લેવાના હોય તો ફ્રાન્કલીને કહ્યું છે તેમ વખત ગુમાવવો એ "મોટામાં મોટું ઉડાઉપણું" નથી.

પણ વખત ગુમાવવાથી, જે ચીજ પૈસાથી મળી શકે નહીં તે ગુમાવાય છે. વખત ગુમાવવાથી સાહસ અને સામર્થ્ય ગુમાવી નખાય અને એ બે વગર પૈસો મેળવી શકાય નહીં અને જાત સુધારો થઇ શકે નહીં. જુવાનીની બેવકુફીમાં વખત ગુમાવવો એ ખરેખર ફતેહ મેળવવાનો સંભવ ખોઇ બેસવા બરાબર છે. આથી કરીને વખતનો બચાવ કરવો એ આપણી ફરજ છે અને તેમ કરવાની આપણે ટેવ રાખવી જોઇએ; કારણ કે અમે આગળ જણાવી ગયા છીએ તેમ ફુરસદના વખતનો ખરા દીલથી ઉપયોગ કરવાથી

ઘણા જણને મળી છે તેમ, કળા, શાસ્ત્ર, સાહિત્ય અને વેપારમાં શ્રેષ્ઠતા મેળવી શકાય છે.

દરેક જુવાન માણસને ફુરસદનો વખત મળશે; પણ આળસનો વખત કોઇને હોવો ન જોઇએ. ફુરસદના વખતને "વખતની સોનેરી રેતી" કહી છે. પોતાની દુકાનમાં ઉડતી સોનાની ધૂળને બચાવવા સોનીઓ ઘણી જાતના ઉપાય વાપરે છે. આ પ્રમાણે ડહાપણ વાપરી બચાવ કરવાથી દર વર્ષે સેંકડો રૂપિયા તેઓ બચાવે છે. ફુરસદનો વખત બચાવો અને તેનો સારો ઉપયોગ કરો તો આખરે તમારૂં જ્ઞાન ઘણું વધશે. ઘણા જણને આ વાત અંજાયબ જેવી લાગશે પણ તે ખરી છે કે આગળના વખતના ઘણાખરા ગ્રંથકારો અને વિદ્વાનો એકાદ ધંધો શીખ્યા હતા. પોતાના ધંધાઓથી મળતા ફુરસદના વખતનો ગમ્મત તરીકે વિદ્યા મેળવવામાં ઉપયોગ કરવાથી તે વિદ્વાન થયા હતા. બેકનને લૉર્ડ ચાન્સેલર બનાવવામાં આવ્યો ત્યારે તે ઘણો ઉદ્યોગી વકીલ હતો. તેને માથે એ જગોનું ભારે કામ હતું તોપણ ન્યાય, સાહિત્ય અને નીતિમિમાંસાના વિષયોપર પુસ્તકો લખી પ્રખ્યાતિ મેળવવાનો અવકાશ તે મેળવી શક્યો હતો. રોબર્ટ બર્ન્સ ખેડુત હતો અને તેની મહેનતથી તેનું પેટિયું પણ પૂરૂં થતું નહોતું; એમ છતાં દુનિયાને તેણે બતાવી આપ્યું કે જમીન ખેડવાની મહેનત કરવા છતાં પણ તે ઉંચી પ્રતનો કવિ હતો. મિલ્ટન યુવાવસ્થામાં શિક્ષકનો ધંધો કરતો હતો. આગળ જતાં તે કૉમનવેલ્થનો સેક્રેટરી થયો હતો અને ત્યારબાદ લૉર્ડ પ્રોટેક્ટરનો સેક્રેટરી થયો હતો, પણ શિક્ષક હતો તે વખતના જેટલો તેને અવકાશ મળતો નહોતો. વિદ્યા પાછળ ગાળવાને તેને ઘણોજ થોડો વખત મળતો, તોપણ

તેણે આખી દુનિયાપર અસર કરે એવું કામ કરેલું છે. કવિ રોજર્સ અને ગ્રીસનો ઇતિહાસ લખનાર ગ્રોટ સરાફીનો ધંધો કરતા. કેટલાક ફ્રેન્ચ રાજપુરૂષોનો ઘણોખરો વખત સરકારી કામકાજમાં જતો હતો તોપણ તે સાહિત્યમાં નામ કાઢી ગયા છે. ડીટોકવેવિલ, થાયર્સ, ગીઝો, અને લેમ્બરટીનના સંબંધમાં અમે આ પ્રમાણે કહીએ છીએ. રેલે સિપાઇ, ખલાસી, અને શોધ કરનાર એ પ્રમાણે વારાફરતી થયો હતો. ગેલીલિયો વૈદ્ય હતો અને શિલર શસ્ત્રવૈદ્ય હતો. આમાંના કોઇને વિદ્યા પાછળ ગાળવાને મનમાનતો વખત નહોતો. તેમની મોટાઇનો પાયો નંખાયો ત્યાંસુધી તો કામમાંથી મળતી જુજજાજ ફુરસદની વેળા તે વિદ્યા પાછળ ગાળી શકતા.

આ પુસ્તકમાં બીજા પ્રખ્યાત માણસોનાં દૃષ્ટાન્ત આપેલાં છે તેમને પણ એજ પ્રમાણે થયું હતું. આપણે જોયું છે કે ડૉક્ટર ફ્રાન્કિલન છાપનાર તરીકે કામ કરતો, અને દિવસનું કામ કરી રહ્યા પછી જે વખત તેને મળતો તે અને જમવાના વખતમાંથી જે વખત તે કાઢતો તે શિવાય વાંચન અથવા અભ્યાસને માટે તેને બીજો કંઇ વખત મળતો નહીં. તેણે કહ્યું છે કે "ફુરસદ એ કંઇ ઉપયોગી કામ કરવાનો વખત છે. આવી ફુરસદ ઉદ્યોગી માણસને મળશે પણ આળસુને કદી મળશે નહીં, કારણ કે ફુરસદવાળાની જીંદગી અને આળસુની જીંદગી જુદા જુદા પ્રકારની હોય છે." સીસેરોની પેઠે તે એમ કહી શકે કે "મારા ફુરસદના વખતને માટે પણ કંઇ કામ હોય છે." સીસેરોની આસપાસના ઘણા જણ રમત ગમતમાં એટલોબધો વખત ગુમાવતા કે તે વખતનો સારો ઉપયોગ તેઓએ કર્યો હોત તો તેઓ ઘણા વિદ્વાન અને લાગવગવાળા થઇ શકત. તેણે કહ્યું છે કે "જે વખત બીજા લોકો રમતગમત, મોજમઝા,

ચેનબાજી અને પોતાના તનમનને વિશ્રાન્તિ આપવામાં કાઢે છે તે હું અભ્યાસ અને ફિલસુફી પાછળ કાઢું છું." આમણે જોયું છે કે ડેવીએ ઘરના કાતરીઆમાં પ્રયોગશાળા કેવી રીતે સ્થાપન કરી હતી. પોતાનું દિવસનું કામ પૂરૂં થયા પછી તે શાસ્ત્રીય બાબતોની શોધ કરતો અને આ પ્રમાણે કરેલી શરૂઆત પોતાની આખી જીંદગી તેણે ચાલુ રાખી હતી; કોબેટ સિપાઈગીરી કરતો હતો ત્યારે પોતાના પેરાની પથારીને છેડે બેશી વ્યાકરણ શીખ્યો હતો; વિલસન સાંજનો વખત પુસ્તકો વાંચવામાં ગાળતો અને શાગિર્દી કરતો હતો ત્યારે એક હજાર પુસ્તક વાંચી ગયો હતો; અને લીંકન, આર્કરાઈટ, ફ્રેંકલિન, ટોડ, ડોલેન્ટ, મેન્ગ અને સ્ટીફન્સ પોતાની ફુરસદ કલાકોનો ઉપયોગ કરી આગળ વધ્યા હતા, આર્ન્ટ્રેંગને ઘેર શિયાળાની સાંજે અભ્યાસ કરી અંકગણિત શીખ્યો હતો, સાલેમમાં દુકાન પર નોકરી કરતો ત્યારે છૂટીછવાઈ મિનટો મળતી તેનો ઉપયોગ કરી વ્યાકરણ શીખ્યો હતો અને માપણીનો ધંધો કરતો હતો ત્યારે કાયદા શીખી ગયો હતો.

એમોસ લૉરેન્સની રોજનીશીમાં નીચેનો ખુલાસો આપેલો છે. "હું આ શહેરમાં પહેલવહેલો આવ્યો ત્યારે એક વિધવા બાઈને ઘેર રહેવાની ગોઠવણ કરી હતી. એ બાઈ પોતાનું ગુજરાન ચલાવવા, પોતાના ઘરમાં પૈસા લઈ મેમાન રાખતી હતી. હું તેનો પહેલો મેમાન હતો અને તેને ત્યાં રહેવા ગયો તે પહેલાં બે માસથી શહેરમાં આવ્યો હતો. હું તેને ઘેર રહ્યો તે દરમ્યાન હું જેવા નિયમ રાખવા કહું તેવા રાખવાને તે ઇચ્છા બતાવતી હતી. મેં એકજ નિયમ કર્યો હતો અને તે એ હતો કે વાળુ કર્યા પછી કચેરીમાં જે મેમાનો રહે તેમણે નિદાન એક કલાક છાનામાના બેસી રહેવું કે જેથી જેમનો વાંચવા કે અભ્યાસ કરવાનો વિચાર હોય તેઓ વગર હરકતે તેમ કરી શકે, પરિણામ એ થયું કે શહેરના સૌથી

શાન્તમાં શાન્ત અને સુધરવાને ઇચ્છા રાખનાર જુવાનો હોય તેજ અમારા મુકામમાં આવવા લાગ્યા. ઉપર જણાવેલા નિયમ પ્રમાણે ચાલવાને જે થોડા જણ રાજી નહોતા તે ચ્હા પીધા પછી ઘરબહાર નિકળી પડતા; તેઓ કોઇ કોઇવાર નાટક જેવા જતા અને કોઇ કોઇ વાર બીજી જગોએ જતા પણ તે બધા આગળ જતાં દેવાળીઆ નિકળ્યા અને તેમની પ્રતિષ્ઠામાં મીઠું પડ્યું. એથી ઉલટ બીજા વર્ગના મોટા ભાગે ઘણી આબરૂ કાઢી અને તેમાંના જે હાલ હયાત છે તે પ્રતિષ્ઠિત છે અને મોટા હોદ્દા ભોગવે છે. આ નાના-સરખા નિયમની અસર કદાચ ઘણા જમાના સુધી ચાલશે; બીજાઓને તેથી જે ફાયદો થાય છે તેથી મને ઓછો થયો નથી."

ડગ્લસ જેરોલ્ડ કામ શીખવાને શાગિર્દ તરીકે રહ્યો હતો ત્યારે તે મળસકે ઉઠી લાટિન ભાષાના વ્યાકરણનો અભ્યાસ કરતો અને છાપખાનામાં કામપર જવાનો વખત થાય તે પહેલાં દરરોજ એક બે કલાક શેકસપિયર અને બીજાં ગ્રંથ વાંચતો. દિવસે કામ કરી આવી રાત્રે અભ્યાસ પાછળ એક બે કલાક વધારે તે ગાળતો. આ પ્રમાણે તે શાળામાં ભણવા જનાર વિદ્યાર્થીમાંથી સેંકડે પોણોસો કરે છે તેના કરતાં એક અઠવાડિયામાં વધારે વિદ્યાભ્યાસ કરતો. સત્તર વર્ષની ઉમ્મરે તેણે શેકસપિયરનો પૂરો અભ્યાસ કર્યો હતો. જો કોઇ શેકસપિયરની એક કડી બોલતું તો તે તરતજ બીજી મોઢેથી બોલી જતો. તે ઘણીવાર કહેતો કે જુવાન માણસો પોતાની ફુરસદનો વખત પુસ્તકો વાંચવામાં અને વિશેષે કરીને "શેકસપિયર અને બાઇબલ" વાંચવામાં ગાળતા નથી એ મોટી ભૂલ છે.

ગિડિયન લી પોતાનું મગજ સુધારવાને પોતાની વિશ્રાન્તિનો ઘણો વખત વાપરતો. તેના બાળપણના દુઃખથી તેને ઘણી લાગણી

થઇ હતી અને બાળપણમાં કેળવણી મળેલી નહીં તેની ખોટ જેટલી બને તેટલી પૂરી કરવાને તેણે નિશ્ચય કીધો હતો. તેણે કેટલાંક ઉપ. યોગી પુસ્તક ખરીદ કરી એક નાનું પુસ્તક તૈયાર કર્યું હતુ અને પોતાના કામકાજમાંથી જે વખત તે બચાવી શકતો તે આ પુસ્ત. કાલયમાં પુસ્તકો વાંચવામાં ગાળતો. એક વખત અતિશય ઉદ્યોગને લીધે તેની તંદુરસ્તી એટલી બધી લથડી ગઇ હતી કે તેના વૈદ્યે તેને હુકમ કર્યો કે એક વર્ષ સુધી તમારે કોઈપણ પુસ્તક વાંચવું નહીં. વાંચવાનું લલચાવે એવું પોતાની પાસે રહે નહીં તેટલા માટે મી. લીએ માત્ર બાઈબલ રાખીને પોતાના પુસ્તકનાં બીજાં તમામ પુસ્તક હરાજ કરી દેવાને મોકલાવ્યાં. એક વર્ષ સુધી બાઈબલ શિ. વાય બીજું કંઇ તેણે વાંચ્યું નહીં. તેની તંદુરસ્તી સુધર્યા પછી તેણે ફરીથી પુસ્તકાલય તૈયાર કર્યું અને તેના કામકાજમાંથી મળતો ફુર. સદનો વખત કામે લગાડી તેણે એટલી વિદ્વત્તા મેળવી કે તેના જે. ટલાં પુસ્તક વાંચ્યાં હોય અને તેના જેવો વિદ્વાન્ હોય એવો બીજો કોઇ ધંધાદારી થયો નથી.

બોસ્ટનના પિટર્સ બ્રુકસ વિષે અમે બોલી ગયા છીએ. તે એ શહેરના મોટા વેપારીમાંનો એક હતો, અને ખૂબ પૈસા મેળવી વાન. પ્રસ્થ થયા પછી અમેરિકામાં પહેલવહેલી સ્થાપન થયેલી વીમા કંપ. નીનો પ્રમુખ થયો હતો. ઇંગ્ડિયન લીની પેઠે તે પણ પોતાની ફુરસદનો વખત પુસ્તકો વાંચવામાં ગાળતો. એડવર્ડ એવરેટે તેના વિષે કહ્યું છે કે "પોતાના ધંધા તરીકે જેણે વિદ્યા હાથમાં લીધી ન હોય એવા પુરૂષોમાંના કોઇએ આપણી ભાષાના પ્રમાણ ગ્રંથો અને સાહિત્યનાં પુસ્તક તેના જેટલાં વાંચ્યાં નથી." તેના નાના પુસ્તકાલ. યમાં મુખ્ય મુખ્ય અંગ્રેજી ગ્રંથકારોનાં પુસ્તકો હતાં અને તે પોતાની

જીંદગીમાં કાળજીપૂર્વક વાંચી ગયો હતો. સારાં સારાં માસિક અને ઉપયોગી નવા ગ્રંથો પણ તેના ટેબલપર આવી પડતા અને તે પણ વારાફરતી તે વાંચતો. કોઇ એવું નવિન પુસ્તક નહોતું અથવા વર્ત્તમાનપત્રોમાં ચર્ચાતો કોઇ એવો વિષય નહોતો કે જેના સંબંધી તે બારીક નજર અને બુદ્ધિ બતાવી વાતચીત ન કરી શકે. દરરોજ થોડા થોડા કલાક પદ્ધતિસર અને એક સરખીરીતે ઉદ્યોગ કરવાથી કેટલું બધું કામ થઇ શકે અને વધારે મહેનતના કામમાંથી વિશ્રાન્તિ શી રીતે મેળવી શકાય એ વિષે આ દૃષ્ટાંત પરથી સારો બોધ મળે છે.

રાબર્ટ બ્લુમફીલ્ડનું જીવનચરિત્ર લખનાર કહે છે કે "જ્યારે તે મોચીનો ધંધો શીખતો અને પાછળથી એજ ધંધામાં દાહિયા તરીકે મજુરી કરતો ત્યારે તેણે વિદ્યા પ્રાપ્ત કરી હતી." મોટપણમાં તેની પ્રખ્યાતિ અને વિદ્વત્તા સાથે તેના બાળપણનો મુકાબલો કરતાં એક લેખકે કહ્યું છે કે "મેં તેને જોયો હતો, તે મને હજી યાદ છે; તે બાર વર્ષનો હતો અને છોકરાં બાર વર્ષની ઉમ્મરે સાધારણ રીતે હોય છે તેથી તે કંઇ મોટો નહોતો. જ્યારે લંડનની વીશામાં હું તેને તથા તેની માને મળ્યો ત્યારે ઘેટાં, ડુક્કર વગેરે ચારવાનો પોષાક તેણે પહેરેલો હતો અને તે આમતેમ ઠમકા કરતો ફરતો હતો. તેના જોડાની એડીમાં રાડાં ભરાયલાં હતાં. આસપાસ જોતો જોતો તે ફરતો હતો એવામાં તેનો પગ લપસી ગયો. સપાટ ફરસબંદીપર ચાલવાની તેને ટેવ નહોતી. તેને સરકી જતો જોએલો હજી અને યાદ છે. તે કેવો નાનો હતો ! તે વખતે મને લાગ્યું નહોતું કે આ બાપવગરનો ઠિંગુજી દેશમાં મોટા મોટા વિદ્વાન, પ્રતિષ્ઠિત, ડાહ્યા અને સારા માણસોમાં જાણીતો થશે. અને તેને બધા માન આપશે."

તોપણ આખરે તેમજ થયું. તે થવાનું એકજ કારણ હતું અને તે એકે પોતાની ફુરસદના વખતનો ઉદ્યોગથી સારો ઉપયોગ કરતો.

જ્યુલિયસ સીઝર મોટો સેનાપતિ હતો એટલુંજ નહીં પણ વખતનો ઘણો બચાવ કરનાર અને ઘણું કામ કરનાર પણ હતો. લશ્કરી અને રાજકીય કામ કરવા ઉપરાંત "કૉમેન્ટરીઝ" નામનું પ્રખ્યાત પુસ્તક લખવાનો અવકાશ પણ તેને મળ્યો હતો ઇતિહાસ, ખગોળ અને પરચુરણ વિષયોપર પણ તેણે ઘણું લખ્યું છે એવું કહેવાય છે કે એલેકઝેન્ડ્રિયા ઉપસાગરમાં તેનું વહાણ એક વખત સળગી ઉઠયું હતું તેથી પાણીમાં કૂદી પડી કિનારા સુધી તરતા જવાની તેને ફરજ પડી હતી. વહાણપર પોતાની ફુરસદની વેળા તેણે 'કૉમેન્ટરીઝ' લખવામાં ગાળી હતી અને સળગેલું વહાણ છોડી તે ચાલ્યો ત્યારે તે પુસ્તક પોતાની સાથે લઇ સહીસલામત કિનારે લાવ્યો. સીઝરે કેટલું બધું કામ કર્યું છે અને મોટાં મોટાં કામ કરવામાં ફુરસદની પળો કેટલી બધી કિંમતી છે એ વિશે સીઝરના જીવનચરિત્રમાંથી ઉપયોગી બોધ મળે છે. તેનો અભ્યાસ કરવાથી ખાત્રી થશે કે અમે દૃષ્ટાન્ત તરીકે લીધેલા ઘણા લેખકોએ કહ્યું છે તેમ માણસ માણસોમાં બુદ્ધનો મોટો તફાવત પડતો નથી પણ ફેરવત અજીત્ય સંકલ્પશક્તિનો પડે છે.

એલીહુ બરિટ વિષે અમે બોલી ગયા છીએ મસાચ્યુસેટ્સમાં આવેલા વુસ્ટર ગામનો એક મિત્ર તેના સંબંધી વિશેષ હકીકત જાણવાને ઇચ્છતો હતો, તેને તેણે લખેલો એક પત્ર સને ૧૮૩૮ માં ગવર્નર એવરેટે ટોન્ટન ગામમાં શાળાના વિદ્યાર્થીઓના મેળાવડામાં વાંચી બતાવ્યો હતો. ફુરસદના વખતનો કાળજી રાખી સારો ઉપયોગ કરવાથી કેટલું બધું થઇ શકે એ બતાવવાને તેણે એ પત્ર વાંચ્યો

હતો. એ પત્ર એટલો બધો રમુજી અને બોધક છે કે અમે અત્રે તે આખો ઉતારીએ છીએઃ—

"હું ઘણા ભાઇઓમાં સૌથી નાનો હતો અને મારાં માબાપ ગરીબ હતાં. તે પ્રગણાની શાળા કરતાં વધારે આગળ જઇ હું કેળવણી લઇ શકું એવું અમારૂં ગજું નહોતું; વળી મને પંદર વર્ષની નાની ઉમ્મરનો મૂકી મારા પિતા ગુજરી ગયા તેથી પહેલાં મને જે થોડા ફાયદા અને સાધનો હતાં તે પણ જતાં રહ્યાં. મારા પિતા ગુજરી ગયા પછી થોડા માસમાં અમારા ગામના એક લુહારને ત્યાં હું કામ શીખવા રહ્યો. પુસ્તકાલયમાં જવાથી મને પુસ્તકો વાંચવાનો શોખ લાગ્યો હતો અને તેમાંનાં ઇતિહાસ સંબંધીનાં બધાં પુસ્તક હું વાંચી ગયો હતો. હું લુહારનું કામ શીખવા ગયો ત્યારે આ વાંચનશોખ ઘણી વૃદ્ધિ પામ્યો હતો. જે મુદતને માટે મેં બાંધણી કરી હતી તેમાંથી અડધ કરતાં સહેજ વધારે પૂરી થઇ ત્યારે મને એકાએક એવો વિચાર સુઝી આવ્યો કે લાટિન ભાષાનો અભ્યાસ કરવો. મારા એક મોટા ભાઇને જાત પ્રયત્નથી કૉલેજની કેળવણીનો લાભ મળ્યો હતો. એ ભાઇની મદદને લીધે એક વર્ષના શિયાળાનો સાંજનો વખત અભ્યાસ કરી મેં વર્જીલ પૂરો કર્યો. થોડા વખત પછી મેં સીસેરોના ગ્રંથ વાંચવા માંડયા અને બીજા થોડા ગ્રંથ વાંચ્યા પછી ગ્રીક ભાષાનો અભ્યાસ શરૂ કર્યો. આ વખતે મારે આખો દિવસ અને સાંજનો કેટલોક ભાગ શાગિર્દતરીકેની મારી ફરજો બજાવવામાં ગાળવો પડતો. એમ છતાં ગ્રીક ભાષાનું વ્યાકરણ હું મારી ટોપીમાં ઘાલી જતો, અને લોઢાનો એકાદ મોટો કડકો ઉનો કરતાં થોડી મિનીટો મળતી ત્યારે મારી ભઠ્ઠીના ધૂમાડિયા સામે મારૂં પુસ્તક ગોઠવી બીજા શાગિર્દો દેખે નહીં એવી રીતે હું વાંચતો અને મારે

કહેતાં શરમાવું પડે છે કે ભઠ્ઠીમાં મૂકેલું લોઢું તપાસવાનું પણ કોઇ કોઇ વાર ભૂલી જતો. સાંજે હું કંઇ મદદ વગર એકલો હોમર કૃત ઇલિયડ લઇને બેસતો. બીજા વર્ષના શિયાળામાં એ પુસ્તકનાં વીસ પ્રકરણ હું ભણી ગયો. પછી મેં આધુનિક ભાષાઓનો અભ્યાસ કરવા માંડયો અને મને લાટીન ભાષા આવડતી હતી તેથી યૂરોપની ઘણીખરી ભાષાઓ શીખવાની કુંચી મારા હાથમાં આવી છે એમ જોઇ મને ઘણી ખુશી પેદા થઇ. આથી કરીને વળી યૂરોપ દેશની જુદી જુદી ભાષાઓનો પરસ્પર સંબંધ, મૂળ અને ઉત્પત્તિ જાણવાની મને ઇચ્છા થઇ. દિવસે ખૂબ મહેનત કર્યા પછી થોડા કલાક મળતા તેટલામાંજ આ અભ્યાસ કરવો પડવાની મને સંતોષ થયો નહીં. તેથી કરીને લુહારનું કામ મૂકી દઇ હું ન્યુહેવન ગયો અને ત્યાંના દેશી શિક્ષકો પાસે ફ્રેંચ, સ્પેનિશ, જર્મન અને ઇટાલિયન ભાષામાં અભ્યાસ કરવા લાગ્યો. એ વર્ષ પછી પાછો હું લુહારનું કામ કરવા પાછો આવ્યો અને એ ભાષાનાં જે જે પુસ્તકો મળ્યાં તે લેતો આવ્યો. આ પુસ્તકો પૂરાં વાંચી રહ્યા પછી મારા મનમાં એક નવોજ વિચાર સુઝયો અને મેં હિબ્રુ ભાષાનો અભ્યાસ કરવા માંડયો. ખૂબ મહેનત કરી થોડાં અઠવાડિયામાં હું આ ભાષા એવી ઝડપથી વાંચતાં શીખી ગયો કે દરરોજ સવારે નાસ્તો લેતા પહેલાં હિબ્રુ બાઇબલનાં બે પ્રકરણ વાંચી જવાનો મેં ઠરાવ કર્યો. આ અને બપોરે એક કલાક મળતો તેટલોજ વખત મારી મરજી પ્રમાણે હું દિવસે ગાળી શકતો "

" આ ભાષાનું જ્ઞાન થયા પછી પૂર્વ તરફના દેશોનું સાહિત્ય જાણવાનાં સાધન હું શોધવા લાગ્યો. યોગ્ય પુસ્તકો નહીં હોવાથી આ બાબતમાં હું ઘણો વધારો કરી શકયો નહીં તેથી ઘણો દિલગીર

થયો. આ હરકત દૂર કરવાના ઉપાય યોજવાની મેં તરતજ તૈયારી કરી. ઘણી યોજનાઓ કર્યા પછી આખરે મેં એવો ઠરાવ કર્યો કે યૂરોપ જતા કોઇ વહાણમાં ખલાસીની જગો લેવી. મેં એમ ધાર્યું કે એમ કરવાથી મારી ધારણા પાર પડે એવાં આધુનિક અને પૂર્વ તરફની ભાષાઓનાં પુસ્તક જુદાં જુદાં બંદરથી એકઠાં કરવાની તક મળશે. આ યોજના પાર પાડવાને હું ભઠ્ઠી અને મારો સ્વદેશ છોડી ચાલ્યો. યુરોપ કોઇ વહાણ જતું હોય તો તે જોવાને સો માઇલ કરતાં વધારે દૂર આવેલા બોસ્ટન શહેરમાં હું પગે ચાલતો ગયો. આમાં હું નાસીપાસ થયો. હવે શું કરવું એ વિષે હું વિચાર કરતો હતો એવામાં દૈવયોગે વુર્સ્ટરની અમેરિકન એન્ટીકવેરીયન સોસાઇટી વિષે મેં વાત સાંભળી. હું તરતજ તે ગામ જવા નિકળ્યો; અમેરિકન એન્ટીકવેરીયન સોસાઇટીના મકાનમાં હું ગયો અને પ્રાચીન, અર્વાચીન તથા પૂર્વ તરફની ભાષાઓનાં પુસ્તકનો સંગ્રહ એક ઠેકાણે હોવાનું મારા સ્વપ્નામાંએ નહોતું તેવો મોટો સંગ્રહ ત્યાં જોઇ મને પૂર્ણ આનંદ થયો. આવાં કિમતી અને મળી શકે નહીં એવાં પુસ્તક જોવાની મેં ઇચ્છા બતાવી કે તરતજ એ ઉમદા પુસ્તકાલયનો જોઇએ તેવો ઉપયોગ કરવાની મને પરવાનગી આપવામાં આવી, ત્યારે મારા મનમાં ઉપકારની કેવી લાગણી થઇ હશે, તેનો ખ્યાલ કરવાનું, સાહેબ, તમનેજ સોંપું છું. વ્યવસ્થાપકોની મહેરબાનીનો લાભ લઇ હું આ પુસ્તકાલયમાં દરરોજ ત્રણ કલાક ગાળું છું. આ ત્રણ કલાક અને એક કલાક બપોરે, તથા ત્રણ કલાક સાંજે, એ પ્રમાણે સાત કલાક હું વિદ્યાભ્યાસમાં ગાળું છું, અને બાકીનો દિવસ હાથની સખત મહેનત કરવામાં ગાળું છું. આ પુસ્તકાલયની સવડને લીધે પ્રાચીન, અર્વાચીન, અને પૂર્વ તરફના દેશોની ભાષાઓના મારા પ્રથમના

જ્ઞાનમાં હું એટલો બધો વધારો કરી શક્યો છું કે થોડી અથવા વધતી સરળતાથી હું પચાસ ભાષાઓ વાંચી શકું છું.

આ માણસ આટલું બધું કરી શક્યો. તેપરથી અભ્યાસ કરવાનો અમને વખત નથી એવા ફરિયાદ કરનાર જુવાનોએ શરમવું જોઇએ. કદાચ જરા ઠાવકાશ રાખીને તેઓ પૂછશે કે "શું ત્યારે અમારે ગમ્મતને માટે કંઇ વખત ન જોઇએ? અમારે વિશ્રાન્તિ ન હોવી જોઇએ?" ખરેખર, હોવી જોઇએ. વિશ્રાન્તિ તો અવશ્યની છે. શરીર કે મગજને વિશ્રાન્તિ આપ્યા વગર લાંબો વખત ખૂબ કામ કરાવવામાં આવે તો કાયમનું નુકસાન થયા વગર રહે નહીં: પણ જેને જુવાન માણસો 'ગમ્મત' કહે છે તેના વગર તમારે ચાલે. વિશ્રાન્તિ માટે તમારે બિલિયર્ડ રમવા, નાચવા, અથવા ક્લબમાં જવાની જરૂર નથી. તેના જેવાજ ફાયદાવાળા અને તેનાથી ઓછાં જોખમવાળા રસ્તા મનને વિશ્રાન્તિ આપવાના છે. બરિટ અને બીજાઓને વિષે અમે બોલી ગયા છીએ તેમને એક કામ મૂકી બીજું કરવાથી વિશ્રાન્તિ મળતી. ભઠ્ઠી છોડીને પુસ્તકાલયમાં જવું, અને હથોડો મૂકી પુસ્તક હાથમાં લેવું એ વિશ્રાન્તિ છે. ખેતરમાં અથવા બાગમાં એક બે કલાક કામ કરવું અથવા વનસ્પતિશાસ્ત્ર અગર ભૂસ્તરશાસ્ત્રની શોધ કરતાં ખેતરોમાં થોડા કલાક ફરવું, એ વિશ્રાન્તિ છે. અમારો મત એવો છે કે બિલિયર્ડ અથવા બીજી રમત રમવા કરતાં, નાચવાની ગમ્મત કરવા કરતાં અથવા ઉન્હાળામાં હવા ખાવાની જગોએ જવા કરતાં દરરોજ એક બે કલાક જમીન ખેડવાથી, લાકડાં વહેરવાથી, અથવા ડુંગરા અને કોતરામાં ફરી અવલોકન કરી કુદરતનો અભ્યાસ કરવાથી જુવાન માણસને વધારે વિશ્રાન્તિ મળે છે. ગમ્મત અને વિશ્રાન્તિ એ બે વચ્ચેનો તફાવત

જુવાન માણસ બરાબર સમજતા નથી. એ બન્ને જુદાં છે. વિશ્રાન્તિમાં ગમ્મત હોવી જોઇએ એમ કંઇ અવશ્યનું નથી. એ બન્ને વચ્ચેનો ભેદ ન સમજાયાથી ગમ્મતો અને ખેલોમાં ઘણો અમૂલ્ય વખત ગુમાવી દેવામાં આવે છે. જે વખત હજારો જુવાનિયા જોખમ ભરેલી અને સંદિગ્ધ પરિણામવાળી રમતોમાં ગુમાવે છે તેટલોજ વખત અભ્યાસ પાછળ ગાળવાથી વિદ્યા, શાસ્ત્ર અને સાહિત્યમાં ખ્યાતિ મેળવી શકાય. જે વખત ઘણા જણ નાટક કલબ ને બિલિયર્ડ પાછળ ગુમાવે છે તે વખતને લીધેજ હ્યુમિલર, બરિટ, વિલ્સન અને બીજા ઘણા જણા પ્રખ્યાત થયા છે. જે સેંકડો જુવાનિયા એવી ફરિયાદ કરે છે કે અમારે વાંચવાનો અને મગજને કેળવવાનો પૂરતો વખત મળતો નથી, તે જુવાનિયા ઉપર બતાવેલી રીતે વખત ગુમાવે છે. વખતને 'મારી' નાખવો એ એક જાતનું ખુન છે અને તેને માટે પ્રાયશ્ચિત્ત થઇ શકતું નથી. પાડા અથવા બકરાંનો ભોગ આપવાથી તેનું પાપ દૂર થતું નથી. તેનું પાપ આત્માપર લોઢાની કલમથી લખાય છે અને તેનો ડાઘ હમેશ રહે છે.

આ વિષયનું એક જાણવાજોગ દૃષ્ટાન્ત મસાચ્યુસેટના ન્યુબરીપોર્ટ ગામના થોમસ ડાઉસ પરથી મળે છે. કોઇ કારણથી તે દૃષ્ટાંત લોકોને ઘણીવાર જણાવવામાં આવ્યું નથી. તે ચામડિયો હતો અને એ ધંધો પોતાના મરણ પર્યન્ત તેણે કર્યો હતો, પણ કામ બહારને વખતે વાંચવાનો અને અભ્યાસ કરવાનો તથા વિદ્વાનોનો સોબતી થવાનો તેને વખત મળતો હતો. પોતાના પૈસા કરકસરથી ખર્ચવાને લીધે તે ઇતિહાસ, જીવનચરિત્ર, મુસાફરી, સાહિત્ય, શાસ્ત્ર અને કળાના ગ્રંથો એક પછી એક તે ખરીદ કરી શકતો અને પોતાનો વખત બચાવવાથી જે પુસ્તક ખરીદ્યું હોય તે વાંચી શકતો.

એડવર્ડ એવરેટ તેનો એક ખાસ મિત્ર હતો. બોસ્ટનમાં આવેલા એક જાહેર વ્યાખ્યાનમાં તેના પુસ્તકાલય વિષે તેણે કહ્યું હતું કે "તેની પાસે અંગ્રેજી પુસ્તકોનો સારો સંગ્રહ છે. એવડા કદનો એવો બીજો સારો સંગ્રહ મેં જોયો નથી. મોટા વિદ્વાનને પણ શોભા આપે એવી સારી વિવેકબુદ્ધિ વાપરી પુસ્તક પસંદ કરવામાં આવ્યાં છે, અને તેણે જાતે વિલાયતથી મંગાવ્યા છે. પુસ્તકો હોવા કરતાં વધારે અગત્યની વાત એ છે કે પોતાની ફુરસદનો વખત વાંચવામાં ગાળીને તે બધાં પુસ્તક ભણી ગયો છે. એમાં કેટલાંક પુસ્તક કિમતી અને સુંદર નકસીવાળાં છે. તેના પુસ્તકાલયની સાથે તેની પાસે એક ઘણો રમુજી ચિત્રોનો સંગ્રહ છે. તે પાણી અને ગુંદરમાં ઓગાળેલા રંગથી ચિત્રેલાં છે, અને એક અકસ્માતથી તેના કબજામાં આવેલાં છે. કેટલાંક કિમતી ચિત્રો તેણે પોતે પણ ખરીદેલાં છે. આ બધું મળીને જ્ઞાન અને રસજ્ઞતાનો એક સરસ ભંડાર થયો છે. અને દેશમાં બીજે કોઇ ઠેકાણે તેના જેવું હશે તોપણ તેનાથી ચઢિયાતું તો છેજ નહીં." ફુરસદના વખતનો સારો ઉપયોગ કરવાથી આ બધું બની શકયું હતું. મી. ડાઉસ મરી ગયો ત્યારે પોતાનું કિમતી પુસ્તકાલય હારવર્ડ કૉલેજને બક્ષીસ તરીકે આપતો ગયો હતો. એ કૉલેજના સેંકડો ગ્રેજ્યુએટોનું આખી જીંદગીથી ભલું થયું હશે તેના કરતાં વધારે ડાઉસનું ફુરસદની વેળાથી થયું છે.

ચાર્લ્સ જી. ફ્રોસ્ટએ આપણા વખતનું એક જાણવા જોગ દૃષ્ટાન્ત છે. પાકી વયે તેનું મરણ થોડાજ વખતપર તેના વતન વરમૉન્ટમાં થયું હતું. તે મોચી હતો, અને જોડા બનાવવાનું શીખવવાને ચૌદ વર્ષની ઉમ્મરે શાગિર્દ રહ્યો હતો તે વખતે તેણે નિશ્ચય કર્યો હતો કે દરરોજ એક કલાક વાંચન અને અભ્યાસમાં ગાળવો.

એકત્રીસ વર્ષ પછી તે પીસ્તાળીસ વર્ષનો થયો ત્યારે તેને વિષે એવું કહેવાયું હતું કે "ગણિતશાસ્ત્રમાં તેણે એટલી બધી પ્રવિણતા મેળવી છે કે તેને કશામાં ગુંચવણ પડે તો તેને મદદ કરી શકે એવા અમેરિકામાં દસ ગણિતશાસ્ત્રીઓ પણ મળે કે નહીં એ શકભરેલું છે"

તે વખતે ફ્રોસ્ટે પોતે પોતાના વિષે કહ્યું હતું કે "મારા હાથમાં જે પુસ્તક પહેલ વહેલું આવ્યું તે હટનકૃત ગણિતશાસ્ત્ર હતું. તે એક ઘણી પ્રસિદ્ધિ પામેલું અંગ્રેજી પુસ્તક છે અને તેમાં ગણિતશાસ્ત્રનું પૂરૂં વિવેચન છે. મેં તે, એ વખતે, એટલે ચૌદ વર્ષની ઉમ્મરે શરૂ કર્યું. કોઇ શિક્ષકની મદદ વગર મેં તે ઓગણીસ વર્ષની ઉમ્મરે પૂરૂં કર્યું. પછી મેં યાંત્રિકશાસ્ત્ર, અને ગણિતશાસ્ત્ર સંબંધી ખગોળ જેવા વિષય કે જેમાં હું મારૂં ગણિતનું જ્ઞાન વાપરી શકું તે શરૂ કર્યા. હું ધારૂં છું કે હું એમ કહી શકું કે આ વિષયોપર બધા અંગ્રેજી અને અમેરિકન પ્રમાણ ગ્રંથોનો હું અભ્યાસ કરી ગયો છું. પછી મારૂં ધ્યાન પદાર્થ વિજ્ઞાન તરફ ગયું. એ વિષયનો મેં બારીક અવલોકનથી અભ્યાસ કર્યો અને ઘણે ઠેકાણેથી એ વિષયની માહિતી મેળવી. એ વિષયની સંપૂર્ણ હકીકતનાં પુસ્તકો થોડાં છે અને કિમતી છે; તોપણ મેં ભૂસ્તર, પક્ષિવિદ્યા, જીવડાંની વિદ્યા અને શંખવિદ્યાનું ઘણું જ્ઞાન મેળવ્યું છે."

વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ તેને બહુ ગમતો, દેશના સૌથી સારા વનસ્પતિશાસ્ત્રીમાંનો તે એક ગણાય છે, પોતાના સંસ્થાનમાં ઝાડ, છોડવા, પાલા, ફર્ન નામના બીની જગામાં થતા રોપા, લીલ અને કૂતરાની ટોપીની તેણે ઘણી તપાસ કરી હતી. યુનૈટેડસ્ટેટ્સમાં તેનો ફર્ન સંગ્રહ ત્રીજા નંબરનો હતો. વાયુચક્રશાસ્ત્રનો પણ તેણે અભ્યાસ કર્યો હતો. દરિયાનાં તોફાન, હવા અને આકાશમાં ફરતી વિચિત્ર

વસ્તુઓનો અભ્યાસ કરવામાં તેણે કેટલોક વખત ગાળ્યો હતો. કેટલીક બાબતોનો અભ્યાસ કરવાને લાટિન ભાષાનો અભ્યાસ કરવાની જરૂર છે, એમ તેને માલમ પડવાથી એ ભાષા તે શીખી ગયો અને ઝડપથી ઉકલી શકતો. ઇંગ્લાંડ અને અમેરિકાના સારા ગણાતા કવિઓની કવિતા તે વાંચી ગયો. તેમજ પોતાના અને બીજા દેશના ઇતિહાસ વાંચી ગયો. જે પુસ્તક તે વાંચતો તે તેના પુસ્તકાલયમાં વધતું. પુસ્તકાલય વિષે તેણે કહ્યું હતું કે "મારે ઘેર પુસ્તકાલય છે તેની મેં ત્રણ શાખાઓ પાડી છે—શાસ્ત્રીય, ધર્મ સંબંધી, અને સાહિત્યનાં પુસ્તકો; તેમાં આ દેશમાં છપાયલા પાંચસેં અથવા છસેં પ્રમાણ ગ્રંથો આવી જાય છે. આત્મસંયમ વેઠીને બચાવેલા પૈસાથી એ પુસ્તક વખતો વખત મેં ખરીદ કર્યાં છે."

એક કલાક અભ્યાસમાં ગાળવાના નિયમને બરોબર રીતે વળગી રહી પીસ્તાળીસ વર્ષની ઉમ્મરે તે આટલું બધું કરી શક્યો હતો. તેણે એક કલાક કરતાં વધારે વખત કોઇ દહાડો વંચવામાં ગાળ્યો નહોતો એમ અમે કહેવા માગતા નથી, પણ એમ કહેવા માગીએ છીએ કે એક કલાકથી ઓછો કદી ગાળ્યો નહોતો. ઘણા જણનો ખુરશીપર પડ્યા રહેવામાં અને બીડીઓ પીવામાં જેટલો વખત ગાળે છે તેટલાજ વખતનો સારો ઉપયોગ કરી પોતાના જ્ઞાનથી તેણે દુનિયાને આશ્ચર્ય પમાડયું.

વખતનો કરકસરથી ઉપયોગ કરવાનાં ઘણાં પ્રખ્યાત દૃષ્ટાંતો અમે આપ્યાં છે. એમાંનાં કેટલાંક દૃષ્ટાંતપરથી જણાય છે કે બધો વખત કામે લગાડવાથી બીજાને જેટલો ફાયદો છે તેથી વધારે તેમને પુરસદનો વખત કામે લગાડવાથી થયો છે. એક યૂરોપિયન દેવળના સંબંધમાં એવું કહેવાય છે કે તેના શિલ્પશાસ્ત્રી બારીના

રંગીત કાચ બેસાડવા આવ્યો ત્યારે તેને માલમ પડયું કે એક બારી ઓછી છે. આથી તે ઘણો નાસીપાસ થયો અને શું કરવું એ તેને સુઝયું નહીં. આખરે બારીઓ બનાવવાના કારખાનામાંના તેના એક શાગર્દ આવી પહોંચ્યો અને કહ્યું કે મને લાગે છે કે બીજી બારીઓ બનાવી ત્યારે નાખી દીધેલા કાચના કડકાની હું એવી બારી બનાવી શકીશ કે તે બીજી બારીઓ સાથે મળતી આવશે અને જોઇએ તેવો સારો દેખાવ થઈ શકશે. પછી તે કામે વળગ્યો, કાચના કકડા એકડા કર્યા, તેના તકા પાડયા અને આખરે તેમાંથી એવી બારી બનાવી કે તે સૌથી ખુબસુરત છે એમ સૌએ કબુલ કર્યું. આપણે જોયું છે કે એજ પ્રમાણે કેટલાક જણે પોતાના કામમાંથી વખતના નાના ટુકડા મેળવી તેનો સારો ઉપયોગ કરી ઘણી વિદ્વતા મેળવી છે અને લોકમાં નામ કાઢી પ્રસિદ્ધિ મેળવી છે.

આ બધા વિચારને આ સત્ય વાતથી ટેકો મળે છે કે ગયો વખત પાછો આવતો નથી. ગયેલો પૈસો ઘણો ઉદ્યોગ કરી પાછો મેળવી શકાય, ગયેલું જ્ઞાન અભ્યાસથી મેળવી શકાય, ગયેલી તંદુરસ્તી સંભાળ અને દવાથી પાછી મેળવી શકાય; પણ ગયેલો વખત તો હમેશને માટે ગયોજ છે. એક જણે નીચેની ખુબીદાર જાહેર ખબર આપી હતી;— ગઇ કાલે સુરજ ઉગ્યા પછીથી અસ્ત થતા સુધીમાં કોઇ વખતે બે સોનેરી કલાક, કે જેમાં દરેકમાં સાઠ હીરાની મિનીટો જડેલી હતી તે ખોવાયા છે, તે ખોળી કાઢયા બદ્દલ કંઇ ઇનામ આપતા નથી કારણ કે તે હમેશને માટે ખોવાયા છે." વખતનો બચાવ કરવાને આ ભારે દલીલ છે.

પૈસાનો બચાવ કરવો એ વખતનો બચાવ કરતાં ઓછું અગત્યનું નથી. ડૉકટર ફ્રાન્કિલને કહ્યું છે કે "એક પાઇ બચાવવી એ

એક પાઇ કમાવા બરાબર છે." તેણે એક જુવાન વેપારીને લખ્યું હતું કે 'પૈસા કમાવાનો રસ્તો, બજારના રસ્તા જેવો ખુલ્લો છે. તે મુખ્યત્વેકરીને ઉદ્યોગ અને કરકસર એ બે શબ્દોપર આધાર રાખે છે: એટલે કે વખત કે પૈસો ગુમાવશો નહીં પણ બન્નેનો સારો ઉપયોગ કરજો." તેનાં લખાણ આ બાબતપર બોધ વચનથી ભરપુર છે. તેનાં લખાણુમાંથી કેટલાંક સૌથી સરસ બોધવચન નીચે આપેલા છે.

"જો તમારે પૈસાદાર થવું હોય તો પૈસા કમાવાની સાથે પૈસા બચાવવાનો પણ વિચાર કરજો. અમેરિકામાં પ્રદેશ મળવાથી સ્પેન પૈસાદાર થયું નથી કારણ કે તેની આવક કરતાં જાવક વધારે છે."

"નાનું કાણું વહાણ બુડાડી દેશે." આ વચનના ખુલાસામાં તે કહે છે કે "તમે એમ ધારતા હશો કે કોઇ દહાડો જરા દારૂ પીએ, વધારે મોંઘો ખોરાક ખાઇએ, વધારે સારાં કપડાં પહેરીએ, અને નાટકચેટકની ગમ્મત ભોગવીએ તેમાં શું? પણ યાદ રાખજો કે "ટીપે ટીપે સરોવર ભરાય છે."

"રેશમ અને સાડી, લાલચોળ રંગ અને મખમલ, ચૂલાનો દેવતા ઓલવી નાખે છે."

"જેટલું નાણું એક વ્યસનમાં ખરચાય છે તેટલાથી બે છોકરાંનું ગુજરાન ચાલે."

"માણસ જેમ પૈસા મેળવે તેમ તે બચાવવાનું જાણતો નહોય તો તે આખી જીંદગી દળણું દળશે પણ આખરે એક રાતો પૈસો મૂકી જશે નહીં. ખાવામાં પૈસા ઉરાડી દેશો તો પાછળ કંઇ મુકી જવાનું રહેશે નહીં."

"પૈસાની સંભાળ લ્યો એટલે રૂપિયા તો પોતાની સંભાળ લઇ શકશે."

પૈસા ખરચવામાં જુવાન માણસને જે વ્યવહારોપયોગી ડહાપણની જરૂર પડે છે તે આ બોધવચનમાંથી મળે છે. છેક ચેપાશિયાવેડા કરવાની કંઇ એમાં ભલામણ કરી નથી. ચેપાશિયાવેડા કરવા એ કંઇ ખરી કરકસર નથી. ડૉકટર ફ્રાન્કિલને પોતે કહ્યું છે કે "પૈસા હોવાનો બધો ફાયદો પૈસા વાપરવામાં રહેલો છે." અમને લાગે છે કે પૈસા કમાવા એ જુવાન માણસનો મોટામાં મોટો હક્ક છે. તે એક અગત્યની ફરજ છે એમ કહીએ તોપણ ચાલે. પૈસા કમાવવામાં સદ્ધર્મથી ચાલવામાં આવે અને ડહાપણ ભરેલી કરકસરથી તે ખર્ચવામાં આવે તો તે કાર્યને માટે ફરજ શબ્દ વાપરવો એ કંઇ બહુ નથી. વેસ્લી કહે છે કે ખ્રીસ્તી ધર્મ પ્રમાણે દરેક માણસની ફરજ છે કે "જેટલું કમાવાય તેટલું કમાવું. જેટલું દાન થાય તેટલું દાન કરવું, અને જેટલું બચાવાય તેટલું બચાવવું." અમારા મત પ્રમાણે આ નિયમ સંપૂર્ણ છે, અને જે તે પ્રમાણે ચાલે છે તે સંપૂર્ણ માણસ હોવો જોઇએ. આ નિયમ પ્રમાણે પોતાની આખી જીંદગી ચલવું અને પોતાનું લક્ષ્ય તેજ રૂપએ નકી કરવું એ કરતાં સારી નીતિ શીખવાની એવા માણસને કંઈ આવશ્યકતા નથી.

પૈસા બચાવવા એ ખરેખર એક ફરજ છે. ભવિષ્યને માટે તૈયારી રાખવાનો અને દેવામાંથી દૂર રહેવાનો માત્ર એજ ઉપાય છે. મારો ઓળખીતો એક ખેડુત હતો તે સુબેહના અધિકારી તરીકે ઘણું કામ કરતો. ઘડપણમાં મરણ પહેલાં થોડા વખતપર એક વખતપર એક પાડોશીને તેણે કહ્યું કે મારી પાસે સાઠ હજાર

ડૉલરની દોલત છે. તે પાડોશીએ અચંબો બતાવ્યો અને પૂછ્યું, " એટલું બધું તે આ ભવમાં શી રીતે હોઇ શકે ? " તે પૈસાદાર માણસે જવાબ દીધો, "બીજા માણસો જે ઉડાવે છે તે બચાવવાથી." અમે એમ માનીએ છીએ કે ફતેહમંદ નિવડેલા ધંધાદારીઓ—પછી તે વેપારી, કારખાનાવાળા, કારીગર, અથવા ખેડુત હોય તોપણ—એમ ધારે છે કે ફતેહ મેળવવાને કરકસર ખાસ જરૂરની છે.

એમોસ લૉરેન્સે તેના એક છોકરાને લખેલા પત્રમાં જણાવ્યું છે કે " મને ફતેહ મળી તેમાં કરકસરનો ભાગ છે. મેં દરેક બાબતમાં સખ્ત કરકસર કરવા માંડી હતી અને મને ચાર પેન્સ મળતા ત્યાં લગી તે નકામી બાબતમાં હું કદી ખર્ચતો નહીં. " તે બેંતાળીસ વર્ષનો થવાનો હતો તેની પહેલાં તેણે પોતાની મિલકતની યાદી પોતાની રોજનીશીમાં લખી કાઢી અને લખ્યું કે " સાધારણ ગામડાની નિશાળની કેળવણી સિવાય બીજી કંઇ કેળવણી લીધા વગર એકવીસ વર્ષની ઉમ્મરે શહેરમાં આવેલા માણસે બેંતાળીસ વર્ષની ઉમ્મર પહેલાં આટલી બધી દોલત મેળવી એ ઘણું છે. હું મારા કુટુંબને ચાહાતો અને મારામાં ઉદ્યોગ, કરકસર અને મિતપાનના ગુણ હતા. મને જે ફતેહ મળી છે તેનું ખરૂં કારણ આ આત્મસંયમી ગુણ અને વ્યાજબી રીતે થાય તેટલું રાને બીજાઓને ખુશી રાખવાની મારી ઇચ્છા છે. મેં ઘણી ભૂલો કરેલી છે, પણ મારો વખત ગુમાવવાની અને ગેરવાજબી કામમાં મારો પૈસો ખરચી નાખવાની ભૂલો કરી નથી."

ત્યારબાદ એમોસે વિલિયમ્સ કૉલેજમાં શિષ્યવૃત્તિઓ સ્થાપી; એ શિવાય બીજી રીતે પણ તે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરતો; પણ તેણે એક સરત રાખી હતી કે જે વિદ્યાર્થી તમાકુ અથવા

દારૂ પીતો હોય તેને મારા પૈસાની મદદ આપવી નહીં. આવી રીતે આ નુકસાનકારક અને પૈસાનો નકામો વ્યય કરી નાખે એવી ચીજો સામે તેણે પોતાનો વાંધો પ્રદર્શિત કર્યો હતો. જે જુવાન આ બે ચીજો વાપરે છે તે કરકસરીઓ નથી અને તેથી મદદ આપવાને લાયક નથી. આ પ્રમાણે તેનો વિચાર હતો તેથી પોતાની સરતોને ચૂસ્તપણે તે વળગી રહેતો હતો. પોતાની દુકાનમાં પણ તે એજ પ્રમાણે કરતો. તમાકુ અને દારૂ જેવી નુકસાનકારક ચીજો જે લોક વાપરતા તેમને તે નોકરી આપતો નહીં. તેનો મત એવો હતો કે આ ચીજો વાપરનારને, તે નહીં વાપરનારના જેવી ફતેહ મળવાનો સંભવ નથી.

હવે આ વાતની બારીકાઇથી તપાસ કરીએ. એક વીશીમાં જમવાના મેજ પર એક જુવાન બીજા જુવાનને નીચે પ્રમાણે કહેતાં અમે સાંભળ્યું હતું:—“ મને બીડીઓનું દરરોજ આઠ આના ખર્ચ થાય છે અને રવિવારને દહાડે તો આખો રૂપિયો થાય છે. ” આટલું નાણું ખર્ચાથી વીસ, ત્રીસ અથવા ચાળીસ વર્ષમાં કેટલું ખરચાઇ જાય તેનો આ જુવાને બેશક વિચાર નહીંજ કર્યો હોય. કરકસરથી ભવિષ્યમાં પૈસા સંબંધે કેટલો બધો ફાયદો થાય અથવા સ્થિતિમાં કેટલો બધો ફેરફાર પડે એ વાતનો તેને કદી વિચાર પણ નહીં આવ્યો હોય દરરોજ આઠ આના સેવિંગ બેંકમાં વ્યાજે મૂકવામાં આવે અને બેંકના ધારા પ્રમાણે તેનું દર છ માસે વ્યાજ ચઢાવવામાં આવે તો પચાસ વર્ષમાં વ્યાજ મુદ્દલ થઇને સડસઠ હજાર રૂપિયા કરતાં પણ વધારે થાય.

સેમ્યુઅલ બજેટ કહેતો કે કરકસરની ખામીને લીધે હજારો વેપારીને દેવાળાં કાઢવાં પડે છે. તે હમેશાં કહેતો કે હું

ફતેહમંદ નિવડયો તેનું મુખ્ય કારણ મારી કરકસર હતી. તે હઠ કરીને કહેતો કે મારા મહેતાઓએ મારે ખાતર અને તેમને પોતાને ખાતર કરકસર કરવી જોઇએ. પડીકાં બાંધવામાં કોઇ નોકર વધારે કાગળ વાપરે અથવા તે લપેટવામાં વધારે દોરી વાપરે તો તેની ભૂલ તે તેને બતાવતો. અમે આગળ કહ્યું છે તેમ કારખાનાની આસપાસ પડેલા જૂના ખુંટા તે ભેગા કરાવતો. સીધા કરાવતો અને વપરાવતો; તેમજ પૈસા સંબંધી બાબતોમાં કરકસર કરવાની તે શીખામણ આપતો તેટલી બીજી કોઇ શીખામણ આપતો નહીં. એક દિવસે એક છોકરો માથે ઘાસનો ભારો મૂકીને જતો અને રસ્તામાં ઘાસનાં તણખલાં પડી જતાં તે વીણી લેતો તેના જોવામાં આવ્યો, તેણે ઉભા રહી તે છોકરાની તારીફ કરી અને કરકસર કરવી એ ફરજ છે અને ફાયદાભરેલું છે, એમ તેને બોધ આપી તેના હાથમાં એક શિલિંગ બક્ષીસ તરીકે આપ્યો. એક દિવસે એક ચાકરડી સાથે તે રસ્તામાં ચાલતો હતો એવામાં તેને એક બટાકો જડયો, તેણે તે ઉપાડી લીધો, અને તે ચાકરડીના હાથમાં આપી કરકસર વિષે તેને બોધ આપ્યો. તેણે વચન આપ્યું કે એ વાવવાને હું તને જમીન આપીશ અને દર વર્ષે જે ઉપજ થાય તે તું લેજે. આ વચન સ્વીકારવામાં આવ્યું અને બટાકો વાવવામાં આવ્યો. પહેલે વર્ષે તેર બટાકા થયા, બીજે વર્ષે ત્રાણું થયા, ત્રીજે વર્ષે એક પીપ ભરીને થયા અને જો પચાસ વર્ષ સુધી વાવેતર જારી રાખ્યું હોત તો છેલ્લા વર્ષનો પાક વાવવા જેટલી જમીન બજેટ આપી શકયો નહોત. આ પરથી કરકસરની અગત્યતા સમજાય છે એટલુંજ નહીં પણ પૈસો શીરીતે વધે છે એ પણ સમજાય છે. બીડી પીવાના પૈસા બેંકમાં મૂકવાથી વધવાનું આગળ કહેવામાં આવ્યું છે તેના કરતાં બટકાનું વધવું વધારે તાજુબી ભરેલું નથી.

કરકસર કરવી એ કુદરત પ્રમાણે ચાલવા બરોબર છે. કુદરત કંઇ નકામું વાપરતી નથી. એક અણું માત્ર નકામું જતું નથી. પાંદડાં ખરી પડે છે અને સૂકાઇ જાય છે; ફૂલ ખરી પડે છે અને મરી જાય છે: વરસાદનું પાણી જમીનમાં ઉતરી જાય છે; બરફના ડુંગર વસંતઋતુ બેસતામાં અદશ્ય થઇ જાય છે; લાકડું બળી રાખ થાય છે; પણ એમાં કશાનો નાશ થતો નથી. આ વસ્તુઓનું રૂપાન્તર થઇ જગત્ ચાલતું રાખવામાં મદદ થાય છે; જો આવી કરકસરવાળી ગોઠવણ નહોત તો અમે નથી ધારતા કે કુદરતની રચના ચાલુ રહી હોત. વખત અને પૈસાનો બચાવ કરી મનુષ્યે પોતાની જીંદગી અને લક્ષણ સુધારવાં એ માત્ર ઇશ્વરનું અનુકરણ છે. એવું કહ્યું છે તે ખરૂં છે કે માણસની પૈસા કમાવાની રીતપરથી અને વખત તથા પૈસાનો ઉપયોગ કરવાની રીતપરથી તે કેવા લક્ષણવાળો છે તે જણાઇ આવે છે.

---

# પ્રકરણ ૧૧ મું.

---

## સમયસેવન.

સમય સેવનના સંબંધમાં એક સારા લેખકે કહ્યું છે કે " તે એક સાધારણ પણ ખરો સદ્ગુણ છે." કોઇથી ના કહેવાય એમ નથી કે તે 'ખરો' સદ્ગુણ છે, પણ તે સાધારણ હોવાની વાત એટલી-સ્પષ્ટ નથી. એથી ઉલટું ઢીલ કરવાની ટેવ સાધારણ છે, એટલું જ નહીં પણ તે કઢંગી છે. ફતેહ મેળવવાનો માર્ગ જેણે પકડ્યો હોય તેને એ ટેવ પસંદ પડતી નથી. જે જુવાન ખોટે રસ્તે

ચહયો હોય છે તે તેને પસંદ કરે છે, પણ બીજા સર્વ જણ તેથી દૂર રહે છે. જ્યારે ડૉક્ટર આડમ્સ કલાર્ક નાનો હતો ત્યારે કોઇ પુસ્તક વેચનારે ઈરેઝ્મસના ગ્રીક બાઇબલ સંબંધી આપેલી જાહેરખબર તેના જોવામાં આવી હતી. બીજે દિવસે સવારે તે વહેલો ઉઠયો, પુસ્તક વેચનારની દુકાને ગયો અને બાઇબલ ખરીદ કર્યું. એ ત્રણ કલાક પછી એક પ્રખ્યાત વિદ્વાન્ એ પુસ્તક લેવાને તે દુકાને આવ્યો. દુકાનદારે તને કહ્યું, "તમે બહુ મોડા આવ્યા. પુસ્તક તો વેચાઇ ગયું." "શું તમે એમ કહો છો કે હું બહુ મોડો આવ્યો ?" તે વિદ્વાન્ બોલી ઉઠયો. "અરે ભાઇ ! મારો નાસ્તો લઇને હું તરતજ આવ્યો છું." પુસ્તક વેચનારે જવાબ દીધો, "આડમ્સ કલાર્ક નાસ્તો લેતા પહેલાં આવ્યો હતો અને પુસ્તક લઇ ગયો છે," જે સમયસેવનનાં અમે વખાણ કરીએ છીએ તેનો અર્થ કોઇ વાર એવો થાય છે કે "નાસ્તો લેતા પહેલાં." એવી કહેવત છે કે "જે આજ થઈ શકે તે કાલે કરવા મુલ્તવી રાખશો નહીં" આડમ્સ કલાર્કની કહેવત આથી વધારે સારી હતી અને ફતેહ મેળવવામાં વધારે ખાત્રીવાળી હતી. તે એ હતી કે "જે નાસ્તો લેતા પહેલાં થઈ શકે તેવુ હોય તે નાસ્તો લીધા પછી કરવા માટે કદી મુલ્તવી રાખશો નહી." એવી તત્પરતાથી ફતેહ મળે છે.

બકસ્ટને પાઠશાળામાં ભણતા પોતાના છોકરાને લખેલા પત્રમાં સમયસેવન શબ્દ જે અર્થમાં વાપરેલો છે તે અર્થમાં અમે અત્રે વાપરીએ છીએ. તેણે લખ્યું હતું કે "સમયસેવન રાખજે હું માત્ર એમ કહેવા નથી માગતો કે તારા વર્ગમાં પાઠ શરૂ થાય તે પહેલાં જઇને બેસજે; પણ હું એમ કહેવા માગું છું કે ચોકસપણું, યથાર્થતા, અને ઉત્સાહ જેથી માણસ પોતાનું કાર્ય કરી શકે એવો

બને છે અને જે હોવાથી સમયસેવન આપોઆપ આવે છે તે રાખજે: એવો નિશ્ચય રાખજે કે તારે જે કરવાનું હોય તે નાની નાની ગમે તેટલી હરકતો આવી પડે તોપણ એકદમ અને તેનો છેડો આવતાં લગી પૂરૂં કરવું......... જે સમયસેવન રાખવા હું તને કહું છું તે સમયસેવનમાં તારા વખતની બરોબર ગોઠવણ કરવાની વાત આવી જાય છે. એ બાબત એવી છે કે તેનીપર ઘણો આધાર રહે છે. તારે કરવાની દરેક બાબતમાં તું કેટલો વખત ગાળીશ એ નક્કી કરજે અને તારી યોજનાને ચૂસ્તરીતે વળગી રહેજે. જો ઉપયોગી માણસ થવાને તું ઇચ્છતો હોય તો ખરા અંતઃકરણથી તારે એકદમ શરૂઆત કરવી જોઇએ." તત્પર રહેવાની ટેવ એક વખત પડી જાય તો દરેક કામમાં તે લાગુ પડે છે—મિત્રોને મળવામાં, દેવું આપવામાં, મંદીરે જવામાં, કામપર જવામાં અને કામપરથી ઘેર પાછા આવવામાં, વચન પાળવામાં, રાત્રે સૂવા જવામાં અને સવારે ઉઠવામાં, ગાડીપર જવામાં, ભાષણ સાંભળવા જવામાં, મેળાવડામાં જવામાં, અને ખરૂં જોતાં હરેક પ્રકારના કામ બીજાઓને ગમે તેવાં નજીવાં લાગે તોપણ તેમાં એ ટેવ માલમ પડે છે. "સારૂં કહેવું એ સારૂં છે, પણ સારૂં કરવું એ વધારે સારૂં છે."

નેલસને કહ્યું છે કે "વખત પહેલાં પંદર મિનીટ હું હમેશ આગળથી જતો તેથીજ મને ફતેહ મળી છે." જો હરેક કામને સંબંધે આ પ્રમાણે તેનું કહેવું હશે તો એવી જાતના સમય સેવનની અમે તારીફ કરી શકતા નથી. એવો નિયમ એક સરખી રીતે બધાં કામને લાગુ પાડવાથી ઘણો વખત વ્યર્થ જાય. કોઈ સભામાં જવું હોય અથવા કોઇ ગાડીમાં જવુ હોય ત્યારે તેના વખત પહેલાં પા કલાક આગળથી જઇ બેસવું એ તદ્દન નકામું છે એક દહાડામાં

એવાં ચાર કામ હોય તો એ રીતથી એક કલાક વ્યર્થ જાય. બરો-બર વખતે જવાની તત્પરતાની અમે ભલામણ કરીએ છીએ. યોગ્ય વખત પહેલાં પંદર મીનીટ આગળ જઇને બેસવાની ટેવ પાડવાના કરતાં યોગ્ય વખતે જવાની ટેવ પાડવાનું કામ વધારે મુસ્કેલ નથી. જૉન કિવન્સિ આડમ્સને પોતાની જગોએ આવી બેઠેલો જોઇ યુનૈટેડસ્ટેટસની રાજકીય પરિષદના સભાસદો પોતાનાં ઘડિયાળ મેળવતા. એક દિવસ એ સભાના પ્રમુખને કોઇ સભાસદે પૂછ્યું કે વ્યવસ્થાસર બેસી જવાનું બધાને કહેવાનો હજી વખત નથી થયો ?" પ્રમુખે જવાબ દીધો " ના, નથી થયો; હજુ આડમ્સ પોતાની જગોએ આવી બેઠો નથી." એસ્ટર, વેન્ડરબિલ્ટ, હેલ, લી અને બીજા-ઓને વિષે એવું કહેવાય છે કે દરરોજ સવારમાં ચોક્કસ વખતે એક મિનીટ પણ વહેલા મોડા થયા વગર તે ઉઠતા; અને રાતે આખું ઘર ભરાય એટલા મિત્રો આવ્યા હોય અને તેમને રોકતા હોય તો-પણ પોતાને સૂવાનો વખત થાય એટલે તે બધાને સલામ કરી ઉભા થતા અને ઝટ લઇને સૂઇ જતા. કોઈ કદાચ એમ કહેશે કે તે રીતભાત વગરના અસભ્ય માણસો હતા, પણ ખરો સમય સેવી-માણસ અસભ્ય કહેવાવાનું સહન કરી શકે છે; પોતાની ઉમદા ટેવ છોડી દેવા કરતાં અસભ્ય કહેવાનું દુઃખ સહન કરવું તેને વધારે પાલવે છે.

હાલના વખતમાં આગગાડી અને તાર થયા છે અને દરેક કામ જલદીથી કરવાનો પરિપાક ચાલે છે તેથી આ ગુણ ખાસ જરૂરનો છે. સો વર્ષપર એક દિવસમાં અથવા એક કલાકમાં જેટલું કામ કરાતું હતું તેના કરતાં હાલ બચિત વધારે કરવાની જરૂર છે. ઘરડાં ડોસલાં તે સામે સખત વાંધો ઉઠાવે તોપણ એ વાત ખરીજ છે;

અને કામ કરનાર ડાહ્યા માણસોએ લેવાનો ખરો રસ્તો એ છે કે સમય કેવો છે તે સમજી તેની અગાડી ચાલવું. સિડની સ્મિથે આ વાત નીચે પ્રમાણે સારા શબ્દોમાં જણાવી છેઃ—" આ દુનિયામાં કરવા યોગ્ય હોય તે કામ કરવાને માટે આપણે કિનારાપર ટાઢથી ધ્રુજતા ટાઢ તથા જોખમનો વિચાર કરતા બેસી રહેવાને બદલે, અંદર પડતું મૂકવું જોઇએ અને આપણાથી બની શકે તે રીતે હાથ-પગ ટેકવી આગળ ચાલવું જોઇએ. સારો લાગ મળવાની ગણત્રી કરવામાં અને આશા રાખવામાં હમેશ બેસી રહેવાથી ચાલવાનું નથી. મહાપ્રલય પહેલાં કોઇને પુસ્તક પ્રસિદ્ધ કરવું હોય તો પોતાના મિત્રોનો અભિપ્રાય લેવામાં દોઢસો વર્ષ તે ગાળે તોપણ ત્યાર બાદ તે છસેં સાતસેં વર્ષ જીવી શકતો અને પોતાનું પુસ્તક ફતેહમંદ નિવડયું હોય તેનો લાભ લઇ શકતો; તેથી તે વખતમાં વિલંબથી ચાલતું; પણ હાલના વખતમાં જો માણસ શંકાઓ કાઢતો અને ઢચુપચુ મન રાખતો બેસી રહે અને પોતાના ભાઇ તથા કાકા અને પીતરાઇ તથા ખાસ મિત્રોની સલાહ લેતો ફરે તો એક દહાડો તેને માલમ પડશે કે મારી ઉમ્મર ૬૫ વર્ષની તો થઇ ગઇ, આટલો બધો વખત પીતરાઇઓ અને ખાસ મિત્રોની સલાહ લેવામાં જતો રહ્યો અને હવે તેમની શીખામણ પ્રમાણે ચાલવાને માટે કાંઇ વખત રહ્યો નથી." આ વાત ખરીજ છે. કદાચ સત્વરવાળો માણસ ભૂલ કરે ખરો. કોણ ભૂલ નથી કરતું ? પણ જો સોનેરી તક ખોઇ બેસવામાં આવે તો તે ઉતાવળથી ખોઇ કે ઢીલથી ખોઇ એમાં શો તફાવત છે ? નુકસાન તો થયુંજ છે—તક ગઇજ છે. શી રીતે નુકસાન થયું એ વાત નુકસાન થયાની વાતની સાથે સરખાવતાં કંઇ હિસાબની નથી. તત્પરતાવાળા માણસનું કામ તકને ટપ લઇને પકડી લેવાનું અને

તેનો સૈથી સરસ ઉપયોગ કરવાનું છે. આર્કોલામાં નેપોલિયનને ખબર પડી કે લઢાઈનું પરિણામ મારા વિરૂદ્ધ જાય એમ છે તેથી જેટલી બની તેટલી ઝડપથી તેણે પચીસ ઘોડેસ્વારોને ભેગા કર્યા અને તેમને રણશિંગાં આપી હુકમ કર્યો કે ખૂબ જોરથી તે ફુંકીને દુશ્મનપર ધસારો કરવો. આવો દાવપેચ સત્વરતાથી વાપરવાથી તેનું નસીબ ફર્યું અને તે લઢાઈમાં જીત્યો. આવા દાવાપેચ તે કરી શકતો, કારણ કે તેનામાં તત્પરતાનો દઢ ગુણ હતો. ધર્મ અને કામમાં ' હમણાં ' એ દેવતાઈ વખત છે.

સમયસેવનથી લોકોને આપણાપર વિશ્વાસ આવે છે. જો કોઈ જુવાન માણસમાં કંઈ કામ અમલમાં લાવવાની બુદ્ધિ ન હોય તો પણ તેની ખોટ કંઈ અંશે આ ગુણથી પૂરી પડશે. કામ કરવામાં કમ હોંશિયાર હોવાથી સાથે કામપર બરાબર વખતે હાજર રહેવાનો ગુણ તેનામાં ન હોય તો તેનો શેઠ તેને નોકરીમાંથી કાઢી મૂકે. પણ કામપર બરાબર વખતે હાજર રહેવાનો ગુણ એવો કિમતી છે કે તે ગુણનો લાભ લેવાને તેનો શેઠ તેની બીજી ખામીઓ દર ગુજર કરશે. આ ગુણવાળો માણસ ભરોંસો રાખી શકાય એવો હોય છે. તે પોતાના કામની જગોએ હમેશ માલમ પડે છે. તે પોતાની જગો-એ બરોબર વખતે આવે છે. બીજો કોઈ ન હોય તોપણ તે તો માલમ પડવાનોજ. જે જુવાન માણસ કોઈ દહાડો મોડો આવતો નથી તેનીપર તેના શેઠનો વિશ્વાસ બેસે છે. વૉશિંગ્ટનનો સેક્રેટરી હેમિલ્ટન હમેશ મોડો આવતો અને જ્યારે તે ખરાબ ટેવ માટે વૉશિંગ્ટને તેને ઠપકો આપ્યો ત્યારે તેણે એવું બહાનું બતાવ્યું કે મારૂં ઘડિયાળ બરોબર ચાલતું નથી. વૉશિંગ્ટને જવાબ દીધો: "ત્યારે તો તે બદલીને તમારે નવું ઘડિઆળ લેવું જોઈએ, અથવા મારે

મારો સેક્રેટરી બદલવો જોઇએ." બરોબર વખતે કામપર જવાની ટેવ એક વખત પૂરેપૂરી પડી જાય તો પછી જુવાન માણસને ઘડિયાળ રાખવાની જરૂર પડશે નહીં. ઘડિયાળ રાખવા કરતાં એ ટેવ રાખવી એ વધારે સારૂં છે. જેમ અમેરિકન કોંગ્રેસના સભાસદો પોતાનાં ઘડિયાળ જોન ક્વિન્સી આડમ્સને જોઇને મેળવતા તેમ તેનો શેઠ તેને જોઇને પોતાનું ઘડિયાળ મેળવે. આવો જુવાન માણસ પોતાની એવી છાપ પાડી શકે કે તેના વગર ઑફીસમાં, દુકાનમાં અને સરાફની પેઢીમાં તેમજ ખેતરમાં ચાલી શકેજ નહીં.

કામકાજ છોડી દઇ વાનપ્રસ્થ થયેલા એક વેપારીએ એક દિવસ અમને નીચે પ્રમાણે કહ્યું હતું:—"જો લોકો કામકાજમાં માત્ર વખત સાચવે તો તેથી કેટલો બધો ત્રાસ ઓછો થાય ! વખત સાચવવાના ટેવની ખામીઓને લીધે વેપારમાં ઘણું નુકસાન થાય છે. ખરાકો પોતાનાં વચન પાળતા નથી. રિણકો ધનકોને આપેલું વચન પાળતો નથી. એક માણસ પોતાનો કરાર વખતસર પૂરો કરવાનું ચૂકે છે અને તેથી બીજાને પોતાના ધનકોને નાસીપાસ કરવાની ફરજ પડે છે; અને એ પ્રમાણે આગળ ચાલ્યા જાય છે. આપણી બેન્કોની પેઠે આપણી વખારો પણ પૈસા આપવા લેવામાં વખત ચૂકવામાં આવે તો વાંધો લેવાનું ધોરણ રાખી શકે તો, હાલ ભોગવવા પડે છે તે ત્રાસ, ફિકર, અને આફત દૂર થઇ જાય. આવો એક ડહાપણ ભરેલો અને વાજબી નિયમ બેન્કોએ દાખલ કર્યો નહોત તો મને લાગે છે કે વપાર રોજગાર સંબંધીનાં કામકાજમાં અનિવાર્ય ગુંચવાડો થઇ ગયા વગર રહે નહીં." થોડો વિસામો લઇ વળી તેણે કહ્યું કે "બધે ઠેકાણે હદ કરતાં જાદે વિલંબ થતો જણાય છે. તમારે કાલે એક સુથારનું કામ પડે તો તેણે કબુલ કરેલે વખતે

તે હાજર થશે નહીં. તમારા મોચીને તમે અમુક દિવસે જોડા તૈયાર કરી આપવાનું કહો છો પણ તે કરી આપતો નથી. દરજી તમને વાયદો કરે છે કે એક અઠવાડિયામાં કપડાં સીવી આપીશ પણ તમને બે અઠવાડિયાં વગર તે મળતાં નથી. ચિતારે આવવા કહ્યું હોય તેને બીજે દિવસે તે આવે છે, અને એ પ્રમાણે ઘણા લોક હમેશ વાયદો વીતી જવા દે છે અને પોતાને તેમજ બીજાને ઘણો ત્રાસ આપે છે. પરિણામ એ થાય છે કે આવા હજારો એદી લોકોને આખરે માલમ પડે છે કે નિષ્ફળતા અને ખરાબી, તેમની પેઠે પોતાનો વખત ચૂક્યા વગર તેમને ઘેરી લે છે.

ખૂબ પૈસા કમાઇ વાનપ્રસ્થ થયેલા એક બીજા વેપારીએ આ ગ્રંથના કર્ત્તાને કહ્યું હતું કે “ મને ફતેહ મળી તેનું કારણ એ હતું કે હું દરેક કામ કરવામાં સત્વરતા રાખતો અને તેથી કરીને બજાર ભાવનો લાભ લઈ શકતો.” એજ પ્રમાણે એમોસ લૅારેન્સે કહ્યું છે કે “ આ આખી વાતનો ભેદ એ છે કે અમને સત્વરતાથી કામ કરવાની ટેવ પડી ગઇ હતી, તેથી અમે વધારેમાં વધારે તેજી હોય ત્યારે સોદો કરતા ને પૂરેપૂરો નફો મેળવતા, પણ બીજા કેટલાકને વિલંબ કરવાની ટેવ હોવાથી અનુકૂળ વખત અડધો ગયા પછી તેઓ શરૂઆત કરતા અને તેથી તેમને મંદ ભાવ મળતા. અમે સાટું ઠોકી બેસાડવાને તત્પરજ રહેતા અને જ્યારે નફો મળે એવી તેજી જણાય ત્યારે સાટું ઠોકી બેસાડતા, ” આ વાત જુવાન માણસોએ લક્ષમાં રાખવાની ઘણી જરૂર છે. જે સમયસેવનની અમે તારીફ કરીએ છીએ તે લગભગ વિલક્ષણ બુદ્ધિ જેવું છે, અને તેની પેઠે અનુકૂળ વખત સાધી લઇ ફતેહ મેળવે છે. કવિ શેકસપિયરે કહ્યું છે કે “ માણસનાં કામકાજમાં એક એવો અનુકૂળ વખત આવે છે કે

જેનો યોગ્ય વખતે ઉપયોગ કરવાથી તેનું નસીબ ખીલે છે. જો તે વખત ચૂકેછે તો તેમની આખી જીંદગીરૂપી મુસાફરી નિષ્ફળ નિવડે છે અને તેમના દહાડા દુઃખમાં જાય છે." કવિના આ વચનમાં કેટલું બધું સત્ય રહેલું છે એ વેપારમાં બનતા બનાવ જોવાથી જણાય છે. સમય સાચવનાર વેપારી પોતાની તકનો સૌથી સરસ ઉપયોગ કરે છે અને તેમાંથી ખરો ફાયદો કાઢી લે છે.

આ સદ્ગુણને સેમ્યુઅલ બજેટે પણ એટલીજ અગત્યતા આપી છે. તે જાતે સમયસેવી હતો એટલુંજ નહીં પણ તેના દરેક નોકરને પણ તે પ્રમાણે ચાલવાની ફરજ પાડતો. આ બાબતમાં તે કેવી રીત રાખતો એ વિષે તેનું જન્મચરિત્ર લખનારે નીચેનો રમુજી હેવાલ આપ્યો છેઃ—

કામ ન હોય ત્યારે પણ એક ઘડિયાળના જેવો વખતસર ચાલનાર તે હતો. જો પોતાના પાડોશીને મળવાનો તેણે વાયદો કર્યો હોય અને વાયદા કરતાં એક મીનીટ પણ મોડો થાય તો તે બબત તે માફી માગતો અને તેમ થવાનું જે કારણ બન્યું હોય તે જણાવતો, એજ પ્રમાણે તેના નોકરોને નમુદ કરેલે વખતે કામપર આવવુંજ પડતું અને તેના ફેરિયાને પોતાની મુસાફરીની એવી રીતે ગોઠવણ કરવા ફરમાવવામાં આવતું હતું કે ઘરાકોને ખબર પડે કે તે આટલા વાગે આવશે; પણ બંદોબસ્ત અને સમયસેવન સુખ છીનવી લે તેને નહીં પણ આપવાને માટે છે તેથી તે પળાવવાને તેણે એવી ગોઠવણ કરી હતી કે જેથી તેના માણસોને તે ગમતાં થઇ પડયાં. કામ શરૂ કરવાનો વખત ૭ વાગ્યાનો હતો. દરવાજા પર એક કાળું પાટિયું ચોઢવામાં આવ્યું હતું અને તે પાટિયામાં ચોકડીઓ પાડવામાં આવી હતી. દરેક ચોકડીપર અનુક્રમવાર નંબર લખવામાં આવ્યા હતા

અને તેનીપર ચોઢેલા ખુંટાપર તાંબાના પતરાની નાની નાની ચક્તીઓ લટકાવવામાં આવી હતી. દરેક માણસને તેનો નંબર આપવામાં આવ્યો હતો અને જ્યારે તે કારખાનામાંથી બહાર નિકળતો ત્યારે પોતાના નંબરપરની ચક્તી ઉપાડી લેતો અને નંબર ખુલ્લો કરતો. કારખાનામાં દાખલ થતી વખતે પોતાના નંબરના ખુંટાપર તે ચકતી મૂકતો અને પોતાનો નંબર ઢાંકી નાખતો. ઘંટ વાગતો બંધ થાય કે તરતજ પાટિયું ઉપાડી લેવામાં આવતું અને જેના નંબર ઢંકાયા ન હોય તેમને મોડા આવનાર તરીકે કસુરદાર ગણવામાં આવતા. કસુરદારની યાદીમાં આખા વર્ષમાં જે એકવાર પણ આવ્યો ન હોય તેને વર્ષ આખરે ઇનામ તરીકે એક પાઉન્ડ આપવામાં આવતો. કારખાનાની શરૂઆતના દિવસોમાં નોકરોને બીયર દારૂ આપવામાં આવતો હતો; પણ આ રીત બજેટને પસંદ પડી નહીં અને તેણે તે લાંબો વખત ચાલવા દીધી નહીં. નંબરના પાટિયા પાસે તેણે પેનીઓ લટકાવેલું એક બીજું પાટિયું મૂક્યું. દરેક માણસ સવારે કારખાનામાં પેસતાં એક પેની ઉંચકી લેતો, નાસ્તો લઇને આવતાં એક ઉંચકી લેતો અને ખાણું લઇને આવતાં એક ઉંચકી લેતો. આ પ્રમાણે દરેકને ત્રણ પેની મળતી અને તે મી૦ બજેટના મત પ્રમાણે બીયર દારૂને માટે પૂરતો અને દારૂ કરતાં વધારે ઉપયોગી મોબદલો હતો. પણ બીચારો મજૂર જ્યારે મોડો આવતો ત્યારે તે પોતાની પેની ગુમાવતો. આ પ્રમાણે પોતાના હકની પેની તે ખોતો અને વર્ષ આખરે સમયસેવનની ટેવના ઉત્તેજન તરીકે મળવાનું ઇનામ પણ ખોતો. પહેલાં એવી રીત રાખી હતી કે એકવાર કસુર થાય તોપણ ઇનામનો આખો પાઉન્ડ ખોવો પડતો; પણ પછીથી એ નિયમ પણ ઓછો સખત કરવામાં આવ્યો;

અને એક કસુરને માટે પાંચ શિલિંગ અને એકથી વધારે કસુરને માટે પ્રમાણમાં વધતી જતી રકમ ઠરાવવામાં આવી, બીયર દારૂને માટે અઠવાડિયે ૧૮ પેન્સ લેખે ઉચક રકમ પગારમાં વધારી દેવામાં આવી, અને પછીથી દરેક મોડા આવનારનો દંડ કરવાની રીત દાખલ કરી; તેમાં દ્વારપાળ હોય તો એક પેની અને એ પ્રમાણે પેઢીના ભાગીદારો પર્યંત દરેકનો તેના હોદ્દાના પ્રમાણમાં દંડ થતો. ટપાલ આવવાનો વખત સવાસાતનો હતો. એ વખતે કારકુનોએ આવી તેમની જગોએ હાજર થવું જોઇએ અને મુખ્ય કારકુને ટપાલમાં આવેલા લખોટા ઉઘાડવા જોઇએ. આ બંદોબસ્ત એવી રીતે ચલાવવામાં આવતો હતો કે કારખાનું બ્રીસ્ટલ લઇ જવામાં આવ્યું ત્યારે ઘણા કારકુનો કિંગ્સવુડમાં રહેતા છતાં ચાર માઇલનું અંતર પગે ચાલીને આવતા પણ કદી મોડા થતા નહીં. ઘણા જણ કેટલાંક વર્ષથી એ પેઢીની નોકરીમાં છતાં એકવાર પણ મોડા આવ્યાનું જણાયું નથી."

આ પ્રમાણે કામ ચલાવવામાં આવતું તેપરથી જણાય છે કે એ વેપારી પેઢીમાં કામ કરનારનામાં જે ગુણ અવશ્યના ગણાતા તેમાં સમયસેવનનો કોઇથી ઉતરતો ગણાતો નહીં. એ વાત સહેલથી સમજાય એવી છે કે આવા મોટા કારખાનામાં સમયસેવનના ગુણ વગર કામ પદ્ધતિસર ચલાવી શકાય નહીં. કમાનના વચલા પથરની પેઠે એ ગુણ કાઢી લ્યો તો બધી રચના ભાગી પડવાની. બજેટ આ ગુણને આટલો બધો કિંમતી ગણતો હતો.

અમે આગળ જણાવી ગયા છીએ કે વૉશિંટને પોતાના સેક્રેટરીને મોડા આવવા માટે કેવો ઠપકો આપ્યો હતો. તેની આખી જીંદગીમાં તે સમયસેવન તરફ ઘણી ચુસ્તતાથી ધ્યાન આપતો. જ્યારે

તે યુનૈટેડસ્ટેટ્સનો પ્રેસિડંટ હતો ત્યારે તેનો જમવાનો વખત ચાર વાગ્યાનો હતો. જમવાનો વખત પણ તે બરોબર સાચવે છે એ વાતથી અજાણ્યા એવા કૉન્ગ્રેસના ઘણા નવા સભાસદોને તેને ઘેર જમવા નોતરવામાં આવતા હતા; તેથી કોઇ કોઇ વાર જમણુ શરૂ થઇ ગયા પછી એવા પરોણા આવી પહોંચતા. તેમને જોઈ વૉશિંગ્ટન કહેતો કે "અમે તો અહીં બરાબર વખત સાચવીએ છીએ. મારો રસોઇઓ એમ પૂછતો નથી કે મેમાનો આવ્યા છે કે નહીં પણ એમ પુછે છે કે જમવાનો વખત થયો છે કે નહીં." એક વખત તે સાલેમ જવા સારૂ બરોબર આઠ વાગે નિકળવાનો હતો અને ઘોડેસ્વારોની એક સુંદર ટુકડી તેની સાથે સન્માનાર્થે જવાની હતી. આઠનો ટકોરો થયો કે તરત પોતાના ઘોડાપર તે સ્વાર થયો અને ઘોડેસ્વારો આવ્યા નહોતા તોપણ નિકળી પડયો. થોડા વખતમાં ઘોડેસ્વારો આવી પહોંચ્યા અને પ્રેસિડન્ટ ચાલી ગયો છે એ વાત જાણવામાં આવતાં તેમનો ઉપરી ઘણો દિલગીર થયો. પોતાના માણસોને બેવડી મજલે દોડી જવાનો હુકમ આપી તેણે ચાર્લ્સ રીવર બ્રીજ આગળ પ્રેસિડન્ટને પકડી પાડયો, જ્યારે તે આવી પહોચ્યા ત્યારે વૉશિંગ્ટને તે ટુકડીના ઉપરી અધિકારી સામું મ્હો મલકાવી જોયું અને કહ્યું "મેજર સાહેબ તમે મારા કુટુંબમાં એટલો બધો વખત રહ્યા છો કે આઠ કયારે વાગે એ વાતથી અજાણ્યા નહીં હો એમ હું ધારતો હતો." એક વખત એક ગૃહસ્થને ઘોડાની એક જોડ વેચવાની હોવાથી પાંચ વાગે તે વૉશિંગ્ટન પાસે લઇને આવવાનો હતો; તે પા કલાક મોડો આવ્યો અને તપાસ કરી તો માલમ પડયું કે પ્રેસિડન્ટ તો બીજા કામમાં રોકાયા છે. પહેલી વખતે બરાબર વખતસર ન આવ્યો તેથી આ ગૃહસ્થને એક આઠવાડિયા

સુધી તેની મુલાકાત થઇ નહીં. આ બાબતમાં વૉશિંગટન આટલો બધો સખત હતો તે માટે કોઇ દહાડો કોઇએ તેનો વાંક કાઢયો નથી. ઘણોજ નાસીપાસ થયેલો પરોણો અથવા મળવા આવનાર પણ સમયસેવનના ગુણમાટે કોઇ માણસનો દોષ કાઢવાની હિમ્મત ધરશે નહીં. જો સમયસેવનને માટે દોષ કાઢો તો પ્રમાણિકપણાને બરાબર વળગી રહેવાને માટે પણ દોષ કાઢો! આ ગુણની નિન્દા થવાને બદલે તેનાં હમેશ વખાણ થાય છે. તેને વિષે નેલ્સને કહ્યું છે કે "એ ગુણથી હું માણસાઈમાં આવ્યો છું." એજ પ્રમાણે દરેક વિચારવંત માણસ ધારે છે કે એ ગુણથી માણસાઇ આવે છે.

કેટલીક વખત માણસને વખત સાચવવાની ફરજ પડે છે. આપણે વૉશિંગ્ટનની બાબતમાં જોયું તેમ લશ્કરના પ્રખ્યાત સેનાપતિઓના સંબંધમાં આ વાત ખરી પડે છે. એ વાત ઘણીવાર ભૂલી જવામાં આવે છે કે પળેપળનો વખત સાચવવાની કેટલી બધી જરૂર છે; એ વાત પોતાના તાબાના માણસોના મનમાં ઠસાવવાથી નેપોલિયને પોતાની મોટામાં મોટી ફતેહો મેળવી છે. તેની રીત એવી હતી કે દેશના ઘણા ભાગોમાં લશ્કરનું વ્યૂહ રચવું કે જેથી દુશ્મનને ખબર પડે નહીં કે તે કઇ જગાએથી હલ્લો કરશે; પછી એકાએક લશ્કરને એક જગાએ એકઠું કરી, દુશ્મનનો જે ઠેકાણે પૂરતો બચાવ ન હોય ત્યાં ખૂબ જોસથી તૂટી પડવું. આ રીતનો અમલ થવાને એ વાત જરૂરની છે કે લશ્કરની દરેક ટુકડીએ નકી કરેલે સ્થળે બરોબર વખતે આવવુ જોઈએ, કારણ કે જો કોઇ ટુકડી વખતસર આવી પહોંચે નહીં તો લડાઇમાં હાર થાય. આ રીતનું અનુકરણ કરવાથી આખરે તહનામાથી એકઠા થયેલા દેશનું લશ્કર એ બાદશાહને હરાવવામાં ફતેહમંદ નિવડયું. વૉટરલુ ની આખી લડાઇ

જીતવામાં આ દાવપેચ મુખ્ય હતો. માઉન્ટ સેન્ટજીન આગળ બ્લુચર વખતસર આવી પહોંચ્યો હતો; પણ ગ્રાઉચી આવી પહોંચ્યો નહે તો, તેથી પરિણામ એ થયું કે નેપોલિયનની હાર થઇ અને વેલિંગ્ટન જીત્યો. મોટા પાયાપર ચાલતાં કારખાનામાં પણ સમયસેવનની જરૂર પડે છે. એના વગર લક્ષાધિપતિ વેપારી લક્ષાધિપતિ થયા ન હોત. આ ગુણ જેવો સર્વ શક્તિમાન વ્યવસ્થાપક ન હોત તો ગેરવ્યવસ્થા અને ભારે ગુંચવણથી તેમનો રોજગાર ભાગી પડત. એજ પ્રમાણે જાહેર જીંદગી ભોગવનાર મોટા પુરૂષોને કામનો બોજો ઘણો હોવાથી તેમણે ઘડિયાળના જેવા સમયસેવી રહેવું જોઇએ; નહીં તો સાંજ પડતા સુધીમાં કામ ઘણું ચઢી જશે. જ્યારે લૉર્ડ બ્રુમ હાઉસ ઑફ કૅમન્સ અને કોર્ટ ઑફ ચાન્સરીપર ઉપરીપણું ભોગવતો હતો ત્યારે તે આઠ દશ જાહેર મંડળીઓનો પ્રમુખ હતો; પણ તેમાંના એકે કામમાંથી તે કોઇ દહાડો ગેરહાજર રહેતો નહીં અને સભાનું કામ શરૂ કરવામાં એક મિનિટનો પણ તે વિલંબ કરતો નહીં. પોતાનું કામ કરવામાં આવું ચોકસપણું તે વાપરતો તેથી દરેક કામ કરી શકતો. વિદ્વાનવર્ગમાં સર વૉલ્ટર સ્કૉટ કામ કરવામાં એક્કો ગણાયો છે: તેણે અજબ જેટલું કામ કરેલું છે; તેનો પત્રવ્યવહાર એકલોજ એટલો બધો હતો કે એક સાધારણ માણસ તો તેના બોજાથીજ કંટાળી જાય; તોપણ સવારમાં પાંચ વાગ્યે તે ઉઠતો ત્યારથી એટલી બધી સત્વરતા રાખતો કે દરેક પત્રનો તે જવાબ લખી શકતો એટલુંજ નહીં, પણ મળવા આવનારને મળતો, અને વ્યવહાર સંબંધી બધાં કામ કરતો; અને વળી કળી ન શકાય એટલું બધું પુસ્તકો લખવાનું કામ પણ કરતો. ડેનિયલ વેબ્સ્ટર પણ બાળપણથી એ પ્રમાણે કરતો. તેના નિશાળના દિવસોમાં કોઇ ભાષણ કે

પાઠને વખતે તે ગેરહાજર રહેતો નહીં અને એક મિનિટ પણ મોડો જતો નહીં. આવી તરેહની તત્પરતા તેની આખી જીંદગીમાં તેણે રાખી હતી. કચેરીમાં, કોન્ગ્રેસમાં, ભાષણમાં અને મંત્ર સભામાં પણ તે થાક્યા વગર કામ કરતો, અને દરેક દિવસનું કામ પૂરૂં કરી શકાય એટલા માટે બધાનો વખત બરોબર સાચવતો. રૂફસચોટમાં આ સંરક્ષક ગુણ ન હોત. તો ચાલીસ વર્ષની ઉમ્મર થતા પહેલાં જ તે મરી ગયો હોત. તે સહેજમાં ગભરાય એવો પોચો હતો અને જે મુકદ્દમામાં અડધી મહેનત કર્યાથી પણ ચાલે એવું હોય તેમાં પોતાનું બધું કૌવત વાપરી મહેનત કરતો. આ પ્રમાણે તે પોતાનું કૌવત વાપરતો તોપણ તે વખત સાચવવામાં ઘણો ચૂસ્ત હતો તેથી તેની થવી જોઇએ તેની અડધી માઠી અસર પણ તેની પર થઇ નહીં. એક વૈદ્યે તેને સલાહ આપી કે " ભાઇ કે જરા વધારે વિચાર કરીને ચાલો; જો મહેનત કરવાનું ઓછું નહીં કરો તો તમારૂં શરીર છેકજ લથડી જશે ! " " શરીર ! " મિ. ચોટ બોલી ઉઠયો, "શરીર !" એ તો ક્યારનુંએ થઇ રહ્યું છે અને હવે તો હું પેટાશરીરપર જીવું છું. " જો સમયસેવનને લીધે એક કામ બીજા કામ સાથે ભેગુ થવા પામ્યું ન હોત તો પેટા શરીરે પહોંચતા પહેલાંજ તે મરી ગયો હોત.

ઉપર જે કહેવામાં આવ્યું છે તે પરથી સ્પષ્ટ થાય છે કે જુવાન માણસે પોતે અથવા તેના શેઠે નક્કી કરેલા સખત નિયમ પ્રમાણે ચાલવું એ તેને ફાયદો કરતા છે. ઘંટનો અવાજ સંભળાય કે તરત વિદ્યાર્થિને ઉઠવું પડે એમાં તેને લાભ છે. બરાબર ઘંટે સવારમાં ઉઠવુ, પ્રાર્થના કરવી, પાઠ બોલવો. અને ખાણું ખાવું અને એ પ્રમાણે માસોમાસ અને વર્ષોવર્ષ ચાલવું એ અમૂલ્ય કિમ્મતની સ્વ-સુધારણા છે. સમયસેવન આ પ્રમાણે જ્યાં ફરજીયાત હોય છે, ત્યાં

આળસુ જુવાનોને પણ ફાયદો કરે છે. હ્યુમ કહેતો કે "સવારના દસ વાગ્યાની અંદરમાં હું મારૂં ઘણુંખરૂં કામ કરી રહું છું." સવારના ૭ વાગતાં ઘડિયાળને ટકોરે ઉઠવાથી આળસ નાબુદ થઇ જાય છે. પાઠશાળાના ઘણા આળસુ અને સહેલાણી વિદ્યાર્થીઓને ફતેહ મળી છે તે ઘંટનો અવાજ સાંભળતાં ઉઠવાની ફરજને લીધે મળી છે. મહેતાઓ સારી વ્યવસ્થાથી ચાલતાં કારખાનાંના સખત નિયમ પાળવાની ફરજને લીધે શરમ ઉપજે એવી નિષ્ફળતામાંથી બચી ગયા છે. આવા આપઅખત્યારીથી કરેલા નિયમ સામે જુવાન માણસો વાંધો ઉઠાવે છે અને તેના દાબમાં રહેવું પડવાથી બેચેની બતાવે છે, પણ એવા નિયમોને લીધે સમયસેવી થવાની તેમને ફરજ પડે છે અને તેથી તેમને આખો જન્મારો ફાયદો થાય છે. એ. ટી. સ્ટુઅર્ટના જંગી કારખાનામાં જે નિયમ હતા તે તેના મહેતાઓને ઘણાજ સખત લાગતા; પણ એ પેઢીમાં કસાયલા ઘણા જણ ફતેહમંદ વેપારી નિવડ્યા છે; અને તેના કારખાનામાં જે સખત નિયમ પ્રમાણે ચાલવું પડવાથી તેમનામાં તત્પરતા આવી છે તે નિયમ ખુશીથી યાદ કરે છે.

કરકસરની પેઠે સમયસેવન રાખવું એ પણ કુદરત પ્રમાણે ચાલવા જેવું છે. જગતમાં સૂર્ય, ચંદ્ર, તારા, ઋતુઓ, રાત્રિ, સવાર, અને બપોર એ બધું વખતસર કામ કરે છે. હજાર વર્ષે પૃથ્વીને દેખા દેનાર પૂછડીઓ તારો પણ પોતાના નિર્માણ કરેલા વખતમાં એક પળ પણ આઘોપાછો થતો નથી; અને આ "અલૌકિક ચોકસપણાથી" પાંચ અબજ માઇલની પૃથ્વીનું ચક્કર ફરી એ તેજોમય રસ્તે હજારો જમાનાથી નિર્માણ કરેલે વખતે એક પળ—અરે એક પળનો દસ લાખમો ભાગ પણ મોડો થયા વગર અચળ આગળ

આવી પહોંચે છે; કુદરતમાં આવું સમયસેવન રહેલું છે માટે માણસે કુદરતપર આકીન રાખી સમયસેવી થવું. મહેનત ફોગટ જશે નહીં એવી ખાત્રીથી તે પોતાની યોજના કરી શકે છે અને જમીન ખેડે છે, વાવે છે અને મહેનત કરે છે. જે ઇશ્વર ઋતુઓ ફેરવે છે અને પાક આપે છે તે પોતાના જગતના નિયમ અને ગતિને હુકમ કરે છે કે તત્પર રહેવું. જે માણસની ઉદ્યોગી જીંદગી કુદરતના જેની ચોક્કસાઇથી યોજેલી હોય છે તે તારાના ભેગો રહે છે એમ કહીએ તો ચાલે.



## પ્રકરણ ૧૨ મું.

### વ્યવસ્થા.

" વ્યવસ્થા એ ઇશ્વરનો પહેલો નિયમ છે. " સ્વર્ગ અથવા ભૂત સૃષ્ટિમાં ગેરવ્યવસ્થા માલમ પડતી નથી. જો આપણી સૃષ્ટિમાં વ્યવસ્થા ન હોય તો ઇસુખ્રિસ્તનો બીજો અવતાર થવાની આપણા ખ્રિસ્તી ભાઇઓ વકી રાખે છે તેના કરતાં પણ પહેલો તેનો છેડો આવે. વ્યવસ્થાને લીધે તે હંમેશ કાયમ રહે એવી થયેલી છે. સંસારી, ઘરબારી અને વ્યવહારિક કામોમાં પણ એજ નિયમ લાગુ પડે છે. અમે આગળ વિવેચન કરેલી બીજી બાબતો સંસાર વ્યવહારિક કામોમાં જેમ જરૂરની છે તેમ વ્યવસ્થા પણ જરૂરની છે. નીચેની બે કહેવતોમાં વ્યવસ્થા શબ્દ જે અર્થમાં વાપરેલો છે તેજ અર્થમાં અમે વાપરીએ છીએ: "દરેક ચીજને માટે જગો રાખો અને દરેક ચીજ તેની યોગ્ય જગોએ રાખો, " "દરેક કામને માટે વખત

નિમો અને દરેક કામ તેને માટે નિમેલે વખતે કરો." આવી તરેહની વ્યવસ્થામાં, ગુંચવણ, બેપરવાઇ, અને અસ્વચ્છતા રહી શકતાં નથી. અમે જે સદ્દગુણોનું આગળ વિવેચન કરેલું છે તેને મળતો વ્યવસ્થાનો ગુણ છે અને ફતેહ મેળવવાને તે આવશ્યક છે. આગળ વર્ણવેલા ગુણોની સાથે આ ગુણ મળવાથી સદ્દગુણની એક સુંદર અને પરિપૂર્ણ આકૃતિ થાય છે.

વ્યવસ્થાથી એટલે કે કામ અથવા ફરજની પદ્ધતસર ગોઠવણથી મહેનત સહેલી અને આનંદમય થાયછે. દરેક ચીજને માટે વખત અને જગો મુકરર કરેલાં હોય છે તેથી હાનિકારક દોડાદોડ કરવાની જરૂર પડતી નથી. પેલી જૂની કહેવતમાં કહ્યું છે કે " ઘણીમાં ઘણી ઉતાવળથી થોડામાં થોડું ચલાય છે." વળી કહ્યું છે કે " ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર." કામની પદ્ધતસર ગોઠવણ કરી હોય તો આવી ઉતાવળ કરવી પડતી નથી, અને દોડાદોડમાં કામ કરવાથી થતો ત્રાસ અને અવગડ ભોગવવાં પડતાં નથી. દોડાદોડ કરવી એ સહેલુંએ નથી અને પસંદ પડે એવું એ નથી. તેના બોજાથી મગજ થાકી જાય છે અને ઘસાઈ જાય છે. દોડાદોડ કરવી ન પડે તો જે કામ ખુશનુમા લાગે તે દોડાદોડ કરવી પડવાથી વૈતરા જેવું લાગે છે; સ્વભાવ મળતાવડો થવાને બદલે ચિઢિયો થાયછે; વાંક કાઢવાનું અને ઠપકો આપવાનું મન થાય છે; શેઠના ચિઢિયા સ્વભાવની અસર નોકરો પર પણ થાય છે; શેઠનાં કઠોર વચન સાંભળવાં પડવાથી તેઓ નાખુશ અને દુઃખી થાય છે, બધાં કારકુન અને નોકરોમાં શેઠની વર્તણુકથી બેદીલી અને બેચેની પેદા થાય છે. અને આ બધાનું કારણ માત્ર એજ હોય છે કે કામની બરાબર ગોઠવણ અને પદ્ધત રાખી હોતી નથી. કોઇ કોઇ-

વાર એવું બને છે કે જે માણુસ કામ પૂરું કરવાને દરેક પળે દોડા-દોડ કરતો હોય છે તેનેજ નાસીપાસ અને નિરૂત્સાહી થવું પડે છે. દરરોજનાં કામકાજ આનંદ અને ઉત્સાહથી કરવાને પદ્ધતિસર ગોઠવણીની બરોબરી કરે એવું બીજું કંઇ નથી. જ્યારે ડૉકટર કેન આર્ટિક વર્તુળમાં બરફમાં ઘેરાઇ ગયો હતો ત્યારે તે જાણતો હતો કે મારા માણુસને હુકમ માને એવાં અને સંતોષી રાખવાનો એકજ રસ્તો છે અને તે એ કે, સેનાપતિના જેવી દૃઢતાથી હુકમનો અમલ કરાવવો. તે વખત વિષે તેણે કહ્યું છે કે, " જે માણુસે પોતે મુશ્કેલીઓ ભોગવી હશે અથવા મુશ્કેલીઓમાંથી બીજાઓને રસ્તો બતાવવાનું કામ કર્યું હશે તેના અનુભવમાં આવ્યું હશે કે પદ્ધતસર કામ કરવાની રીતનો પૂર્ણપણે અમલ કરાવવો જોઇએ. હમેશની અને પસંદ કરેલી કામકાજની વ્યવસ્થા છોડી દેવી એના જેવું નુકસાનકારક અને અધમ ગતિએ પહોંચાડનાર બીજું કંઇ નથી. મેં એવો નિશ્ચય કર્યો કે દરેક કામ પહેલાં જેમ થતું તેમ થવું જોઇએ; કલાકોની ગોઠવણ, કામની વિગત અને વહેંચણ; પ્રાર્થના, જમણનો ક્રમ, દેવતા, દીવો, ચોકી, આકાશ નિરીક્ષાનું કામ, અને ભરતી ને આકાશની નોંધ, એ વગેરે બધાં કામ, પહેલાં જે પ્રમાણે કરી દિવસો પૂરા કરવામાં આવતા હતા તે પ્રમાણે થવાં થવાં જોઇએ; અને એમાંથી કશું બંધ કરવું ન જોઇએ.

માણુસને નિરૂત્સાહી કરે અને ત્રાસ આપે એવું ઘણું કામ માર્ટિન લ્યુથરને કરવું પડતું. તેને અનેક પ્રકારનું ત્રાસદાયક કામ એટલું બધું કરવું પડતું કે તે કરવામાં બરોબર પદ્ધત ન રાખવામાં આવે તો બીજો કોઇ માણુસ ત્રાસી અને કંટાળી જાય; પણ પોતાનું કામ કરવામાં તે ખાસ સુખ માનતો. વળી તે પોતાનું કામ સહેલથી

કરી શકતો. પ્રખ્યાત રાજપુરૂષ ડીબ્હિટે કહ્યું છે તેમ "એક વખતે એક કામ" કરીને તે ઘણુંજ કામ કરી શકતો. પોતાનાં બીજાં કામ ઉપરાંત તેની જીંદગીમાં તેણે સાતસો પુસ્તક લખ્યાં હતાં. જો કામ કરવામાં તેણે પદ્ધત રાખી ન હોત તો આટલું બધું અસાધારણ કામ તેનાથી થઇ શકત નહીં, તેમજ તે કરવામાં તેને મઝા પડત નહીં. કામ કરવામાં માર્ટિન લ્યુથરના જેવી કોઇને મઝા પડી નહીં હોય. કામ કરવું એ તેને વૈતરા જેવું નહીં, પણ આનંદ જેવું લાગતું. આ બાબતમાં જૉન વેસ્લી લ્યુથરના જેવો હતો. ઘણો-ખરો વખત તે મુસાફરી કરતો અને ઉપદેશ કરતો; વ્યવસ્થાસર કામ કરવાની તેની રીતને લીધે સીત્તેર વર્ષની ઉમ્મર પહેલાં અષ્ટ પેજી કદનાં બત્રીસ પુસ્તક લખવાનો તેને વખત મળ્યો હતો. લ્યુથરની પેઠે તે પણ સહેલથી અને આનંદમાં કામ કરતો હતો. તેનાં દરરોજનાં કામકાજોની ખુબીદાર ગોઠવણમાં, અયોગ્ય ઉતાવળ, અથડાઅથડી, ગુસ્સો, ચિઢિયાપણું, વગેરે અડચણ કરવા પામતાંજ નહીં, વખતનો બચાવ કરવાના પ્રકરણમાં એલિહુ બરિટ વગેરેનાં દૃષ્ટાંતો અમે આપ્યાં છે તે વ્યવસ્થા રાખવાના સંબંધમાં પણ સરખી રીતે બોધકારક છે.

નીચે જણાવેલા નિયમો પ્રમાણે ચાલતા એક કિંમતી ખેતર વિષે અમે થોડા વખતપર વાંચ્યું હતું. એ નિયમો છાપેલા હતા અને એક ચોકઠામાં જડેલા હતા. તે ચોકઠું એવી જગોએ લટકાવવામાં આવ્યું હતું કે દરેક કલાકે નહીં તો દરેક દિવસે પણ બધા ખેડુતની નજર તેપર પડયા વગર રહે નહીં:—

૧. દરેક કામ યોગ્ય ઋતુમાં કરો.

૨. દરેક કામ સૌથી સરસરીતે કરો.

૩. જેમ કામ કરતા જાઓ તેમ તેનો દરેક ભાગ સંપૂર્ણ રીતે કરો.

૪. બીજું કામ શરૂ કરો તે પહેલાં પહેલું પૂરૂં કરો.

૫. તમે કયેલું કામ તથા તમારાં હથિયાર વ્યવસ્થાસર મૂકો.

૬. કામ કરી રહ્યા પછી તમારૂં દરેક હથિયાર સાફ કરો.

૭. રાત્રે દરેક હથિયાર અને રાચ તેને યોગ્ય ઠેકાણે મૂકો.

આવી પદ્ધતસર ગોઠવણથી ચાલતું ખેતર વ્યવસ્થા વગરના ખેતર કરતાં વધારે સહેલાઇથી અને સંતોષથી ચલાવી શકાય છે. આવી પદ્ધતસર કામ કરવાની રીત રાખવાથી કામ સફાઇબંધ થાય છે, એટલુંજ નહીં પણ તે વહેલું, બરોબર અને સંપૂર્ણ થાય છે. આવી તરેહના ગુણવાળું કામ થાય તો તે ખેતરમાં થતું હોય કે દુકાનમાં થતું હોય તોપણ તેથી આનંદ લાગે છે.

વ્યવસ્થાથી કામ જલદી થાય છે. કામની વ્યવસ્થા વગર કામ કરવાથી અમુક વખતમાં જેટલું કામ થાય તેના કરતાં વિશેષ કામ તેટલાજ વખતમાં વ્યવસ્થાથી થઇ શકે છે. એકી વખતે એકજ કામ તરફ ધ્યાન રાખવાથી તે વધારે જલદીથી, વધારે સહેલાઇથી અને વધારે સારૂં થાય છે. એકી વખતે એક કામ કરવાની રીત રાખવાથી એકી વખતે બે ત્રણ કામ કરવાની રીતના કરતાં આખા દિવસમાં વધારે કામ થશે. જ્યારે રેવરન્ડ આલ્બર્ટ બાર્ન્સે બાઇબલપર ટીકાનું પુસ્તક લખવાનો ઠરાવ કર્યો ત્યારે તેને શીર એક પ્રગણાના ધર્માધિકારીનું કામ કરવાની ફરજ હતી. એ કામમાં પહેલાં તેનો એટલો બધો વખત જતો કે એથી વિશેષ કામ કરવાનો અવકાશ મળશે એમ તેને લાગતું નહોતું, પણ એક પછી એક ક્રમ પ્રમાણે દરેક કામ કરી શકાય એવી રીતે વખતની પદ્ધતસર ગોઠવણ કરવાથી

તે પોતાની ધારણા પાર ઉતારી શક્યો. સવારમાં ઉઠવા પછી નાસ્તો લેવાનો વખત થાય ત્યાં સુધીનો વખત તે ટીકાનું પુસ્તક લખવામાં ગાળતો. આ યોજનાને ચૂસ્તરીતે વર્ષનાં વર્ષ વળગી રહ્યો, અને તેથી કરીને આખરે એ કિમતી પુસ્તક તૈયાર કરી શક્યો. આખો જન્મારો મહેનત કરે તો આ કામ થઈ શકે, એમ કેટલાક જણને લાગે એવું આ કામ, નાસ્તો લેતા પહેલાંના થોડા કલાક દરરોજ તેની પાછળ પદ્ધતસર ગાળી તે પૂરૂં કરી શક્યો હતો. વળી આથી તેના ધર્મોપદેશક તરીકેના કામમાં કંઇ અડચણ આવી નહોતી; પણ ઉલટું ઘણું કરીને એ કામમાં મદદ થઇ હશે.

મરહુમ ડાક્તર નેથિયલ એમન્સ ઘણો ઉદ્યોગી અને વિદ્યાવિલાસી હતો; પદ્ધતસર કામ કરવામાં તેને આનંદ લાગતો અને તે ઝડપથી કામ કરી શકતો. સર્વ ચીજ વ્યવસ્થાસર રાખવાની તેની ટેવને તે એટલી બારીકાઇથી વળગી રહેતો કે પચાસ વર્ષ સુધી તેને તે ખીંટીપર તેણે પોતાની ટોપી મૂકી હતી અને તેને તે જગાપર તેને તે રીતે ઉભા રહી પોતાનાં વ્યાખ્યાન લખ્યાં હતાં; બીજી કોઈ રીતે તેનાથી લખી શકાતું નહોતું. મેડાપર જે જગોએ તે બેસતો તે જગોએ તેના પગના ઘસારાથી એવું કાણું પડી ગયું હતું કે તેપર નવું પાટિયું જડીને તે પૂરી નાખવાની જરૂર પડી હતી. તે ખુરસી સઘડી વાપરતો અને તેમાં લાકડાં મૂકવાની ઘોડીપર એકને એક રીતે લાકડાં ગોઠવતો. સઘડીની ઉત્તર બાજુએ તે તબેથો મૂકતો અને ચીપિયો દક્ષિણ બાજુએ મુકતો. ઘરનું કોઇ માણસ અથવા કોઇ પરાણો અજાણમાં તબેથો અને ચીપિયો બીજી તરફ મૂકતાં તો તેમને યોગ્ય ઠેકાણે પાછાં મૂક્યા પહેલાં તે કંઇ કામ કરતો નહીં. પોતાની વ્યવસ્થા પ્રમાણે બધું ગોઠવાયલું ન હોય તો તે પોતાનું કામ સહેલથી, આનંદથી અને ઝડપથી કરી શકતો નહીં.

ગ્રિડિયન લીના સંબંધમાં તેનું જીવનચરિત્ર લખનાર કહે છે કે "તે એવો પદ્ધતસર ચાલનાર હતો કે તે દરરોજ રાત્રે સાંજ સુધીનો હિસાબ અને બધા પત્રોના જવાબ લખી નાખતો. આથી કરીને તેના મોતના દિવસની આગલી સાંજ સુધીનું બધું કામ વ્યવસ્થાસર હતું. જો તેનામાં આવી પદ્ધત અને નિયમિતપણું નહોત તો તેની યોજનાઓનો એક દશાંશ પણ તે પાર ઉતારી શકયો નહોત."

અમે કહીએ છીએ તેવી વ્યવસ્થા અથવા પદ્ધત રાખવાથી જુવાન માણસોને ત્રણ બાબતોમાં મદદ મળશે. એ ત્રણ બાબતોપર ફતેહ મેળવવાની ઇચ્છા રાખનાર દરેક જણે ધ્યાન આપવું જોઇએ. એ ત્રણ બાબતો એ છે કે વિચાર કરવો, અવલોકન કરવું, અને વાંચવું. ફતેહ પામેલા પુરૂષના દરેક દૃષ્ટાંતમાં આપણને જણાશે કે મગજે તેનો રસ્તો બતાવેલો છે. વિચાર એ તેનામાં પ્રાધાન્ય ભોગવતો, મગજ શોધ કરતું, યોજના કરતું, અવલોકન કરતું, ખર્ચ કેટલો થશે તે ગણી કાઢતું, ફતેહ મળવાની કે નિષ્ફળતા મળવાની વકી છે તે તપાસી જોતું, નિશ્ચય કરતું અને માણસની બધી શક્તિઓને જાગૃત કરતું. લેસીંગે એક જુવાન માણસને કહ્યું હતું કે "તમારી જાતે વિચાર કરો. જોઇએ તો ખોટો વિચાર કરો પણ તમારી જાતે વિચાર કરો." તેને ભૂલ કરવામાં ઉત્તેજન આપવાનો તેનો ઇરાદો નહોતો, પણ જે જુવાન માણસો કંઇ કરતા નથી અને બેફિકરાઇથી, વગર વિચાર કરે અડધા બેવકૂફ જેવા બેસી રહે છે તેમની તરફ પોતાનો ધિક્કાર બતાવવાનો હતો. "જેમ આપણું શરીર અને ઓકનાં જંગલ વધે છે તે પોતાની અંદરની શક્તિથી વધે છે, તેજ પ્રમાણે આપણી બુદ્ધિ પણ વધવી જોઇએ. ધીમે ધીમે પાચન કરવાથી, સંગીન કામ કરવાથી, વિચાર કરવાની મહેનત લેવાથી..................તે

વધે છે. મુશ્કેલીઓમાં ગુંચવાઇ ગયા પછી અને લડાઇનો હુમલે
થયા પછી, અને આફતો સહન કર્યાં પછી માણુસના આત્મા
રાજદંડ મળે છે. પ્રશ્નો પૂછી, વાતો અને ભાષણો કરી આપણ
મગજને મજબૂત અને સારૂ કરવાનો આપણો જે પ્રયત્ન, તે ઓક
ઝાડને થડે ફૂલના હાર લટકાવી તેને મજબૂત કરવાના અથવા કાગ
ળનો મહેલ અને હરણનું લશ્કર બનાવીને મોટું રાજ્ય બનાવવા
પ્રયત્ન જેવો નકામો છે. કોલરિજે કહ્યું છે કે "એક કળા એ
છે કે તે દરેક માણુસે સારીપેઠે જાણવી જોઇએ. એ કળા વિચા
કરી જોવાની છે. જો તમે વિચાર કરનાર માણુસ નહીં હો
તમે માણુસ છો તેથી શો ફાયદો છે ? ખરી વાત તો એ છે
જેમ પગ ચાલવાને માટે બનાવ્યા છે તેમ મન વિચાર કરવાને મ
બનાવ્યું છે. એવું ધારવામાં આવે છે કે વિચાર અને વસ્તુ
બન્ને મૂળમાં એકજ અર્થમાં વપરાતાં અને તે અર્થ મગજનું કા
કરવાનો હતો. વિચાર એ મગજની વસ્તુઓ અથવા કૃત્યો
જો કંઇ કૃત્યો ન કરો તો કહો વારૂ તમને માણુસજ શું કર
બનાવ્યા છે ?"

જોન પેક્સટને સન ૧૮૫૧ માં ક્રીસ્ટલ પેલેસની યોજ
કરી હતી. જે વખતે મોટા પ્રદર્શનની વ્યવસ્થાપક કમિટીએ
મહેલના નમુના તૈયાર કરાવવા જાહેરખબર કાઢી ત્યારે તે ડ
ઑફ ડેવનશાયરનો માળી હતો. લોકો એમ ધારતા હતા કે દેશ
માત્ર ઇજનેરો અને શિલ્પશાસ્ત્રીઓ જાહેરખબરમાં જણાવેલા ઇના
માટે હરીફાઇ કરશે. જોઇએ એવો નમુનો તૈયાર કરી એક મા
બહાર પડશે એમ કોઇએ ધાર્યું નહોતું; તોપણ પેક્સટન માળી
એવો નમુનો તૈયાર કર્યો કે જે ઇજનેરો અને શિલ્પશાસ્ત્રીઓ ત

કૃથી આવેલા દસબાર નમુના કરતાં ચઢિયાતો હતો. કયો નમુનો સૌથી સરસ છે એ વિશે કમિટીના સભાસદોને કંઇ શક નહોતો, અને એ વિષે તેમનામાં તકરાર પણ ચાલી નહોતી. પેક્સટનની યોજના એવી નવલ અને અનુકૂળ હતી કે તે એકદમ પસંદ કરવામાં આવી. પેક્સ્ટન જેવો માળી આવી સરસ યોજના કરી શક્યો એ વાતનો ખુલાસો શીરીતે થઇ શકે? માળી ફતેહમંદ કેમ નિવડયો અને જેનો રાતદિવસનો ધંધો એવા શિલ્પશાસ્ત્રી નિષ્ફળ કેમ નિવડયા? આ વાતનો ખુલાસો પેક્સટનના પોતાના શબ્દથીજ થાય છે. તેણે કહ્યું હતું કે "જોકે મારા વિચારને સ્પર્શેન્દ્રિયથી જણાવાય એવા રૂપમાં મૂકવાનો વખત આવશે એમ મારા સ્વપ્નામાંએ નહોતું તોપણ એ બાબતપર ઘણાં વર્ષથી હું વિચાર કરતો હતો." તે વિચારશીલ માણસ હતો અને તેના મનમાં આ કૃત્યો બગીચાને સુંદર અને ઉપયોગી કરવામાં જણાયાં હતાં; પણ આ વાત નવીન હતી છતાં તેમાં પણ તેની વિચાર કરવાની શક્તિ ફતેહમંદ નિવડી. વિચાર કરવાની ટેવ કેવી વ્યવહારોપયોગી, ફળદાયક અને વિચાર કરનારને પોતાને તથા દુનિયાને ઉપયોગી છે તે આ દૃષ્ટાંત બતાવી આપે છે. આ વિચાર કરવાની ટેવ, કે જે તેણે ન રાખી હોત તોપણ તેનું કામ ચાલતે, તેને માટે તેને નાઇટનો ઇલ્કાબ મળ્યો, અને પછીથી સિડેન્હામમાં વધારે મોટા અને ભવ્ય કાચનો મહેલ બંધાવવાનો હતો ત્યારે તેનો શિલ્પશાસ્ત્રી તેને નિમવામાં આવ્યો. અને તે પ્રખ્યાત કામમાં બગીચા, ફુવારા, વગેરેની યોજના કરવાનું કામ સ્વતંત્રરીતે તેને સોંપવામાં આવ્યું વળી સન ૧૮૫૪માં તે પાર્લામેન્ટનો સભાસદ થયો, અને તેની સાથે દેશમાં ઘણું માન પામ્યો. આ બધું કાળજીપૂર્વક અને વિવેક વાપરી કરેલા ઉપયોગી વિચારથી થયું હતું.

વાંચનથી વિચાર અને અવલોકનશક્તિ વધે છે અને વિચાર તથા અવલોકનથી ઘણું વાંચવાનું મન થાય છે. આ પ્રમાણે થવાથી ક્રિયા અને પ્રતિક્રિયા સરખી થાય છે, એટલે કે જ્યારે દરરોજનું કામ પદ્ધતસર ગોઠવણ કરી કરવામાં આવે છે ત્યારે આવું પરિણામ થાય છે. જેમ એકાગ્રતાથી વાંચનનો વધારે ફાયદો મળે છે તેમ વ્યવસ્થા અને ગોઠવણથી ઘણામાં ઘણા કામવાળાને પણ વાંચનનો વખત મળે છે. આપણે જોયું કે, ઘણામાં ઘણા કામવાળા ઘણા પુરૂષો ઘણું વાંચનારા હતા. તેઓ બુદ્ધિશાળી અને વળી વિદ્વાન્ પણ થઇ શક્યા હતા, વ્યવસ્થાસર કામ કરનારમાં વ્યવસ્થા અને પદ્ધત કે ધોરણ વગર કામ કરનારના કરતાં વાંચવાનો વધારે શોખ જણાય છે. વ્યવસ્થા કે ધારણા વગર ચાલનારા કદાચ વાંચે પણ તેમાં કંઇ ફાયદો નથી. એવા જુવાન માણસો માત્ર ગમ્મતને ખાતર વાંચે છે, અને તેથી કરીને નિર્માલ્ય નવલ કથાઓ અને વાર્તાઓનાં પુસ્તકો વાંચે છે, એવાં પુસ્તકો કોઈ ઉપયોગી વર્ગમાં મૂકી શકાતાં નથી, કદાચ જોન્સને ગેરિકના રસોઇયાઓને " કચરો, કુચા અને અર્થ વગરની વાત " ના વર્ગમાં ગણ્યા હતા, તે વર્ગમાં તે ગણી શકાય. જેમ તેમના કામકાજમાં પદ્ધત હોતી નથી તેમ તેમના વાંચનમાં પણ હોતી નથી. ઘણા જુવાનો એટલું પણ પૂછતા નથી કે ઇતિહાસ, જીવનચરિત્ર, મુસાફરી, પદાર્થવિજ્ઞાન, કળા, સાહિત્ય, એમાંનું એકાદ અથવા એ બધાં પદ્ધતસર ગોઠવણ કરી વાંચવાથી તેમને ફાયદો થશે કે નહીં; જે પુસ્તક મનમાં આવ્યું તે પુસ્તકાલયમાંથી તેઓ મંગાવે છે અને તેથી પોતાનું મગજ કેળવાશે કે નહીં અથવા પોતાનાં કામકાજમાં આગળ જતાં તે ઉપયોગી થઇ પડશે કે નહીં તેનો તેઓ બિલકુલ વિચાર કરતા નથી. કોલરિજ વાંચક વર્ગના

ચાર ભાગ પાડે છે, તે કહે છે કે "પહેલો વર્ગ ઘડિયાળની શીશી સાથે અને તેમનું વાંચન રેતીની કણીઓ સાથે સરખાવી શકાય. રેતી આ તરફ ગરે છે અને પેલી તરફ ગરે છે પણ પોતાની પાછળ કંઇ ચિન્હ મૂકી જતી નથી. બીજો વર્ગ વાદળીને મળતો આવે છે. વાદળી બધું પાણી ચૂસી લે છે પણ તે ને તે સ્થિતિમાં અથવા તો વધારે મેલું કરીને પાછું આપે છે. ત્રીજો વર્ગ, જેથી બનાવવાની ગરણી જેવો છે. તેમાંથી સારૂં સારૂં નિકળી જાય છે અને કચરો એકલો એકઠો થઇ જાય છે. ચોથો વર્ગ ગોવળકોન્ડાના હીરાની ખાણોમાં કામ કરનાર મજૂરની સાથે સરખાવી શકાય, કારણ કે તે કચરો નાખી દે છે અને ચોખું ઝવેર પાસે રાખે છે." આ છેલ્લો વર્ગજ માન આપવા લાયક છે. છેલ્લા શિવાય બીજા વર્ગમાં આવવાને જુવાન માણસોએ શરમાવું જોઇએ. તેમનામાંના જે ફતેહ મેળવવાને રસ્તે ચઢયા હશે તે તો બીજા કોઇ વર્ગમાં ગણાવાને શરમાશે જ.

આપણે જોયું છે કે ફ્રાન્કિલીન બોસ્ટનના છાપખાનામાં હતો ત્યારે જમવાના વખતના ત્રણ કલાકમાંથી બે કલાક વાંચવા માટે કાઢતો હતો. તે વીશીમાં ખાતો અને ચાવવાને માટે ઘણો વખત લે નહીં એવો સાદો ખોરાક ખાઇને રહેતો. તેથી તે બે કલાક વાંચવા માટે બચાવી શકતો. પદ્ધતસર કામ કરવાની ગોઠવણ રાખવાથી ગમે તે જુવાન માણસ સવારથી સાંજ સુધીમાં બે કલાક બચાવી શકે. એટલો વખત ધ્યાનપૂર્વક વાંચવામાં ગાળવાથી કેટલું થઇ શકે તે જુઓ. તે એક કલાકમાં ઓછામાં ઓછાં વીસ પાન વાંચી શકે અને તેની મતલબ યાદ રાખી શકે. આ હિસાબે દિવસમાં ચાળીસ પાન તે વાંચી શકે, અને રવિવારને દિવસે વધારે વખત મળે તેનો

ડહાપણ વાપરી ઉપયોગ કરે તો દરરોજ સરેરાસ પચાસ પાન વાંચી શકે, એટલે અઠવાડિયામાં ત્રણસેં પચાસ પાન વાંચી શકે. આ હિસાબે આખા વર્ષમાં તે અઢાર હજાર પાનાં અથવા ચારસેં પાનનું એક પુસ્તક ગણતાં, પીસ્તાળીસ પુસ્તક વાંચી શકે. આ રીતે તે એક વર્ષ ઇતિહાસ વાંચે, બીજે વર્ષ જીવનચરિત્ર વાંચે, ત્રીજે વર્ષ મુસાફરીનાં પુસ્તક વાંચે, ચોથે વર્ષ પદાર્થવિજ્ઞાનનાં પુસ્તક વાંચે; અને એ પ્રમાણે ઘણાં વર્ષ વાંચ્યા કરે તો પંદર વીસ વર્ષમાં ઘણી બાબતોનું તેને જ્ઞાન થાય; ને સાઠ વર્ષનો તે થાય ત્યારે સાઠ વર્ષના ગ્રેજ્યુએટના જેટલી વિદ્વત્તા તે મેળવી શકે. આ વાત જુવાન માણસે વિચાર કરવા યોગ્ય અને અનુભવસિદ્ધ છે. એ કંઇ માત્ર અટકળ નથી અથવા એમાં કંઇ અતિશયોક્તિ નથી. જુવાન માણસો પોતાનું કામ બરોબર વ્યવસ્થા રાખી કરે તો વિદ્વત્તા માટે પ્રખ્યાત થવા જેટલો તેમને વખત મળી શકે, એ વાત ગણિતશાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રતિપાદન કરી શકાય એવી છે. તેટલા માટે વ્યવસ્થાથી બીજું કંઇ નહીં પણ વાંચનમાટે વખત મળતો હોય તોપણ જુવાન માણસોએ પોતાનાં દરરોજનાં કામકાજમાં વ્યવસ્થા રાખવી યોગ્ય છે. જો કોઇ જુવાન માણસ એવી દલીલ બતાવતો હોય કે મારે તો મારૂં પોતાનું કંઇ કામ નથી અને તેથી વ્યવસ્થા કરવા જેવી અગત્યનું કંઇ કામ છેજ નહીં તો તેની દલીલ એ વાતથી ખોટી પડી છે કે વ્યવસ્થાથી વિચાર કરવાનો, અવલોકન કરવાનો અને વાંચવાનો વખત મળે છે; વળી વ્યવસ્થા કરવા જેવું જુવાન માણસને કંઈ કામ નથી એ વાત ખરી નથી. તેને સવારે ઉઠવાનો અને રાતે સુવાનો વખત હોય છે, પોતાને રહેવાનું ઘર વ્યવસ્થામાં રાખવાનું હોય છે, કપડાંની પેટી ગોઠવી રાખવાની હોય છે, ખાવાનું

હોય છે, કાગળો લખવાના હોય છે અને બીજાં ઘણું કામ કરવાનાં હોય છે. એ બધાને માટે વ્યવસ્થા રાખવાની તેને જરૂર પડે છે. આ ગુણની કસોટી કાઢવાને દરેક ઠેકાણે તક મળે છે. ગૃહસ્થ, કારીગર, વેપારી; નોકર, શેઠ, વિદ્યાર્થી, ખેડુત, અને મનુષ્યવર્ગમાં મોટામાં મોટો અને ગરીબમાં ગરીબ એ બધાને દરરોજનાં કામકાજમાં વ્યવસ્થા રાખવાને પુષ્કળ જગો છે.

એ વાત ભૂલી જવી ન જોઇએ કે આ જમાનામાં પુસ્તકાલય, વાંચનશાળા, પ્રદર્શન, વર્તમાનપત્રો અને જાહેર ભાષણો વગેરેથી શહેરોમાં અને મોટાં મોટાં ગામોમાં પોતાનું મગજ કેળવવાને જુવાન માણસોને સારી સગડ મળે છે. જો પોતાના કામકાજમાં તેઓ પદ્ધત રાખે તો આ બધી સંસ્થાઓનો લાભ તેઓ લઇ શકે. ફતેહ મેળવવામાં એથી ઘણી મદદ મળે છે અને ખાસ કરીને કામ કરવાના વખતમાં કામમાં ગરક થઈ જતા જુવાનોને માટે તે ખાસ રીતે ઉપયોગી છે. આવી સગડો છતાં જુવાન માણસ અજ્ઞાન અથવા બોથડ રહે તો તેમાં તેનોજ દોષ છે.

ધસવું એ શબ્દમાં સમાયલા કામ કરવાના ગુણ સેમ્યુઅલ બજજેટે બતાવ્યા હતા, તેનું વિવેચન અમે કરી રહ્યા છીએ. એ બધા ગુણ સાથે હોય તો જુવાન માણસ શું કરી શકે એ તે બતાવી આપે છે. જેટલું થઇ શકે તેથી ઓછું કરવાથી ઉંચામાં ઉંચો અને ખરામાં ખરો લોભ રાખનાર સંતોષ પામશે નહીં. જુવાન માણસ કેવો થઇ શકે એ ધ્યાન આપવા જોગ છે. ઓક ઝાડના બીજમાંથી એક મોટું ઓકનું ઝાડ થઈ શકે એટલુંજ નહીં પણ ઓકનું જંગલ થઇ શકે અને ઓકનો આખો દેશ થઇ શકે. તેનાં હજારો વહાણો બંધાય અને શહેર તથા દેશને માટે પૂરતો

કાટ તેનાંથી નિકળે. સોળમા સેંકડામાં સર વૉલ્ટર રેલે બટાટાનો એક ગાંઠિયો ઈંગ્લાંડ લાવ્યો હતો તેથી કરોડો લોકોનો ગુજારો થયો છે, વારંવાર પડતો દુકાળ દૂર થયો છે અને ઈંગ્લાંડ તથા અમેરિકાની દોલત, આબાદી અને કીર્તિમાં વધારો થયો છે. 'ધી મે ફ્લાવર' વહાણના ખલાસી ૧૬૨૦ માં પ્લીમથ પાસે દરિયાનાં મોજાં સાથે અથડાતા ખડક આગળ ભરાઇ પડયા હતા. તેમને કોઈની મદદ નહોતી અને ખાવાને પૂરતો ખોરાક પણ નહોતો તેથી એવી વકી રાખવામાં આવતી કે પહેલેજ વર્ષે અમેરિકાનાં જંગલી જનાવર અથવા ઇન્ડિયન લોક તેમનો ભક્ષ કરી જશે; એ પ્રમાણે વાસ્તવિક વકી હતી; પણ થઇ શકવાજેવું તો એ હતું કે જે હાલ આપણે થયેલું જોઇએ છીએ; કરકસર, કીર્તિ, શક્તિ અને આબરૂમાં અમેરિકામાં એ લોકોના જેવું કોઇ નથી. તેજ પ્રમાણે કોઇ જુવાન બિનઅનુભવી હોય છે, તેની શક્તિઓ ખીલેલી હોતી નથી, તે અંધારામાં, ગરીબાઇમાં, અને દુઃખમાં પડી રહ્યો હોય છે અને જુવાન માણસને નડે છે તેવી બીજી ઘણી આફતો તેને હોય છે, પણ એવો જુવાન માણસ લ્યુથર, વેલિંગ્ટન, બેકન, લિંકન, એસ્ટર અથવા ન્યુટન થઇ શકે છે.

વેપાર, વિદ્યા અથવા રાજ્યકૌશલ્યમાં ફતેહમંદ નિવડેલા માણસો કેવી રીતે કામ કરતા એ બાબત જે નિયમો તે લખી ગયા છે તેમાં અમે ઉપર જણાવી ગયા છીએ તથા હવે જણાવીશું તેવાં લક્ષણ માલમ પડશે. ન્યુ ઓર્લિયન્સનો લક્ષાધિપતિ મેકડોનો એવો હુકમ કરી ગયો હતો કે નીચે જણાવેલા નિયમ તેની કબરપર કોતરાવવા, કારણ કે એ નિયમ તે પોતાના ધંધામાં પાળતો હતો અને એ નિયમથી તેને ઘણી ફતેહ મળી હતીઃ—

" હમેશ યાદ રાખજો કે જે સરતોએ આપણને જીંદગી આપવામાં આવી છે તેમાં મહેનત પણ એક છે.

" વખત એ સોનું છે; એક પળ પણ ગુમાવશો નહીં; દરેક પળનો હિસાબ રાખજો.

" બીજાઓને તમારી સાથે જેવી રીતે વર્તાવવા તમે ઇચ્છતા હોય તેવી રીતે તમે તેમની સાથે વર્તજો.

" જે આજ થાય એવું હોય તે કાલે કરવા મુલ્તવી રાખશો નહીં.

" જે તમે જાતે કરી શકો એવું હોય તે બીજાને કરવાનું કહેશો નહીં.

" બીજાના માલનો લોભ કરશો નહીં.

" કોઇ બાબતને એવી નજીવી ગણી કાઢશો નહીં કે તેપર ધ્યાન આપવું યોગ્યજ નથી.

" જે કમાયા નથી તે આપી દેશો નહીં.

" ઉપજ થાય નહીં એવું ખર્ચ કરશો નહીં.

" તમારાં કામકાજમાં ઘણામાં ઘણી વ્યવસ્થા રાખજો.

" તમારી જીંદગીમાં વધારેમાં વધારે ભલું કરવાની ધારણા રાખજો.

" તમારા સુખને માટે જે અવશ્યનું હોય તે કદી વર્જીત કરશો નહીં પણ તમારો મોભો સાચવી સાદાઇ અને કરકસરથી રહેજો.

— " તમારી જીંદગીની આખર ઘડી સુધી મહેનત કરજો.

" ઉપર જણાવેલા નિયમો પ્રમાણે ચાલશો તો ઇશ્વર તમારીપર કૃપા કરશે અને તમને મનમાનતી રીતે હરેક પ્રકારની દોલત

મળશે; પણ પ્રથમ એ વાત યાદ રાખજો કે આપણી જીંદગીનું મુખ્ય કર્ત્તવ્ય એ હોવું જોઇએ કે આપણાથી બને તે કરીને આપણા પેદા કરનારની કીર્ત્તિ અને આબરૂ વધારવી. હું એવા નિશ્ચયપર આવ્યો છું કે મિતાહારપાન વગર તંદુરસ્તી હોઇ શકે નહીં, સદ્‌ગુણ વગર વ્યવસ્થા હોઇ શકે નહીં, ધર્મ વગર સુખ હોઇ શકે નહીં; અને આપણી જીંદગીનો ઉદ્દેશ ડહાપણથી, વિચારથી અને સત્ય ધર્મથી રહેવામાં સમાયલો છે."

જ્યારે હેન્રી કલે નામની આગબોટ હડસન નદીમાં બળી ગઇ ત્યારે ન્યુયોર્કનો સૌથી વધારે પ્રખ્યાત અને વધારે ઉપયોગી, શહેરી ઓનરેબલ સ્ટીવન એનલ્ન તેમાં મરણ પામ્યો. તે એક વખત શહેરનો મેયર થયો હતો અને જુદે જુદે વખતે બીજી ઉપયોગી જગાઓનું કામ કરી પોતાને પસંદ કરનારને તેણે સંતોષ આપ્યો હતો. ઉપર જણાવેલા ભયાનક અકસ્માત્ પછી બે દિવસે તેની લાસ હાથ લાગી હતી અને તેના ગજવામાં એક નાની નોટબુકમાં નીચેના નિયમ છાપીને રાખેલા માલમ પડયા હતા. એમ લાગે છે કે તે આ નિયમ હમેશ પોતાની સાથે રાખતો હશે:—

"સોબત રાખો તો સારી રાખો, નહીં તો ન રાખો, કદી આળસુ બેસી રહેશો નહીં.

"તમારા હાથને માટે કંઇ ઉપયોગી કામ ન હોય તો તમારા મગજને કેળવવા બેસજો.

"હમેશ સત્ય બોલવું.

"જેમ બને તેમ થોડાં વચન આપવાં.

"તમારાં વચન પાળજો.

"તમારી કંઇ છૂપી વાત હોય તો તે છૂપી રાખજો.

" કોઇની સાથે વાત કરો ત્યારે તેના સામું જોઇને બોલજો.
" સારી સોબત અને સારી વાતચિત સદ્ગુણ વધારે છે.
" સદ્વર્તન એ સર્વોપરી છે.
" તમારા પોતાના કૃત્ય શિવાય બીજા કશાથી તમારી આબ-રૂને ખરીરીતે ધોકો લાગે નહીં.
" જો કોઇ તમારૂં ભૂંડું બોલતો હોય તો તમારી ચાલચલગત એવી રાખજો કે કોઇ એવું બોલેજ નહીં.
" કોઇ પણ જાતનો દારૂ પીવો નહીં.
" (આફતના વખત શિવાય) હમેશ તમારી ઉપજની અંદર ખર્ચ કરજો.
" જ્યારે બીછાનામાં સુવો ત્યારે દિવસે કરેલાં કૃત્યનો વિચાર કરી જોજો.
" જો આબાદ થવું હોય તો પૈસાદાર થવાની ઉતાવળ કરશો નહીં.
" થોડો અને એક સરખીરીતે નફો મેળવવાથી મગજ શાંત રહે છે અને પૂરતો પૈસો મળે છે.
" કોઇ પણ પ્રકારની હોડ બકશો નહીં.
" હમેશ લાલચથી દૂર રહેજો, કારણ કે રખેને તમે તેમાં ફસી પડો.
" પૈસો ખરચો તે પહેલાં પૈસો કમાજો.
" દેવામાંથી છુટવાનો રસ્તો ન દેખતા હો તો દેવું કદી કરશોજ નહીં.
" બની શકે ત્યાં સુધી કોઇની પાસે કંઇ ઉછીનું લેવું નહીં.
" કોઇનું ભૂંડું બોલવું નહીં.

" ઉદાર થતા પહેલાં ન્યાયી થજો.
" સુખી થવું હોય તો નિરપરાધી રહેજો.
" ઘરડા થાઓ ત્યારે ખર્ચવાને જુવાનીમાં પૈસાનો બચાવ કરજો.
" ઉપરની શીખામણો અઠવાડિયામાં ઓછામાં ઓછી એક-વાર વાંચી જવી."

બીજા પ્રખ્યાત માણસોએ જુદા જુદા ધંધામાં ગ્રહણ કરેલા નિયમોની યાદીઓની જરૂર હોયતો અમે તે આપી શકીએ એમ છે; પણ તે બધાનો ભાવાર્થ એક સરખોજ છે, અને ફતેહ મેળવવાને જે આવશ્યક ગુણ આ પુસ્તકમાં અમે દર્શાવ્યા છે તે તેમાં આવી જાય છે. ફતેહનો આધાર મનના કેટલાએક સ્વાભાવિક અને કેટલાક મેળવેલા ગુણોપર આધાર રાખે છે; તેથી ગમે તે ધંધો પસંદ કર્યો હોય તોપણ વર્તનના ખરા નિયમો એક સરખા જ હોવા જોઇએ. કહ્યું છે કે " સરખો સરખાથી ખુશી થાય છે."

---

## પ્રકરણ ૧૩ મું.

## સદ્વર્તન.

કોઇએ કહ્યું છે કે " કંઇ ધોરણ વગરના વર્તનવાળા માણસ પર કંઇ ભરોંસો રાખી શકાય નહીં." પાછલાં પ્રકરણોમાં કામ કરવાના જે ગુણોનું અમે વિવેચન કર્યું છે તે કોઇ માણસમાં હોય પણ કંઇ ધોરણ ન હોય તો તેની પર પણ કંઇ ભરોસો રહી શકે નહીં. સીઝર અને નેપોલિયન ઘણા બુદ્ધિશાળી અને કામ કરંદા હતા. પણ નીતિના ધોરણને બદલે માત્ર રાજ્ય લોભની દોરવણી પ્રમાણે તેઓ ચાલતા. બાયરનમાં માનસિકશક્તિ અને સામર્થ્ય

ઘણાં હતાં અને તે બોધ ઠીક કરી જાણતો, પણ તેનામાં કંઇ ધોરણ ન હોવાથી તેનાં કૃત્યો ધિક્કારી કાઢવા જેવાં હતાં. જરૂર હોય તો એવાંજ બીજાં ઉદાહરણો આપી અમે બતાવી આપીએ એમ છે કે નીતિના ધોરણની ખામીને લીધે બીજા ઘણા બુદ્ધિશાળી માણસો દુનિયામાં પીડારૂપ થઇ ગયા છે; પણ તેની કંઇ જરૂર જણાતી નથી; એ વાત સર્વને જાણીતી છે. જુવાન માણુસ તપાસ કરશે તો તેમને ગમે તેવા લોકોમાં અથવા કદાચ તેમના જેટલી ઉમ્મરના માણસોમાં પણ આ વાતનાં ઉદાહરણ મળી આવશે.

આ પ્રકરણમાં સદ્વર્તનના વિષયનું બારીક પ્રથક્કરણ કરવાને બદલે અમે તેનું સામાન્ય વિવેચન કરીશું. જેને સદ્વર્તન કહેવામાં આવે છે તે સાધારણ રીતે દરેક માણસના જાણવામાં હોય છે અને તેનું વિવેચન અમે આ પ્રકરણમાં કરવાના છીએ. સદ્વર્તનની હયાતી વિષે કોઇ ભાગ્યેજ ના પાડે છે; તેની કિમ્મતની પણ કોઈ ભાગ્યેજ ના પાડે છે. સદ્વર્તન એ શું છે અને તેથી શી અસર થાય છે એ જુવાન માણુસ એકદમ કબુલ કરશે; અમારા મત પ્રમાણે તેનું સંપૂર્ણ પ્રથક્કરણ કરતાં તેમાં જે તત્વો હોવાનું જણાય તે બધાં જરૂરનાં છે એમ કદાચ તે કબુલ નહીં કરે; તોપણ જેને સદ્વર્તન કહેવામાં આવે છે તે આવશ્યક અને અમૂલ્ય છે એમ તે કબુલ કરશે. આ પ્રકરણમાં એટલુંજ તેના મનને મળતું ગ્રહણ કરીને અમે ચાલીશું અને બીજી તકરારી બાબતોનું વિવેચન હવે પછીનાં પ્રકરણોમાં કરીશું. આ અર્થમાં સદ્વર્તન તેને તથા બીજાઓને દરેક કામમાં કેટલું બધું ઉપયોગી છે એ પણ કબુલ ન કરે એવો અજ્ઞાન, ભ્રષ્ટ, અથવા હલકો કોઇ જુવાન હોય તો આ પુસ્તક વાંચવાથી ગાંડાને જેટલો ફાયદો થાય તેથી વધારે તેને થશે નહીં. અમે આ

પુસ્તક એવા બેવકૂફોને માટે લખ્યું નથી પણ જે સમજીને નીતિ સંબંધી બોધ લઇ શકે તેને માટે લખ્યું છે. એવા બેવકૂફો ગમે ત્યાં ગોથાં ખાય તેની અમે કંઇ દરકાર રાખતા નથી.

આબરૂ એજ સદ્વર્તન છે એમ નથી. સદ્વર્તન તો જીંદગી જેવું "વાસ્તવિક" છે. આબરૂ અને સદ્વર્તન એ બેમાં જોકે ફેર છે તોપણ તે બંને ઘણીવાર એકજ અર્થમાં વપરાય છે. માણસ જેવો હોય તેવું તેનું વર્તન હોય છે અને આબરૂ તો તે જેવો ન હોય તેવી પણ હોય છે. સદ્વર્તનથી માણસની ખરી કિમ્મત થાય છે. લોકોમાં તેને માટે શું બોલાય છે—અર્થાત્ બજારમાં તેની કેવી કિમ્મત છે એ આબરૂ બનાવે છે સદ્વર્તનનો પાયો ઉંડો હોય છે અને તે પત્થરના પાયાની પેઠે લાંબો વખત ચાલે છે. આબરૂનો આધાર લોક વિચારપર રહેલો છે, અને તે આજે હોય તે કાલે ન હોય. સદ્વર્તન ચાલુ નિયમોને આધીન રહે છે; આબરૂ કોઇ પણ નિયમપર આધાર રાખ્યા વગર પણ રહી શકે છે. એવું કહેલું છે કે "માણસની આબરૂ તેના પડછાયા જેવી છે. તે કોઈ વખત તેની આગળ ચાલે છે અને કોઇ વખત પાછળ ચાલે છે. તે કોઇ વખત ટુંકી હોય છે અને કોઇ વખત લાંબી હોય છે." જેનામાં બિલકુલ સારી ચાલચલકત ન હોય એવા માણસનાં પણ પરદેશમાં વખાણ થાય, પણ જેનામાં ખરી લાયકી હોય તેનેજ અમે તો અત્રે સદ્વર્તનવાળો કહીએ છીએ.

થોડાં વર્ષપર સોનાની રેતી જાણીને ભરેલી એક પેટી કેલિફોર્નિયાની એક ખાણના માલેકે બોસ્ટનના એક રસાયણીપર પ્રથકકરણ કરવા મોકલી હતી. એ રેતીની જાત વિષે ખાણના માલેકના મનમાં કંઇ શક નહોતો. કંઇ જુદાજ વિચારથી તે તેનું પ્રથકકરણ કરાવવા

માગતો હતો. રસાયણીએ એવો મત આપ્યો કે તેમાં સોનું નથી પણ લોખંડનો ભાગ છે. આબરૂ અને સદ્વર્તન વચ્ચે શો તફાવત છે તે આ પરથી જણાય છે. રેતી સોનાની છે એમ કહેવાતું હતું પણ તેનું ખરૂં લક્ષણ તપાસતાં સોનાને બદલે લોખંડ માલમ પડયું હતું. માણસના સંબંધમાં પણ એમજ હોય છે. મસાચ્યુસેટ્સ પ્રગણાના ફોલરિવર ગામમાં કેટલાક ધર્મગુરૂઓ સોના જેવી આબરૂ ભોગવતા હતા; પણ તેમનાં ખરાં લક્ષણ એકાએક ઉઘાડાં પડવાથી તે કથીર જેવી થઈ ગઇ હતી અને તેઓ હાલ તુરંગમાં પડેલા છે. આ પ્રકરણમાં અમે આબરૂનું નહીં પણ સદ્વર્તનનું વિવેચન કરવા ધારીએ છીએ.

કોઇ માણસની બુદ્ધિ શેકસપિયર અથવા વેબસ્ટરના જેવી હોય તોપણ બુદ્ધિની સાથે સદ્વર્તન ન હોય ત્યાં સુધી તેનામાં કંઈ લાયકી નથી અથવા તેની કંઇ કિમ્મત નથી. તે લાખો રૂપિયા કમાય તોપણ જો સદ્વર્તન વગરનો હોય, તો ગરીબજ છે એમ સમજવું. જે માણસનું વર્તન સારૂં નથી તે દુનિયામાં કંગાલમાં કંગાલ છે. તે રાજાના જેવા મહેલમાં રહેતો હોય, ગાડી ઘોડા દોડાવતો હોય અને ખુશામતખોર લોક તેનાં વખાણ કરતા હોય તોપણ જો નીતિ વગરનો હોય તો તે કંગાલજ છે અને તેની જાતને તેમજ દુનિયાને તેના પૈસાને લીધે વધારે નુકસાન કર્તા થઇ પડે છે. એડીનબરોની પાઠશાળાના અધ્યાપક બ્લેકીએ જુવાન માણસોને આપેલા બોધમાં કહ્યું છે કે "પૈસાની કંઇ જરુર નથી, હોંશિયારીની કંઇ જરૂર નથી, કીર્તિની કંઇ જરૂર નથી અને તંદુરસ્તીની પણ કંઇ જરૂર નથી; પણ માત્ર સદ્વર્તન એકલુંજ જરૂરનું છે અને તે આપણને બચાવે છે; જો સદ્વર્તન રાખી આપણે આપણો બચાવ ન કર્યો તો નક્કી નરકે વાસ થવાનો."

જુવાન માણુસે એમ ધારવું નહીં કે સદ્વર્તન રાખવું કે નહીં એ તેની મરજીની વાત છે. સદ્વર્તન રાખવાની તેની ફરજ છે. એ ફરજમાંથી તેનાથી જરાપણ ખસી જવાય એવું નથી. પૈસાદાર થવાની અથવા ગ્રંથકાર થવાની અથવા રાજપુરૂષ થવાની તેની ફરજ નથી પણ સદ્વર્તનશાળી થવાની તેની ખાસ ફરજ છે. જો તે સદ્વર્તન ન રાખે તો ઇશ્વરની આજ્ઞાનો તે ભંગ કરે છે અને પોતાની જાતને તેમજ દુનિયાને ઠગે છે. સદ્વર્તન રાખવું એ જરૂરનું છે, તેમજ બની શકે તેવું છે. ગરીબમાં ગરીબ માણુસ પણ સદ્વર્તનવાળો થઇ શકે. મજબુત માણુસથી તેમજ નબળામાં નબળા અને માંદામાં માંદા માણુસથી પણ સદ્વર્તનવાળા થઇ શકાય છે. માત્ર ગાંડા અને ડાગળી ખસી ગયેલા ગમે તેમ વર્તે તે સાંખી શકાય છે. સદ્વર્તન રાખવા તરફ દુર્લક્ષ કરવું એ કંઇ નાનોસુનો અપરાધ નથી; કારણ કે તેથી ઇશ્વરનું અપમાન થાય છે અને જનસમૂહને હજારો રીતે નુકસાન થાય છે. પોતાના દુરાચારથી જુવાન માણુસ દુનિયાને જેટલું નુકસાન કરી શકે છે તેટલું બીજા કશાથી કરી શકતો નથી, ઢંગધડા વગરના નીચ માણુસ વગર બીજો કોઈ દુરાચાર પસંદ કરશે નહીં.

સદ્વર્તનની અમે ઉપર તારીફ કરી છે તેમાં નવીન કંઇ નથી. મોટા સાધુ અને સંતોએ જે કહ્યું છે તેજ અમે ટુંકામાં ફરીથી જણાવ્યું છે, માર્ટિન લ્યુથરે કહ્યું છે કે "દેશની આબાદી તેની બહોળી આવકપર, તેના કિલ્લાની મજબુતીપર અથવા તેનાં જાહેર મકાનોની સુંદરતા પર આધાર રાખતી નથી, પણ તેની વસ્તીમાં કેળવાયલા, જ્ઞાનવાળા અને સદ્વર્તનવાળા કેટલા માણુસો છે તે પર રાખે છે. દેશનું ખરૂં હિત, ખરૂં જોર અને ખરી સત્તા તેમાંજ રહેલાં છે."

સદ્વર્તનના કેટલાક ખાસ ફાયદા વિચાર કરવા યોગ્ય છે. પહેલાં તો એ ફાયદો છે કે સદ્વર્તન એ એક જાતનું ભંડોળ છે. "જ્યારે તમને વારસામાં પૈસા ન મળ્યા હોય ત્યારે સદ્ગુણ એ તમારો ખરેખરો પૈસો છે." પૈસા હોય કે ન હોય તોપણ જુવાન માણસને સદ્ગુણ પૈસાની ખરી ગરજ સારે છે. નાણાંથી લોક તમારીપર ઇતબાર રાખશે નહીં; ધંધામાં જોઇતો ઇતબાર એકલાં નાણાંથી રહેશે નહીં. પુષ્કળ દ્રવ્ય હોય તો વેપારીની પૈસા સંબધી સ્થિતિ વિષે ઇતબાર આવે પણ તેની નીતિ કેવી છે એ વિષે માત્ર પૈસાથી કંઇ ઇતબાર આવે નહીં. તેની પાસે દ્રવ્ય હશે એટલાપરથી એવી જામીનગીરી મળતી નથી કે તે જૂઠું નહીં બોલે, ઠગશે નહીં અથવા છેતરપંડી નહીં કરે; પણ સદ્વર્તનથી જામીનગીરી મળે છે કે તે તેમ કરશે નહીં. "ઘણા પૈસા મેળવવા કરતાં સારૂં નામ કાઢવું એ પસંદ કરવા જોગ છે." ફ્રેંચ ભાષામાં એક કહેવત છે કે "સોનાના કંદોરા કરતાં સારૂં નામ ઉત્તમ છે." આપણે જોયું છે કે દુનિયામાં વધારેમાં વધારે ફતેહમંદ નિવડેલા માણસોને એમજ જણાયું છે. સારૂં વર્તન રાખી તેમણે શરૂઆત કરી હતી. એમોસ લોરેન્સે બોસ્ટનમાં ધંધો શરૂ કર્યો ત્યારે તેના બાપે તેને એક હજાર ડૉલર ઉછીના આપવા માંડયા પણ તે લેવાને તેણે ના પાડી. તે કેવા લક્ષણનો હતો એ આ પરથી જણાઇ આવે છે. આટલીજ વાતપરથી આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે તે સાહસિક અને ધીરજવાળો હોવો જોઇએ. તેનો દિકરો ફ્રાન્સમાં હતો. તેને મોટી વયે તેણે લખ્યું હતું કે "સારી નીતિ, સારો સ્વભાવ અને સારી રીતભાત વગર માણસ જેટલો આગળ વધે તેનાથી વધારે તે હોય તો વધી શકે. સૌથી અગત્યનું તો સારી નીતિ છે. સારી રીત-

ભાતથી થોડો વખત કામ ચાલે તોપણ આખરે ખરે અવસરે સારી નીતિ વગરનો માણસ ભાંગી પડે છે."

ઘણા ગુણ એકત્ર થઇને માણસનું લક્ષણ બને છે. સાચવટ રાખીને માણસ વર્તે તો માત્ર વ્યવહારિક ગુણથી પણ ચાલે. ઇતબાર રાખી શકાય એવું લક્ષણ હોવાને તેમાં સાચવટ અવશ્ય હોવી જોઇએ. આપણા શહેરોમાં ઘણા જણા એવા હોય છે કે જે અમુક ધર્મ કે સંપ્રદાયના હોતા નથી, પણ તેમનામાં ધંધો કરવાની કળવિકળ હોય છે અને તે નીતિ પ્રમાણે ચાલે છે તેથી તેમનાથી ઘણો ફાયદો થાય છે. તેઓ આગળ વધે છે, પણ તે નીતિ પ્રમાણે ચાલીનેજ. તેમની બુદ્ધિ, તેમની તરફ લોકોનું ધ્યાન ખેંચે છે, તેમની હોંશિયારી તેમને માન અપાવે છે, અને તેમનું વચન લેખ જેવું વજનદાર ગણાય છે, તેથી લોકોને તેમનીપર ઇતબાર રહે છે. ફ્રાન્કલિન આ પ્રકારનો માણસ હતો. તેણે કહ્યું છે કે "તેથી કરીને મારા ગામના લોકોમાં મારૂં વજન બંધાયું હતું. મને છટાથી બોલતાં નહોતું આવડતું; બોલતાં હું અચકાતો અને યોગ્ય શબ્દો પણ વાપરી જાણતો નહોતો; એમ છતાં પણ મારી દરખાસ્ત હું પસાર કરાવી શકતો." તેનું કારણ એ હતું કે તેની નીતિ વિષે અને તેના પ્રમાણિકપણા વિષે લોકોને વિશ્વાસ હતો. હાલના વખતનો એક જાણવા જોગ દાખલો અબ્રાહમ લિંકનનો છે. તેના દેશની એવી દશા આવી હતી કે "પ્રમાણિક" માણસજ તેનો બચાવ કરી શકે. જોકે બુદ્ધિ તરફ દુર્લક્ષ કરવાનું નહોતું તોપણ બુદ્ધિ જોઇને નહીં પણ સદ્વર્તનની ખાતરજ તેને પસંદ કરવામાં આવ્યો હતો. તે કંઇ ખ્રિસ્તીધર્મ પાળતો નહોતો પણ તે "ધોરણ" વાળો હતો. ધોરણવાળા માણસ તરીકે તેણે નામ કાઢેલું હતું. તેની

વર્તણુકમાં જરા પણ કપટ નહોતો. કોરા કાગળ જેવી તે સ્વચ્છ હતી. તેટલા માટેજ તેને પ્રેસિડન્ટ નિમવામાં આવ્યો હતો. તેનું સદ્‌વર્તન એજ તેનું ભંડોળ હતું; તેથી તેને પ્રેસિડન્ટની જગો મળી, એટલુંજ નહીં પણ તે જગોએ પણ તેણે તેથીજ નામ કાઢયું. અણીને વખતે દેશને જોઇએ એવો નીતિવાળો જાણીને દેશે તેને પસંદ કર્યો હતો. તે અનીતિવાન નિકળશે એમ લોકને બિલકુલ ધાસ્તી નહોતી. ગમે તેવી ખટપટ થાય, ગમે તેવી બેવફાઇ, રાજદ્રોહ અને ઉત્પાત થાય તોપણ તે ડગે તેવો નહોતો. લોકોને આ વાતની ખાત્રી હતી તેથી તેઓએ તેનો ઇતબાર રાખ્યો, રાહ જોઇ અને આખરે ફતેહમંદ નિવડયા.

સદ્‌વર્તન એ સત્તા છે. અમે ઉપર જે કહ્યું છે તે પરથી એ તો ગર્ભિત રીતે દેખાય છેજ. " જ્ઞાન એ સત્તા છે, " પણ સદ્‌વર્તન વગર પણ જ્ઞાન હોઇ શકે. તેમાં સદ્‌વર્તન ઉમેરો એટલે તમને અત્ય-ત્ય સત્તા મળશે. સેમ્યુઅલ બજેટ બધા લોકપર ઘણી સત્તા ભોગવતો તેનું રહસ્ય આ હતું. તે મરી ગયો ત્યારે જે દેખાવ થયો હતો, તેવો દેખાવ બેસુમાર સત્તાવાળો માણસ મરી જાય તે સિ-વાય બીજે પ્રસંગે થાય નહીં. જુવાન અને ઘરડા, તવંગર અને ગરીબ, મોટા અને નાના, બધા ઘણા ગાઉથી તેના સન્માનાર્થે ખરા અંતઃકરણથી ભેગા થયા હતા. ઇંગ્લાંડના મોટા મોટા રાજ-પુરૂષની પાછળ એટલાં આંસુ પાડવામાં આવ્યા નહીં હોય. મહા-રાણી શિવાય બીજાના મરણથી બીસ્ટલમાં લોકોને એટલી બધી લાગણી કદી થશે નહીં.

એક અજાણ્યા પુરૂષે, ભેગા થયેલા લોકોમાંથી એક ડોસાને કહ્યું, " મૈયતના લોકિકનો આ મેળાવડો યાદ રાખવા જેવો છે."

ડોસાએ જવાબ દીધો, " હાજી આવો મેળાવડો કિંગ્સવુડમાં કદી થયો નહોતો; આજે કિંગ્સવુડમાંથી સૌથી સરસ માણસ પરલોકવાસી થયો છે."

તે અજાણ્યા માણસે વળી પ્રશ્ન કર્યો " તમે એ મૈયત વેપારીની નોકરીમાં હતા ?"

ઊંડો નિસાસો મૂકી ડોસાએ જવાબ દીધો, " સત્તર વર્ષ હું તેને ત્યાં નોકરે હતો. અરે મહેરબાન ! આજે તો એક મહાન્ પુરૂષ ગત થયો છે."

તે અજાણ્યા માણસે પ્રત્યુત્તર વાળ્યો, " આ ભાગમાં તે ગૃહસ્થ ઘણી અગત્યતા ધરાવતો હતો, એમાં તો કંઇ શક નથી."

ડોસો એકદમ બોલી ઉડયો, " આ ભાગમાં ! " તેને લાગ્યું કે મારા શેઠની લાયકી પ્રમાણે તેનાં વખાણ આ માણસ કરતો નથી. " અરે મહેરબાન, એનો બરોબરીઓ તો આખા ઇંગ્લાંડમાં કોઇ નહોતો. એણે શું શું કર્યું છે એ તો અવર્ણનિય છે." બાજેટનો પૈસો અને બુદ્ધિ, આ દિલગીરીને વખતે ભૂલી જવામાં આવ્યાં હતા અને ખરા અંતઃકરણથી તેના સદ્વર્તનની તારીફ બધે થઇ રહી હતી.

પાછલા પાનમાં અમે જણાવેલા ઘણા પ્રતિષ્ઠિત પુરૂષોના દાખલા પણ આ વિષયપર આપી શકાય એવા છે. એમાંના ઘણાખરાની ખરી સત્તા તેમનું સદ્વર્તનજ હતું.

અમે કહી ગયા છીએ કે બોધ આપવામાં જીવતા માણસના દાખલાથી ઉતરતી તેની જીવનકથા છે. અમુક માણસ કેવો હતો, અને તેણે શું કર્યું છે, એ તેની જીવનકથામાં નોંધી રાખેલું હોય છે.

જોવાથી બીજે નંબરે વાંચન છે; એથી આબેહુબ વસ્તુ જોવા જેવો બોધ થાય છે. એક માણસે જે કર્યું હોય તે બીજો માણસ પણ કરી શકે. કદાચ તે પહેલાંના કરતાં વધારે સારૂં કરી શકે, જેમ પૂર્વે કરેલી શોધો અને યંત્રમાં નવો નવો સુધારો દિન પ્રતિદિન થતો જાય છે તેથી વીસમી સદીની અજાયબીઓ ઓગણીસમી સદીના કરતાં ચઢિયાતી થશે, તેમ આગળ થઇ ગયેલા બોધ લેવા લાયક પુરૂષો કરતાં આજના જુવાનો ચઢિયાતા થઇ શકે.

સદ્વર્તનની કેળવણી માટે સારી સોબત, સારા નિયમો જેવીજ ઉપયોગી છે. જુવાન માણસોને ખબર પડે નહીં એવી રીતે બીજાઓના મત, રીતભાત, ટેવ અને આચરણથી તેમની પર અસર થાય છે. સોબતથી પ્રત્યક્ષ ઇન્દ્રિયોપર અસર થાય છે; કારણ કે તેમાં ધોરણ અનુભવમાં મૂકેલું જણાય છે. ગમે તેવો સારો ઠરાવ કર્યો હોય પણ સોબત નઠારી હોય તો તેથી કંઇ ફાયદો થાય નહીં. સારા માણસના દાખલાથી આપણો ઉત્સાહ વધે છે. ગમે તેવો સારો બોધ આપ્યો હોય, પણ નઠારા દાખલાથી તેની કંઇ અસર થતી નથી. તેથી અમે જુવાન માણસોને આગ્રહપૂર્વક કહીએ છીએ કે તેમણે સદ્વર્તનવાળા માણસનો દાખલો લઇને ચાલવું. દરરોજનાં કામકાજમાં ઉપયોગી થાય એવા સાધારણ ગુણો શીખી લેવાની જેટલી જરૂર છે, તેટલી મોટા મોટા ગુણ કે જેથી કેટલાક માણસો અદ્ભુત અને અચંબો લાગે એવા થઇ ગયા હોય તે શીખી લેવાની જરૂર નથી. આવા ગુણ શીખી લેવામાં આવે એટલે ફતેહ મળવાને અવશ્યનું લક્ષણ આપોઆપ આવી જાય છે.

જેને લોકો 'સારી રીત ભાત,' 'વર્તણુંક,' 'વિવેક,' 'ખાનદાની,' અથવા 'પુરૂષત્વ' કહે છે, તે સદ્વર્તનનો એક અગત્યનો

ભાગ છે. ઇમરસને કહ્યું છે કે, " આચરણ એ ઉંચામાં ઉંચી કળાથી ઉંચું છે." જૉન. એમ. કેને પોતાના ભત્રીજાને લખ્યું હતું કે, " વિવેક એ ગરીબ માણસની દોલત છે." લૉર્ડ ચેથામ કહેતો કે વિવેકથી જુજમાં પરોપકાર થાય છે, અને દરરોજના વ્યવહારમાં પળે પળે બનતા બનાવોમાં, પોતાની જાતને બાજુએ રાખી સામાની સગવડ જોવામાં વિવેક સમાયલો છે. જેની સાથે આપણે હોઇએ તેમની નાની નાની જરૂરિયાતો પૂરી પાડવામાં, અને તેમની સગવડ જોવામાં વિવેક રહેલો છે. દાક્તર વિધરસ્પુને આપેલી વ્યાખ્યા પ્રમાણે વર્તનનો આ ભાગ, ખરા વિવેકમાં આવી જાય છે. તેણે કહ્યું છે કે, વિવેક એ માયાળુ રીતે જણાવેલી ખરી માયા છે." બીજા એક જણે કહ્યું છે કે, "સ્વભાવમાં અરધો ધર્મ રહેલો છે." વળી બીજાએ કહ્યું છે કે, "રીતભાત, એ અંતઃકરણનાં કપડાં છે, અને સદ્વર્તનના ખરા તાત્પર્યનો બહારનો પોષાક છે," બર્કે કહે છે કે, " શ્વાસોશ્વાસમાં આપણે હવા લઇએ છીએ તેની પેઠે નિરંતર એક સરખા અને અદ્રષ્ય રીતે ચાલતા વ્યાપારથી રીતભાત આપણને કંટાળો આપે છે, અગર સંતોષ આપે છે; બગાડે છે, અથવા સુધારે છે; ઉંચે પદે ચઢાવે છે, અગર હલકા પાડે છે; જંગલી બનાવે છે, અગર સુધારે છે." એજ ભાવ ડૉકટર ફ્રાન્કિલને " સુંદર અને કદરૂપા પગ " નું દષ્ટાંત લઇ રમુજી રીતે જણાવ્યો છે. એક માણસનો એક પગ સુન્દર હતો, અને બીજો કદરૂપો હતો. સોબત રાખવા યોગ્ય ચાલચલગતના માણસ કોણ છે એ નક્કી કરવાને તે પોતાના પગનો ઉપયોગ કરતો. " જો કોઈ અજાણ્યો માણસ તેના સુન્દર પગ કરતાં તેના કદરૂપા પગ પ્રત્યે વધારે આદરભાવ બતાવતો, તો તેના વિષે તે શક લેતો. જો તે કદરૂપા પગ

વિષેજ વાત કરે અને સુન્દર પગનું નામ પણ લે નહીં, તો આ ફિલસુફ તેની સાથે વધારે ઓળખાણ કરતોજ નહીં. આવું બે પગ્રુ હથિયાર દરેક માણસ પાસે હોતું નથી, પણ થોડું અવલોકન કરે તો દરેક માણસને નિંદાખોર માણસનાં ચિન્હ માલમ પડે, અને એવા માણસથી દૂર રહેવાનો ઉપાય તે લઇ શકે. તેટલા માટે એવા નિંદાખોર, કજીયાખોર, અસંતોષી, અને દુઃખી માણસોને હું સલાહ આપું છું કે જો તેઓ સુખી થવાને અને બીજાઓને પ્રિય થવાને ઇચ્છતા હોય તો ખોડવાળા પગ તરફ જોવાની ટેવ તેમણે છોડી દેવી જોઇએ."

સદ્વર્તન વિષે ઉપરના ફકરામાં જે વિચાર દર્શાવ્યા છે તેપર જુવાન માણસે ખાસ ધ્યાન આપવું જોઇએ. જુવાન માણસને અમે એવી ભલામણ નથી કરતા કે, રીતભાતનું તેણે ડોળ ધારણ કરવું, અથવા વખત આવે ત્યારે બાજુએ મૂકી શકાય, અને વખત આવે ત્યારે ધારણ કરી શકાય, એવી રીતભાત તેણે રાખવી. અમે જે રીતભાતની ભલામણ કરીએ છીએ તે તો તેના જાતિ ગુણ જેવી થઇ ગએલી હોવી જોઇએ. ખરા સદ્ગૃહસ્થની રીતભાત માત્ર બહારની હોતી નથી, પણ અંતઃકરણથી બતાવેલી હોય છે. લોકો પ્રસંશા કરે એટલા માટે ચેસ્ટરફીલ્ડની શીખામણમાં કહ્યા પ્રમાણે રીતભાતનું ડોળ ઘાલનારને અમે વખાણી શકતા નથી. લોકોનું આપણા તરફ ધ્યાન ખેંચાય એટલાજ માટે રીતભાત રાખવાનું અમે કહેતા નથી, પણ રીતભાત રાખવાની આપણી ફરજ છે માટે કહીએ છીએ.

'સારી રીતભાત,' 'ખરી મરદામી,' 'ખરો વિવેક,' અથવા તેને બીજું ગમે તે નામ આપો, તે ખરા સદ્વર્તનવાળા પુરૂષમાં

હોય છે. તેથી કરીને દરેક વખતે અને દરેક સ્થળે તે એક સરખાં રહે છે. ઘડીમાં બતાવવામાં આવે અને ઘડીમાં ન બતાવવામાં આવે અથવા કોઇને છેતરવો હોય ત્યારે તે બતાવવામાં આવે એમ થતું નથી. જે વેપારી ખરો વિવેકી હોય, તે પોતાના નોકરો પ્રત્યે, પોતાની દુકાનમાં, તેમજ કોઇ મેલાવડામાં કે મિજલસમાં પણ એકસરખો વિવેક બતાવશે. બજેટ, લૉરેન્સ, અને બીજા ધનાઢ્ય વેપારીનાં અમે દ્રષ્ટાન્ત આપ્યાં છે તે એ પ્રમાણે ચાલતા. જેટલો વિવેક ઘરાકને તે બતાવતા, તેટલો પોતાના દારપાળને બતાવતા. ખરા પુરૂષ તરીકે એબટ લારેન્સનો દાખલો આપી, તેનાં વખાણ કરતાં. એવા બીજા વેપારીઓની એક લેખક નીચે પ્રમાણે પ્રસંશા કરે છે:—"સર્વને એક સરખી રીતે વિવેક બતાવવો, એ બધા પ્રતિષ્ઠિત વેપારીની પેઢીઓમાં એક નિયમ જેવું થઇ ગયું છે, બારીંગ, રોથશાઇલ્ડ, લબુશર, અને એવા બીજા પ્રખ્યાત અમેરિકન વેપારીની પેઢીઓમાં જેમને પ્રસંગ પડે છે, તેમને તે ખાસ રીતે જણાઈ આવે છે. પ્રખ્યાત વેપારી અને રાજપુરૂષ એબટની સાથે બોસ્ટનના જે શહેરીને પ્રસંગ પડયો હશે તેને યાદ હશે કે, તે એટલો બધો ધનાઢ્ય અને ફતેહમંદ છતાં કેટલો બધો વિવેકી હતો ! તેણે કેટલાં બધાં પરોપકારનાં કામ કર્યાં છે અને કેટલી બધી લોક સેવા કરી છે ! ખરા સદ્ગૃહસ્થ જેવી લાગણી અને વિવેક તેનામાં હતાં. બારીંગ, લબુશર, અથવા લૉરેન્સની પેઢીમાં કોઇ કંઇ કામે જાય, ત્યારે તેની દરખાસ્ત સ્વીકારવામાં આવે અગર નામંજુર કરવામાં આવે, તોપણ તે બધું ખરો વિવેક બતાવીને થવાનું. એજ પ્રમાણે પિટર સી. બ્રુકસ વિષે એડવર્ડ એવરેટે કહ્યું છે કે, "ઘરડા અને જુવાન, બધાને તે આવકારથી બોલાવતો. તેનો

વિવેક ઉપર ઉપરનો નહીં, પણ ખરા અંતઃકરણનો હતો. તેના વિવેકથી ખુશ થયા વગર કોઇ તેની પાસેથી જતું નહીં; અને જતી વખતે ખરા અંતઃકરણથી તેને આશિષ દીધા વગર પણ કોઇ જતું નહીં." આ વિષયપર દાક્તર જૉન્સને બનાવેલા વિચાર ઘણા ચૂસ્ત છે. તેણે એક વખત એવું કહ્યું હતું કે, "જેમ અવિવેકી કામ કરવાનો કોઇને હક નથી, તેમ અવિવેકી બોલ બોલવાનો પણ નથી; જેમ કોઇને પાડી નાખવાનો આપણો હક નથી તેમ તેના પ્રત્યે તોછડાઇથી બોલવાનો પણ નથી." આ વાત ધ્યાનમાં રાખીને દુનિયામાં બધાં માણસ વર્તે તો દરરોજનાં સાંસારિક અને વ્યવહારિક કામકાજમાં કેટલો બધો ફેર પડે!

ફતેહ મેળવવાને "રીતભાત" કેટલી બધી અગત્યની છે, એ જુવાન માણસને વેપારી લોકોના કામકાજનું થોડું અવલોકન કરવાથી જણાશે. ફક્કડ, લાલાલોક, તોછડા અને જંગલી માણસોને વેપારી લોક પોતાની દુકાનમાં ગુમાસ્તા રાખતા નથી; પણ સારી રીતભાત અને વિવેકવાળાને રાખે છે. ચકચકતા જોડા અથવા તસતસતો અને અક્કડ ડગલો ગુમાસ્તો પહેરે તેમાં તેનો શેઠ કાંઇ વાંધો કાઢતો નથી, પણ તે એટલુંજ કરે અને રીતભાત કે વિવેક રાખે નહીં, તો તે તે પસંદ કરતો નથી. ગુમાસ્તો મગરૂર, અને તોછડાબોલો હશે, તો તે તેને પસંદ આવશે નહી. બાઇબલમાં કહ્યું તે પ્રમાણે ચાલે એવો ગુમાસ્તો તે પસંદ કરે છે. "વિવેક રાખો" "બધા માણસ સાથે નમ્રતાથી વર્તો, ' બધાને માન આપો." અપશબ્દ બોલવા અગર તોછડાઇથી બોલવું, એ કોઇએ પસંદ કર્યું નથી. લૉરેન્સ, એપલ્ટન, બ્રુકસ, અને બીજા એવું કદી ચાલવા દેતા નહીં. લૉરેન્સે કહ્યું છે કે, કોઇ સદ્‌ગૃહસ્થ આવી ભાષા કદી

વાપરશે નહીં." સદ્‌ગૃહસ્થ તેનું નામ કે જે નમ્ર રીતભાત બતાવે છે, અને જે બધાની સાથે એકસરખી રીતે વિવેકથી, માયાથી અને સભ્યતાથી વર્તે છે. સદ્‌ગૃહસ્થ કદી તોછડાઇ વાપરતો નથી, અપશબ્દ બોલતો નથી, અને જંગલીપણું બતાવતો નથી.

માત્ર વેપારીની પેઢીમાં નહીં, પણ સર્વ સ્થળે રીતભાતને પસંદ કરવામાં આવે છે. આહ્મસ્ટ પાઠશાળાના પ્રમુખ હમ્ફ્રીને એક બાઇ મળવા આવી હતી, તે તેની રીતભાતથી ચકિત થઇ ગઇ હતી. જો કે તે જુદા પંથની હતી, તોપણ તેણે તે પાઠશાળાને એકસો ડૉલર ભેટ આપ્યા, અને તેમ કરવાનું કારણ એવું બતાવ્યું કે, "પ્રમુખ હમ્ફ્રી ખરા વિવેકવાળો માણસ છે. જે પાઠશાળામાં આવો પ્રમુખ છે તે ઉત્તેજન આપવાને પાત્ર છે." ન્યુયોર્કનો એક એક જાણીતો વેપારી રયુ અને લેધર બ્લોકમાં ખાતું પડાવવા ગયો હતો. તે બેન્કનો ઉપરી ખરા વિવેકવાળો હતો. તે વેપારીએ તેને કહ્યું કે, "હું તમારી બેન્કમાં ખાતું પડાવવા આવ્યો છું; તેનું કારણ તમે જાણવા ઇચ્છતા હશો." બેન્કના ઉપરીએ જવાબ દીધો. "તેનું કારણ કદાચ એ હશે કે તમારા પૈસા અહીં સહીસલામત રહેશે એમ તમે ધારતા હશો." વેપારીએ કહ્યું, "ના, ના, એ કારણથી હું અહીં આવ્યો નથી. હું અહીં આવ્યો છું તેનું કારણ એ છે કે તમે વિવેકી છો. મારી જૂની બેન્કમાં હું ગયો હતો, અને મારી ટોપી ત્યાંના પારેખના ટેબલપર ભૂલથી મારાથી મૂકાઇ ગઇ હતી. જાણે મોટો કરોડપતિ હોય એવું ડોળ કરી તે બોલી ઉઠયો. "મારા ટેબલ પરથી ટોપી લઇ લ્યો." મેં તરતજ તે લઇ લીધી એટલે તેણે કહ્યું, "હવે જે કામ હોય તે કહો." મેં જવાબ દીધો "ના હવે મારે અહીં કંઇ કામ નથી, તમારો સાથે કામ પાડવાને હું

ઇચ્છતો નથી. ડૅનિયલ વેબ્સ્ટર તેના વિવેકી સ્વભાવને માટે જાણીતો થયો હતો. એક વખત ઉનાળામાં, વૉશિંગ્ટનનો એક અધિકારી તેને માર્શફિલ્ડમાં મળવા ગયો હતો. ચોધરી ગાડીપરથી ઉતરી પડયો અને વેબ્સ્ટર સાહેબનું ઘર પેલું રહ્યું એમ કહી તેને દૂરથી બતાવ્યું. ટુંકે રસ્તે જવાનું ધારી તે સીધો ચાલ્યો, પણ આગળ ચાલતાં ઘરને બદલે, ઝરો સામે આવ્યો. ત્યાં આગળ એક 'વૃદ્ધ ખેડુત'ને જોઇને તેણે કહ્યું, "એ ડોસા! જરા આમ આવ, મારે વેબ્સ્ટરને ત્યાં જવું છે. આ ઝરો ઓળંગીને મારે શી રીતે જવું?" 'ખેડુતે' જવાબ દીધો, "કૂદી પડો અગર પાણી ડહોળીને જાઓ" તેનાથી કૂદી પડાય એમ નહોતું, તેમજ પગ પલાળીને જવાની તેની મરજી નહોતી, તેથી તે 'ખેડુતને' તેણે કહ્યું કે, "મને ઊંચકીને પાર ઉતારે તો એક રૂપિયો આપું. આ 'ખેડુત' બીજો કોઇ નહીં, પણ વેબ્સ્ટર જાતેજ હતો. તેણે તે ગૃહસ્થને ઊંચકી ઝરા પાર ઉતાર્યો, અને રૂપિયો લેવા નાપાડી, પોતાના ઘરની દિશા બતાવી તે તરફ જવા કહ્યું. પછી થોડી વારે તે પોતે ઘેર જઇ તેને મળ્યો. તેને જોતાં વારજ તે ગૃહસ્થ શરમાઇ ગયો અને પસ્તાવો કરવા લાગ્યો; તોપણ તે વાત વિષે એક શબ્દ પણ તેમના વચ્ચે બોલાયો નહોતો. ન્યુયોર્કમાં આવેલા એસ્ટર ગૃહમાં રહેતો એક માણસ વર્તમાનપત્ર વેચનાર એક છોકરા પાસે રાતે જેટલી નકલો વધે તેટલી ખરીદી લેતો, તેમ કરવાનું કારણ તે એવું જણાવતો કે "એ છોકરો ખરેખરો સદ્ગૃહસ્થ છે." બોસ્ટનના મરહુમ જેમ્સ બીબના એક ગુમાસ્તાએ ભૂલ કરી ઘરાકે ખરીદેલો તેના કરતાં કંઇક જુદોજ માલ ઘરાકને ત્યાં મોકલાવ્યો. કેટલાક માસ વીત્યા બાદ તે ઘરાક બીબની દુકાને આવ્યો, અને ઘણોજ ઉકળી

જઇ બોલી ઉઠયો કે, "આ દુકાને મને ઘણોજ દગો દીધો છે" આ સાંભળી બોબ ઘણો આશ્ચર્ય પામ્યો, અને પૂછયું કે "એ શી રીતે થયું છે સાહેબ?" ઘરાકે જવાબ દીધો, "મેં મંગાવેલો નહીં એવો માલ તમે મોકલ્યો છે." બીબે જવાબ દીધો "એમ થવું ન જોઇએ." એટલું કહીને તેણે તે વાતની તપાસ કરી અને ઘરાક કહે છે તે ખરૂં છે, એમ ખાત્રી કરી તેને કહ્યું, "આપ કહો છો તે ખરૂં છે સાહેબ, એ સામાન આપ મહેરબાની કરી પાછો મોકલી આપો, એટલે તે સંબંધે આપને જે જે ખર્ચ થયું છે, તથા નુકસાન સોસવું પડયું છે તે હું ભરી આપીશ." ઘરાકે ગુસ્સે થઇ જવાબ દીધો, "મારૂં નુકસાન તમારાથી ભરી આપી શકાશે નહીં. મોસમ પૂરી થઇ ગઇ છે અને હવે ઘાટ બદલાઇ ગયો છે." બીબે જવાબ દીધો, "એવો ખરૂં, પણ તમને સંતોષ ઉપજે એવું કરવાનો કંઇ રસ્તો નથી?" ઘરાકે કહ્યું, "ના, નથી! હવે ઘણું મોડું થઇ ગયું છે." બોબે ઉત્તર વાળ્યો, "સાહેબ આપના મનને હું મળતો નથી. મારે ત્યાં દશ લાખ રૂપિયાનો માલ છે." આ સાંભળી ઘરાક હસી પડયો, અને કહ્યું કે, "તમે ગૃહસ્થ તરીકે વર્તો છો ત્યારે મારે પણ વર્તવું જોઇએ. મને બતાવો, તમારે ત્યાં કેવો માલ છે." એમોસ લૉરેન્સને ત્યાં માલ લેવા જે આવે તેને આનાની અંદર હિસાબે જે થાય તે તે છૂટ આપતો, અને માપમાં સહેજસહાજ વધારે આપતો. આમ કર્યાથી તેને પાલવતું. તેના ઉમદા સદ્વર્તનને લીધે તે એ પ્રમાણે કરતો હતો. એથી ઉલટું એક માણસ પચીસ લાખ રૂપિયાનો ધણી છતાં છેક મખ્ખી ચુસ હોવાનું અમારા જાણવામાં છે. એક પાઇને માટે પણ તે ખૂબ બૂમો પાડતો, ઘણી રગઝગ કરતો અને માથું પકવતો. લૉરેન્સથી તે છેક જુદી

તરેહનો હતો. તેને કોઇ માન આપતું નહી. પાઇએ પાઇને વળગી રહેવાની તેની રીત ધરાકને પસંદ પડતી નહીં, અને તેને બધા ધિક્કારતા. પાઇ આપી દેવાથી અથવા રાખવાથી ઘણા જણને પ્રતિષ્ઠા મળી છે, અથવા ઘણાએ પ્રતિષ્ઠા ખોઇ છે, કારણ કે માણસ કેવો હશે, એ બતાવનાર તે એક કુંચી છે.

આ વિષયમાં વાતચિતનો સમાવેશ કરવો જોઇએ. સદ્વર્તન-વાળો માણસ શુદ્ધ, સારી અને બોધકારક વાતચિત કરે છે. જુવાન માણસ સાથે વાતચિત કરવાથી માલમ પડી આવે છે કે, તે અજ્ઞાન, હલકો, અધુરો અને દુર્વ્યસની છે કે કેમ; એજ પ્રમાણે તે ચંચળ, બુદ્ધિશાળી, ઉમદા અને ખરી મરદામીવાળો છે કે નહીં, એ પણ વાતચિતથી માલમ પડી આવે છે. કયો જુવાન માણસ સારી સોબ-તમાં ફરે છે, સારાં પુસ્તકો વાંચે છે, અને સારી ધારણા રાખે છે, તેમજ કયો નઠારી સોબત રાખે છે, હલકાં પુસ્તક વાંચે છે અને હલકી ધારણા રાખે છે, એ પારખી કાઢવાનું કામ ઘણું સહેલું છે. ખરા વર્તનની છાપ, ઇશ્વરે કેનના કપાળપર મારી હતી, તેમ દરેક માણસના કપાળપર વાગેલી ન માલમ પડે તોપણ, તેની વાતચિતમાં તે જણાય છે. વાતચિત, એ અરસપરસ ઉમદા વિચાર જણાવવાનું એક સરસ સાધન છે; છતાં લોકો તેને નીચ, ગલીચ, અને હલકા વિચાર દર્શાવનાર બનાવી દે છે, એ અફસોસની વાત છે. જે જુવાન માણસ પોતાની વાતચિતથી બતાવી આપે નહીં કે, તેનામાં ઉમદા ગુણ છે, તેણે ઉમદા ગુણ હોવાનો કદી દાવોજ કરવો ન જોઇએ.

દાક્તર ફ્રાન્કિલનની વાતચિત હમેશ રમુજી અને બોધકારક હતી. તેનો બાપ જમતી વખતે હમેશ કોઇને કોઇ વિષય લઈ તેનું વિવેચન કરતો. રમત ગમ્મત, શિકાર, પાનાં, પાસા, કુતરાં, વગેરે

બાબતોપર વાતચિત કરવાને બદલે તે કંઈ ઉપયોગી વિષય વાતચિતને માટે પસંદ કરતો, અને પોતાનાં છોકરાંને બોધ મળે એવી ધારણા રાખતો. આથી કરીનેજ ફ્રાન્કલિન સારી વાતચિત કરવાનું શીખ્યો હતો, એમ તે કહેતો હતો. બરિટને વાંચનનો શોખ લાગ્યો તે તેનો બાપ તેના પાડોશીઓ સાથે શિયાળામાં સાંજે રાજકીય ઉથલ પાથલના સમયની વાતો કરતો, તેથી લાગ્યો હતો. આ વાતો સાંભળી બરિટને રમુજ પડતી, અને જ્યારે તેને માલમ પડયું કે તે પુસ્તકોમાં લખેલી છે, ત્યારે તે પુસ્તકો મેળવી તેણે વાંચ્યાં. સારી કેળવણી હોય તો વાતચિત પણ સારીજ થશે.

સદ્વર્તન એજ ફતેહ છે, અને તે ઊંચામાં ઊંચી ફતેહ છે એમ કહી, હવે આ વિષયપર જે કહેવાનું બાકી રહે છે તે અમે ટુંકામાં કહીશું. આ પ્રકરણમાં અમે જે સદ્વર્તનનું વિવેચન કર્યું છે તેવું સદ્વર્તન જે જુવાન રાખશે, તે ફતેહમંદ નિવડશે. બર્કે કહ્યું છે કે "તમારા જુવાનો કેવા ધોરણપર ચાલે છે, એ મને કહો તો નવી પ્રજા કેવા લક્ષણવાળી થશે તે હું કહું." પોતાની જાતે ઉમદા થવું, અને નવી પ્રજાને ઉમદા કરવી, એનાથી મોટી ફતેહ બીજી કોઇ નથી. માત્ર હલકા માણસોજ કહે છે કે, "આપણું એકલાનું હિત જોઇને ચાલવું." ઊંચા મતના માણસો તો એમ કહેશે કે, "આપણી ફરજ પ્રમાણે ચાલવું." ગિડિયન લી આવો ઉંચા મનનો માણસ હતો. તેને વિષે કહેલું છે કે, "તેનું કમનસીબ (જો એ કમનસીબ કહેવાય તો) એ હતું કે, તે ગરીબને ઘેર જન્મ્યો હતો. ઉદ્યોગ અને ખંતથી તેણે પૈસો મેળવ્યો, તેથી તેને ધન્યવાદ ઘટે છે. બાળપણમાં કેળવણી લેવાનાં સાધન તેને મળ્યાં નહીં, એ તેનું કમનસીબ હતું; પણ મોટપણે તેણે પોતાની મેળે કેળવણી લીધી,

તેથી તેને ધન્યવાદ ઘટે છે. બાળપણમાં તેને મદદ કરવાને અથવા સલાહ આપવાને મિત્રો નહોતા, એ તેનું કમનસીબ હતું; પણ ગમે તેટલી બારીકાઇથી તપાસી જુવો, તોપણ કંઇ ખોડ નિકળે નહીં, એવું તેનું સદ્વર્તન હતું, એ માટે તેને ધન્યવાદ ઘટે છે.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### અંતઃકરણ.

ડાઘ વગરનો સદ્વર્તનશાળી થવાને માણસને અંતઃકરણ અવશ્ય હોવું જોઇએ. ઈમર્સને કહ્યું છે કે, "સદ્વર્તનશાળી માણસો પોતાની જાતનું અંતઃકરણજ છે." આ વચનમાં ઘણું સત્ય રહેલું છે. એ દેખાડી આપે છે કે, અંતઃકરણનો વિચાર કર્યા વગર કંઇ ધોરણ નક્કી કર્યું હોય તો તે અવશ્ય કરીને ખામી ભરેલુંજ હોવું જોઇએ; કારણ કે અંતઃકરણનું કામ પરીક્ષા કરવાનું, ઠપકો આપવાનું, અને ન્યાય આપવાનું છે, મનુષ્યનાં કૃત્યોમાં સારાં કયાં છે અને નઠારાં કયાં છે, તેનું તોલ અંતઃકરણ કરે છે. ખરૂં હોય તે કરવાને, અને ખોટાથી દૂર રહેવાને અંતઃકરણ આપણને શીખવે છે. કંઇ કૃત્ય થઇ ગયું હોય, તો તે સારૂં યા ખોટું હોય તે પ્રમાણે વખાણ અગર નિંદા કરીને તે આપણને આનંદ આપે છે, અથવા દુઃખ દે છે. આપણી શારીરિક અને માનસિક શક્તિઓની પેઠે તે પણ ઉપયોગથી સુધરી શકે છે, અને ઉપયોગ ન કરવાથી નબળું પડી જાય છે. કંઇ કામ કરવાનું હોય, અથવા કંઇ પગલું ભરવાનું હોય, ત્યારે તે સારૂં છે કે નહીં, એ વિષે ખરા મનથી વિચાર કરી જોવાથી

અંતઃકરણ કોમળ થાય છે. એક લેખકે કહ્યું છે કે "કોમળ અંતઃકરણ એ ઇશ્વરની ઉમદા બક્ષિસ છે. કોમળ અંતઃકરણ એ નઠારૂં શું છે તે તરત પારખી કાઢે છે, એટલુંજ નહીં, પણ જેમ આંખનું પોપચું આંખમાં રજ પડવા દેતું નથી તેમ તેવું અંતઃકરણ નઠારૂં કામ કરવા દેતું નથી. કૃત્ય થઇ ગયા પછી તે ખરૂં હતું કે ખોટું, સારા ઉદ્દેશથી કર્યું હતું કે ખોટા એ બાબત વિચાર કરવાથી આ ગુણ કેળવાય છે, અને તેનું જોર વધે છે. એથી ઉલટું, જાણે અંતઃકરણરૂપી શેઠ ઠપકો દેનાર હોયજ નહીં, એવી રીતે બેદરકારી અને અવિચારથી ચાલવાથી માણસ અનીતિવાળો થઇ જાય છે, વગર કારણે નઠારા સંગમાં આવવાથી, અને લલચાઇ જવાય એવી જગોએ ડગમગતા મનથી ઉભા રહેવાથી, અંતકરણને નુકસાન થાય છે. મનુષ્યવર્ગનો મોટો ભાગ અંતઃકરણનો ગેરઉપયોગ કરે છે. જાણે તે કંઇ વિસાતનું ન હોય એમ તેને તુચ્છકારીને ઘણા અવિચારી પુરૂષો ચાલે છે, પણ આ તેમની ભૂલ છે. અંતઃકરણ એ માણસના શરીરમાં ઇશ્વર રૂપે છે. માણસ પાપ કરવા લલચાય છે, પણ અંતઃકરણરૂપી ઇશ્વર તેને ઠપકો આપે છે; માણસ પાપ કરે છે, તે અંતકરણરૂપી ઇશ્વર જાણે છે.

ન્યુયોર્ક શહેરમા હાર્પર બ્રધર્સ એ નામની પુસ્તકો પ્રસિદ્ધ કરનાર એક પેઢી છે; એ પેઢી સ્થાપનાર જેમ્સ હાર્પર પોતાની જુવાનીમાં ન્યુયોર્ક જઈ વસ્યો હતો. ફ્રાન્કિલન મહોલ્લામાં આવેલા એક છાપખાનામાં તેણે નોકરી મેળવી હતી. તેને છાપવાના કામનો અનુભવ નહોતો, પણ તેની ચાલચલકત સારી હતી તેથી તેનો બદલો વળતો. દુર્વ્યસની જુવાનિયા તેને લલચાવી ફંદામાં નાખવાનો ઘણું મથતા, પણ તેનું ધોરણ અચળ હોવાથી તે ફાવતા નહીં. દારૂ

પીવાને પીઠામાં જવા તે તેને બોલાવતા, પણ તેમ કરવાને તે ચોખ્ખી ના પાડતો. નાટક જોવા જવાને તેઓ કહેતા ત્યારે પણ, મારા ધોરણથી એ વિરૂદ્ધ છે, એમ કહી તે ના પાડતો. બિલિયર્ડ રમવાને તેને ઘસડી જવાનો તેઓએ પ્રયત્ન કર્યો, તે પણ વ્યર્થ ગયો. આખરે કશામાં ફાવ્યા નહીં, અને તેનું નીતિનું ધોરણ ફેરવી શકયા નહીં, ત્યારે તેની મશ્કરીઓ કરવાનો માર્ગ તેઓએ પકડયો. તેનો ડગલો, તેની ચાલવાની રીત, તેના બેડોળ, ભારે જોડા, એ વગેરેની વાત કાઢી તેઓ તેની ઠેકડી કરતા, અને કહેતા કે, “ આ ડગલો તો હજુ નવો નકોર છે, આ ચાલ ચાલતાં તો તમારી માએ શીખવી હશે, અરે ભાઇ, આ જોડા તો પ્રદર્શનમાં મૂકવા જેવા નમુનેદાર છે,” વગેરે. એક જણે મજાકમાં કહ્યું કે, “ભાઇ સાહેબ, તમારૂં કાર્ડ તો આપો, મારે એ બહુ ઉપયોગી થઇ પડશે.” એટલે જેમ્સે મિજાજ ખોઇ તેને લાત મારી, અને કહ્યું કે, “ જો ! આ મારૂં કાર્ડ.” ત્રણ મિનિટ પછી તેણે તે માણસને કહ્યું કે, “હું બહુ દિલગીર છું કે મેં તને માર્યો. જા હું મારૂં પોતાનું કારખાનું શરૂ કરીશ ત્યારે તને જગો આપીશ.” વીસ વર્ષ પછી આ માણસ ભૂખે મરતો તેની પાસે કામ લેવા આવ્યો હતો, અને તેણે તેને કામ આપી ભૂખે મરતો બચાવ્યો હતો. બીજાના સંબંધમાં અથવા ખરૂં જોતાં તેની બહેનના સંબંધમાં હાર્પરે પોતે મોટી ઉમ્મરે નીચેની બીના જણાવી હતીઃ—“ જ્યારે હું શહેરનો મેયર હતો, ત્યારે એક જુવાન સ્ત્રી મારી ઑફીસમાં આવીને પૂછવા લાગી કે, મને કંઇ ચાકરીએ લગાડશો ? શરૂઆતમાં જ્યારે હું છાપખાનામાં મેલાં કપડાં પહેરીને કામ કરતો હતો ત્યારે મારી મશ્કરી કરનાર એક પૈસાદાર વેપારીના છોકરાની તે બહેન હતી. શહેરમાં

એક વખત તે ઘણી ફીકી થઇને ફરતી હતી, પણ હાલતો કંગાલ, મિત્ર વગરની અને એકલી રખડતી ફરતી હતી. મેં તેને વિનંતિ કરીને કહ્યું કે, તમે પાછાં નર્ણુંમાં આવો તો સારૂં. તે ઉભી થઇ, મારા મ્હોં સામું ટગર ટગર જોઇ રહી, અને બોલી, "હાર્પર શેઠ, તમે ઘણા દયાળુ છો, અને મને મદદ કરવા ચહાવ તો કરી શકો તેમ છે. તમારે દિકરીઓ છે; અને તેમને ભણાવવાને રહેવાને હું લાયક છું. તમારી દિકરીઓ સાથે મને તમે રહેવા દેશો ? મને કોણ આશ્રય આપે? તમારા ઘરમાં રાખી તમે મને આશ્રય આપી શકશો ?" મારાથી એક મિનિટ સુધી કંઇ જવાબ દેવાયો નહીં. 'તમારે જવાબ દેવાની જરૂર નથી' એમ કહી તે તરત ચાલી ગઇ, અને ત્યાર પછી મારી નજરે પડી નથી."

પોતાના અંતઃકરણ પ્રમાણે જુવાનીમાં ચાલનાર માણસનો આ ઉમદા નમુનો છે. જુઓ, તેની સ્થિતિમાં, અને અંતઃકરણ પ્રમાણે ચાલવા માટે તેની મશ્કરી કરનાર બેવકુફોની સ્થિતિમાં કેટલો બધો ફેરફાર પડી ગયો ! તે શહેરમાં પહેલી પંક્તિનો માણસ થયો, એટલુંજ નહીં પણ ઘણો ધનાઢય અને સાહસિક પણ થયો. તેના સોબતીઓની પેઠે, અંતઃકરણ બાજુએ મૂકી ચાલ્યો હોત તો તે પણ તેમના જેવોજ કંગાલ અને ભીખારી થયો હોત એમાં કંઇ શક નથી. જોનાથન ગુડ હ્યુ વિષે અમે આગળ બોલી ગયા છીએ. તેના વિષે દાકતર બોલોઝે કહ્યું હતું કે, "ગુડ હ્યુ માં કયો ગુણ પ્રાધાન્ય ભોગવતો હતો, એમ તેની જાતના કોઇ માણસને પૂછશો તો તે કહેશે કે 'અંતઃકરણ પ્રમાણે ચાલવાનો ગુણ.' ફરજ એ શબ્દ તેના અંતઃકરણપર કોતરાઈ રહ્યો હતો. નાની અને મોટી બાબતોમાં પોતાના અંતઃકરણને પૂછીને તેની સલાહ પ્રમાણે

તે ચાલતો." "આ માણસ પોતાના અંતઃકરણ પ્રમાણે ચાલે છે." એમ લોકો કહે, એવું નામ મેળવવું, એ ખરેખર બીજાઓએ અદેખાઈ કરવા જેવી આબરૂ છે. જ્યારે એસ્ટરને, લોક રસ્તે જતો જોતા, ત્યારે તેનો પૈસો યાદ લાવીને કહેતા કે, "આ એસ્ટર શેઠ ચાલ્યા." પણ તેજ રસ્તે થઇને ગુડ હ્યુને જતો જોતા, ત્યારે તેના સદ્વર્તનનાં વખાણમાં તેના પૈસાની વાત ભૂલી જઈ કહેતા કે, "આ જાય છે તે માણસ પોતાના અંતઃકરણ પ્રમાણે ચાલનાર છે."

ધંધો પસંદ કરવામાં દરેક જુવાન માણસે પોતાના અંતઃકરણની સલાહ પૂછવી જોઇએ. જનસમૂહની નીતિને નુકસાન કરે એવો ધંધો કરવાની તેને કંઇ જરૂર નથી. દારૂનું પીઠું તે ઉઘાડે તો તે અધમ માણસ છે એમ જાણવું, કારણ કે તેથી લોકો નીતિભ્રષ્ટ અને પાયમાલ થાય છે, આવો અધમ ધંધો કરતાં કરતાં તે જન્મ્યો જ નહોત, અથવા તેની કોટે ઘંટીનો પથરો બાંધી તેને દરીયામાં ડુબાડી દેવામાં આવે તો વધારે સારૂં ! બાઇબલમાં કહ્યું છે કે, "પોતાના જાતિભાઇઓને જે દારૂ પાય છે, તેનું સત્યાનાશ જશે." પીઠું ઉઘાડવાને સરકારે પરવાનો આપ્યો હોય, તેથી કંઈ તે ઓછું નુકસાનકારક નિવડતું નથી. સરકારે રજા આપી હોય તોપણ એતો પાયમાલી અને નીતિભ્રષ્ટતા ફેલાવવાનું સાધન રહે છે. ઠગબાજી અને છેતરપંડી કરવાના બીજા ધંધાને માટે પણ એજ પ્રમાણે કહી શકાય છે. ઉન આપવાનો કરાર કર્યો હોય, ત્યાં રૂ આપવું, અથવા રૂનો ભેગ કરવો, ઓછાં માપ અને વજન રાખવાં, સારો માલ આપવાનો કહી રાસી આપવો, એ વગેરે નીચ કામ કરવાની કોઇની ફરજ નથી, અને તેમ કરવાની જરૂર પણ નથી.

જોડાનાં તળિયામાં ચામડાને બદલે માટી ભરવી, અથવા નવું

ચામડું વાપરવાને બદલે, જુનું સડી ગયેલું ચામડું વાપરવું, અને સારા નવા ચામડાનો જોડો છે, એમ કહી તે ઘરાકને આપવો એ ધિક્કારી કાઢવા જેવું નીચ કામ છે. એજ પ્રમાણે ઘીમાં ચરબી ભેળવવી, અથવા દુધમાં પાણી નાખવું, અને ચોખું ઘી અથવા દુધ છે, એમ જણાવી ઘરાકને તે વેચવું, એ પણ તેવુંજ નીચ કામ છે. જે જુવાન માણુસ આવાં નીચ કર્મ કરે છે, તે પોતાની નીતિ ભ્રષ્ટ કરે છે, એટલુંજ નહીં પણ, સારા લોકોમાં પોતાની આબરૂ ગુમાવે છે. ખોરાકમાં, પીવાના પદાર્થમાં, અથવા એવી બીજી ચીજોમાં ભેગ કરનારને સારા લોકો એકે અવાજે ધિક્કારી કાઢે છે. બજ્જેટની જીંદગીમાં એક એવો વખત આવ્યો હતો કે, જ્યારે તેની દુકાનમાં વેચાતાં મરીના સંબંધમાં તેનું અંતઃકરણ તેને ઠપકો આપતું હતું; ભરોંસાદાર બાતમીથી તેને ખાત્રી થઇ હતી કે, જે વેપારી એ માલ મોકલતો, તે સરકારની જકાત આપવી પડે નહીં, એટલા માટે તેમાં ભેગ કરતો હતો. તેને લાગ્યું કે, મારી દુકાનમાં ભેગવાળો માલ વેચાય એ ખોટું છે, માટે એ બાબત તે કાળજીથી વિચાર કરતો હતો; એવામાં એક રાત્રે ' પી. ડી." નિશાનવાળાં પીપ દુકાનમાં પડયાં હતાં, તેનું શું કરવું એ તેને સુઝી આવ્યું. તે એકદમ ઉભો થયો, મધ્યરાતે દુકાનમાં ગયો, અને " પી. ડી. " નિશાનવાળું દરેક પીપ ગબડાવી કાઢયું, અને દુકાન પાછળ આવેલા એક ખાડામાં તેને ગબડાવી નાખી તેના ચુરેચુરા કરી નાખ્યા. આથી તેના અંતઃકરણુપરનો બોજો દૂર થયો. પછી ખુશાલીમાં તે ઘેર આવ્યો, અને સવાર સુધી ઘસઘસાટ ઉંઘ્યો. પછીથી એવાં મરી તેની દુકાનમાં કદી દાખલ થવા પામ્યાંજ નહીં. બજ્જેટે જે કર્યું તે વાજબી કર્યું હતું. પોતાના અંતઃકરણ પ્રમાણે ચાલવાને માટે આટલી બધી

કાળજી રાખનાર આ સાધુ પુરૂષની પ્રશંસા જે જુવાન પુરૂષ નહીં કરે, તે ખચિત નીતિભ્રષ્ટ હોવો જોઇએ.

કેટલા જણ એવી દલીલ લાવે છે કે, "આ કામ કંઇ કાયદા વિરૂદ્ધ નથી" પણ યાદ રાખવું કે, સરકારે મંજુર રાખ્યું હોય કે નહોય, તોપણ ખોટું તે ખોટુંજ છે. કોઈ બાબત કાયદેસર હોય, એટલા પરથી તેનું નીચપણું દૂર થઇ જતું નથી. જો સરકાર કોઇ દુષ્ટ કર્મ કરવાની મંજુરી આપે, તો તેમાં સરકારને નુકસાન છે, એમ છતાં પણ જુવાન માણસ ખોટું કામ કરી પોતાના અંતઃકરણને, એવો વિચાર કરીને દિલાસો આપે છે કે, એ કામ કંઇ કાયદા વિરૂદ્ધ નથી. કામ ધંધો શરૂ કરવાની તૈયારીમાં હોય એવા જુવાન પુરૂષો આવા ભૂલભરેલા વિચારથી ઘણીવાર આડે રસ્તે દોરાય છે. એક જુવાન અને એક વૃદ્ધ માણસ પંત્યાળામાં એક વર્તમાન પત્ર કાઢતા હતા. આ ગ્રંથના કર્તાને તે જુવાન માણસ એક દિવસ મળ્યો હતો ત્યારે તેણે તેને એવું પૂછ્યું હતું કે, "નાટક, બિલિયર્ડ, વગેરે નાપસંદ કરવા જેમ બાબતોની જાહેર ખબરો તમે તમારા વર્તમાનપત્રમાં કેમ દાખલ કરો છો ?" તેણે જવાબ દીધો, 'અમારો નિયમ એવો છે કે, કાયદા વિરૂદ્ધ ન હોય એવી જાહેર ખબર લેવી"—એટલે કે, અંતઃકરણ અને નીતિનું ધોરણ બાજુએ મૂકીને તેઓ કાયદા પ્રમાણે ચાલતા હતા; ત્યાર બાદ ઘરડો ભાગીએ એકાએક મરણ પામ્યો, અને જુવાન ભાગીઓ દસ વર્ષમાં એ પ્રખ્યાત ઠગ નિવડયો. તે ઠગ નિવડયો એમાં નવાઇ શી છે ? એવે નિવડે એવી શરૂઆત ધંધામાં પડયો ત્યારથી તેણે કરી હતી, એટ આખરે તે એવો નિવડયો એ સ્વાભાવિક છે. પાઠશાળામાં અભ્યા કરનાર એક વિદ્યાર્થીને લૉરેન્સે લખ્યું હતું કે, "તમારી મુસાફર

શરૂ કરતા પહેલાં આટલી વાત યાદ રાખજો કે, બરાબર ખરે રસ્તે ચાલશો, અથવા જરા ખોટે રસ્તે દોરાશો, તે પ્રમાણે આખરે તમે સારે ઠેકાણે આવશો, અથવા કંઇ ખાડા ખાબોચિયામાં પડી સડયા કરશો." નીતિ બાજુએ રાખી કાયદેસર રસ્તે ચાલવાથી ઘણા જુવાન માણસ ખાડામાં પડયા છે, અને એથી પણ માઠી દશા ભોગવે છે. તેમણે ગ્રહણ કરેલો રસ્તો ખરૂં જોતાં તેમની પોતાની પાયમાલી કરવાનો કાયદેસર રસ્તો હતો.

કોઇ કહેશે કે, સદ્વર્તનવાળા માણસ એજ પ્રમાણે ચાલે છે. અમે તેમને પૂછીએ છીએ કે, કેવા સદ્વર્તનવાળા માણસ ! જે માણસ ખરેખરા સદ્વર્તનવાળા હશે, અને પોતાના અંતઃકરણ પ્રમાણે ચાલતા હશે, તે તો એવું કરશે નહીં. અનુકરણ કરવા યોગ્ય સાચવટના નમુના જેવા જે પુરૂષો થઈ ગયા છે, તે તો કદી એમ કરતા નહોતા. અમે કબુલ કરીએ છીએ કે વેપારી વર્ગમાં "આબરૂદાર ગણાતા" કેટલાક વેપારી એ પ્રમાણે કરે છે, પરંતુ વેપારી વર્ગને માથે એ મોટું દુષણ છે; તેથી કરીનેજ કેટલાક સારા લોકો એમ માને છે કે વેપારીઓને તથા વેપારી પેઢીઓને અંતઃકરણ હોતું નથી. અંતઃકરણપૂર્વક ચાલનાર માણસો જે નીતિ માન્ય કરે છે, તેમાંના કોઇ નિયમથી આવા ગેરવર્તનનો બચાવ થતો નથી. માણસ તેના ધંધામાં ચોખ્ખો ન હોય તો તેનું અંતઃકરણ બુઠું થઇ જાય છે અને તેને કંઇ લાગણી રહેતી નથી. આવી રીતે ચાલતા અને સુધરેલામાં ગણાતા લોકો કરતાં તો પેલો ચીનનો રાજા સારો. તેને એવી અરજ કરવામાં આવી હતી કે પરવાનો આપી અફીણની દુકાનો ઉઘડાવો તો તમારી ઉપજ ઘણી વધશે. તેણે જવાબ દીધો કે, "આ ઝેરી પદાર્થ મારા દેશમાં દાખલ કરવાનું મારા હાથમાં

નથી. હું તે બંધ કરવાનો હુકમ કરૂં તોપણ વ્યસની અને નફાની લાલચ રાખનાર લોકો છૂપી રીતે તે લાવશે, અને મારી આજ્ઞા પૂરે-પૂરી અમલમાં આવશે નહીં: પરંતુ મારી રૈયતને આ વ્યસનનું ઉત્તેજન આપી, પૈસા પેદા કરવાનો વિચાર કોઈ કાળે હું કરવાનો નથી." કાયદેસર રીતે ચાલ્યા એટલે બધું આવી ગયું, એમ માનનાર સુધરેલામાં ગણાતા લોકોએ એ રાજાનાં વચનથી ઘણો બોધ લેવો જોઇએ; તેમજ જે સરકાર તેના રાજમાં બળા-ત્કારે અફીણ દાખલ કરાવે છે તેમણે પણ પોતાના અંતઃકરણને પૂછવું જોઇએ કે, એમ કરવું એ બરોબર છે ?

જુવાન માણસ કહેશે કે " આ તો નાની નાની બાબતો છે, એવી બાબતોમાં ચોક્કસ રહેવું એ કંઇ પરવડે નહીં." એ નાની નાની બાબતો તો ખરીજ !! એને નાની નાની ગણી કાઢવાથીજ ઘણા જુવાનો પાયમાલ થઇ ગયા છે અને નીતિભ્રષ્ટ બની ગયા છે. નાની નાની બાબતોપર કાળજીપૂર્વક ધ્યાન આપવાથીજ સંસારિક અને ધાર્મિક બાબતોમાં ફતેહ મળે છે. આપણે જોયું છે કે વેપા-રમાં ફતેહ પામેલા લોકોએ ' થોડા ' થીજ શરૂઆત કરી હતી, અને ઘણાં વર્ષ સુધી જે થોડો નફો મળતો તેમાંજ તે સંતોષ માનતા હતા. જે લોકો થોડા નફાથી નાખુશ થાય છે અને મોટો દલ્લો મળે ત્યારેજ સંતોષ માને છે તે આખરે નિષ્ફળ નિવડે છે. એમોસ લૉરેન્સે કહ્યું છે કે, "બોસ્ટનમાં વેપાર શરૂ કર્યો ત્યારે પહેલે વર્ષે મને પદરસેં ડૉલર નફો મળ્યો, અને બીજે વર્ષે ચાર હજાર ડૉલર કરતાં વધારે નફો મળ્યો. જો પહેલે વર્ષેજ મને ચાર હજાર ડૉલર નફો મળ્યો હોત તો બીજે કે ત્રીજે વર્ષે મેં દેવાળું કાઢયું હોત, એમ મને લાગે છે." ઘણો નફો મળવાથી તે બેદરકાર થઇ ગયો

હોત, અને ઘણા જણ કરે છે તેમ તેણે આંખો મીચીને પોતાનો વેપાર ઘણોજ વધારી નાખ્યો હોત. ઘણાં વર્ષ પર મર્ચન્ટસ મેગેઝીન નામના ચોપાનિયાના અધિપતિએ કહ્યું હતું કે, "નાની બાબતોની સંભાળ લીધા વગર કોઇ પણ ધંધામાં કોઇ પણ માણસ દોલત મેળવી શકયો નથી, અથવા ઉંચી પાયરીએ ચઢયો નથી. જેમ દરિયાનો કિનારો રેતીના રજકણોનો બનેલો છે, અને દરિયો પાણીનાં ટીપાંનો બનેલો છે તેમ લક્ષાધિપતિ શેઠિયાની દોલત, એકાદ ધંધામાં થોડો થોડો નફો ઘણાં વર્ષ સુધી એકઠો થવાથી થયેલી હોય છે. ગીરર્ડથી માંડીને એસ્ટરના વખત સુધીના બધા ધનાઢય વેપારી નાની નાની બાબતો અને તપસીલોપર ઘણું ધ્યાન આપતા. પ્રખ્યાત વકીલોને પણ એવીજ રીત રાખવાથી પ્રખ્યાતિ મળી છે. પહેલા નેપોલિયનની ખાશિયત એ હતી કે, બારીક બારીક બાબતોપર તે ખાસ ધ્યાન આપતો. પ્રખ્યાત વક્તા ડિમોસ્થનિસ પોતાના હાવભાવ અને ઉચ્ચારપર ધ્યાન આપતો, એટલુંજ નહીં પણ શબ્દોની પસંદગી કરવામાં અને દલીલો સફાઇથી મૂકવામાં પણ જીવ ઘાલતો. આવા આવા પ્રખ્યાત પુરૂષો નાની નાની બાબતો પર આટલું બધું ધ્યાન આપતા હતા, ત્યારે તેપર દુર્લક્ષ કરનાર હલકા મનના માણસોનું વર્તન કેવું દયા ખાવા જેવું છે !

ઇશ્વરની આજ્ઞા પણ એવી જણાય છે કે નાનીસુની બાબતોપર દુર્લક્ષ કરવું ન જોઇએ. આખા જગતમાં આપણે એ આજ્ઞા પળાતી જોઇએ છીએ. કેટલાક રસાયણી પદાર્થોપર દેવતાની ચીણગારી પડવાથી બંદુકમાં ફોડવાના દારૂની શોધ થઈ હતી. બાળકની રમત માટે કાચના કકડા એકઠા કરેલા હતા તે પરથી દુર્બીનની શોધ થઇ હતી. દેવતાપાસે ખૂંટીએ મૂકેલું બદન ઉડવા લાગ્યું, તેથી મોન્ટ

ગોલ્ડફ્રાયરને અતૂન બનાવવાની યુક્તિ સુઝી હતી. એક સિપાઇને પોતાની બંદુકપરથી કાટ ઘસી નાખતો રૂપર્ટે જોયો હતો, તેટલા પરથી ત્રાંબાના પત્રાપર કોતર કામ કરવાની યુક્તિ સુઝી હતી ગુડી-યરે એક નાનું વાસણ દેવતામાં તપાવવા મૂક્યું હતું, તે લાલચોળ થતા સુધી કાઢી લેવાનું ચૂકવાથી રબરને કઠણ બનાવવાની રીત માલમ પડી હતી. એક છોકરાએ સાબુના પરપોટા બનાવેલા ન્યુટનના જોવામાં આવવાથી દર્શનેન્દ્રિય સંબંધી શોધો કરવાનું તેને સુઝી આવ્યું હતું. એક માણસ રમતમાં ઝાડની છાલપર અક્ષર કોતરતો હતો તેપરથી છાપવાની કળાની શોધ થએલી છે. આ પ્રમાણે દુનિયાની બધી શોધો શી રીતે થઇ છે, એ વિષે તપાસ કરતાં આપણને માલમ પડશે કે નાનીસુની બાબતોપર લક્ષ રાખવાથી મોટી મોટી શોધો થઇ છે.

નાનીસુની બાબતોપરથી મોટા મોટા બનાવો પણ બનેલા છે. "જુજ કારણથી ભારે પરિણામ નિપજે છે." અમેરિકામાં યુરોપિયનો પ્રથમ જઇ વસ્યા તે અરસામાં એક તીડના કારણથી અમેરિકાના ઇન્ડિયન લોકોની બે જાતો વચ્ચે એક ભારે લઢાઈ થઇ હતી એક જાતના છોકરાએ એક તીડ પકડયું, પણ બીજી જાતના એક છોકરાને પણ તે પકડવું હતું, અને તેથી કરીને એ બે જાતો વચ્ચે લઢાઇ થઈ. એ લઢાઇને ' તીડની લડાઇ ' એવું નામ આપેલું છે. લાખો માણસની જેમાં ખુવારી થઇ હતી, એવી ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે એક લઢાઇ આવા એક નજીવા કારણથી ઉત્પન્ન થઇ હતી. બેર્થાન આગળ પાણી લેવાને એક અંગ્રેજી વહાણ, અને એક ફ્રેન્ચ વહાણ સાથે આવ્યાં. કોણે પાણી પહેલું લેવું એ બાબત તેમની વચ્ચે તકરાર પડી; અને તેપરથી તેમના દેશ વચ્ચે એક ભારે લઢાઇ થઈ. પોપ

એડ્રિયનના ગળામાં એક મગતરૂં ઘુસી જવાથી તે ગુંગળાઇ મુવો હતો, અને તેના મરણથી દુનિયાના ઇતિહાસમાં ભારે ફેરફાર થયો હતો. ઇંગ્લાંડનાં મહારાણી એનાક્રિયોનની પેઠે ખીસમીસનું છોતરૂં ગળે ભરાયાથી મરણ પામે તો ગ્રેટબ્રિટનના ઇતિહાસમાં મોટો ફેરફાર થાય અને તેની અસર આખી દુનિયામાં થાય.

નાનીસુની બાબતોપરથી ઘણા માણસો પ્રતિષ્ઠિત થયા છે. ઓડયુબને એક માળી સાથે વાતચીત કરી હતી, તેપરથી સ્થાવરજંગમ વિદ્યા સંબંધી શોધો કરવાના કામમાં પડવાનું તેને મન થયું હતું. બેન્જામિન વેસ્ટે કહ્યું હતું કે, "મારી માની બોકીથી હું ચિતારો થયો હતો." ઘોડિયામાં સુતેલી તેની નાની બહેનનું ચિત્ર બાળપણમાં તેણે એવું સરસ કાઢયું હતું કે તેથી ખુશ થઇ તેની માએ તેને બોકી કરી હતી. વિલ્બરફોર્સ કહેતો કે, મારી કાકીએ મને થોડા પૈસા આપ્યા હતા, અને મને આગ્રહપૂર્વક એવી શિખામણ આપી હતી કે તેમાંથી થોડા ગરીબોને આપવા, તેથી કરીનેજ પરોપકારી કામમાં જીવ ઘાલવાનું મને મન થયું હતું. યુનૈટેડસ્ટેટ્સના એક પ્રેસિડન્ટે તેના બાળપણમાં ખેતીનો ધંધો કરવાનો ઠરાવ કર્યો હતો; પણ વસંતઋતુના વખતમાં રેલ આવવાને લીધે થોડો વખત ખેતીનું કામ બંધ રાખવું પડયું હતું અને રેલ ઉતરી જવાની વાટ જોતો તે બેશી રહ્યો હતો એવામાં તેનો વિચાર બદલાયો, અને પાઠશાળામાં દાખલ થઇ ઉંચી કેળવણી લેવાનો તેણે ઠરાવ કર્યો. આવી આવી દેખીતી નજીવી બાબતો બનવાને લીધેજ ઘણાખરા મહાન પુરૂષોએ અમુક માર્ગ પકડયો છે અને તેમાં પ્રખ્યાતિ મેળવી છે, એમ તપાસ કરવાથી આપણને માલમ પડી આવે છે.

સંસારવ્યવહારની બાબતોમાં જે ખરૂં પડે છે તે નીતિ સંબંધી

બાબતોમાં પણ ખરૂં પડે છે. કહ્યું છે કે, " ટીપે ટીપે સરોવર ભરાય" જુજ જુજ પાપ કરવાથી આખરે નીતિનું ધોરણ બિલકુલ જતું રહે છે. નાનાં નાનાં પાપ કરવાથી ધીમે ધીમે મોટાં મોટાં કરવાનું શીખાય છે. કોઈ માણસ એક રૂપિયાની ઠગાઇ કરે તો તેનું ખરૂં લક્ષણ જેમ આપણને જણાઇ આવે છે, તેમ એક પાઇની ઠગાઇ કરે તોપણ જણાઇ આવે છે અને તેના પરથી આપણો વિશ્વાસ ઉડી જાય છે. આટલી જુજ ઠગાઇ કરીશું તો કોઇ પૂછશે નહીં, એમ ધારવાથી અંતઃકરણ બગડે છે. થોડામાં પાપ નથી અને ઘણામાં છે, એમ કંઇ નથી. એક રૂપિયો ચોરો તો તેથી, " તારે કોઇની મિલકત ચોરવી નહીં " એ આજ્ઞાનું જેટલું ઉલ્લંઘન થાય છે, તેટલુંજ એક પાઇ અથવા એક બોર ચોરવાથી થાય છે. પહેલાથી કાયદાનું જેટલું-ઉલ્લંઘન થાય છે તેટલુંજ બીજાથી થાય છે " જે જુજ બાબતોમા ગેરવાજબી રીતે ચાલે છે તે મોટી બાબતોમાં પણ ગેરવાજબી રીતે ચાલે છે " એટલે કે થોડું પાપ કરવામાં જે ધોરણથી તે ચાલે છે, તેજ ધોરણથી મોટું પાપ કરવામાં ચાલે છે. આ વાક્યપર ડૉક્ટર ચામર્સે નીચે પ્રમાણે ટીકા કરી છેઃ—" જે માણસ ખરા અને ખોટા વચ્ચેની સીમા ઓળંગીને ખોટા તરફ ઘણુંજ વધી ગયો હોય, તેને જે શબ્દોમાં ઇસુખ્રિસ્ત ઠપકો આપે છે, તેજ શબ્દોમાં જે માણસ જે સીમાથી અડધો ઇંચ આગળ વધ્યો હોય તેને આપે છે. એ વાત ખરી છે કે સીમા ઓળંગીને તે જરાકજ ખોટી બાજુ તરફ ગયો છે, પણ એટલું પણ તેણે તે તરફ વધવાનું કારણ શું? ખરા અને ખોટા વચ્ચેનો ઝગડો, સીમા ઓળંગવામાં સમાયલો હતો ઓળંગ્યા પછી આગળ ચાલવામાં સમાયલો નહોતો; સીમા ઓળંગતી વખતે ખરા અને ખોટા વચ્ચેના ઝઘડાનું છેવટ આવ્યું હતું.

એ સીમા ઓળંગતી વખતેજ તેનું ધોરણ બાજુએ મૂકાયું હતું. જે જોર કરવાનું હતું તે સીમા ઓળંગવામાંજ કરવાનું હતું. એ કામ થઇ રહ્યું એટલે કુમાર્ગે જતાં તેને અટકાવવાને કંઈ બાકી રહ્યું નહીં. જે પ્રદેશમાં જવાનું નથી તે પ્રદેશમાં તેણે માત્ર પગજ મૂકયો હોય, તોપણ તેમાં પગ મૂકવાથી તે તે પ્રદેશમાં આવ્યો ગણાય છે, અને ઇશ્વર એ પ્રમાણે ગણીને તેને સજા કરે છે." આથી આગળ વધીને ડૉકટર ચામર્સ એમ કહે છે કે, "જ્યારે જુજમાં જુજ ફાયદો મેળવવાને અપ્રમાણિક થવામાં આવે ત્યારે મોટામાં મોટો ગુન્હો થાય છે, કારણ કે તે વખતે ગુન્હો કરવાની લાલચ ઘણી થોડી હોય છે; તે પરથી એમ જણાય છે કે લાલચથી તેણે ગુન્હો કર્યો નથી, પણ ગુન્હો કરે એવો તેનો સ્વભાવ હોવાથી કર્યો છે." છેવટ તે કહે છે તે વાજબી છે કે, થોડી લાલચની દોરવણીથી જે આડે રસ્તે ચાલે છે તે થોડે થોડે નર્ક તરફ પોતાનો રસ્તો કરે છે."

કોઇ જુવાન માણસે એમ ન ધારવું કે ખોટું કરવા વિષે ઉપર જણાવેલા વિચાર માત્ર ધર્મગુરૂઓને અને ધર્મ સંબંધી બાબતોને લાગુ પડે છે. દરેક સ્ત્રી પુરૂષને અને દરેક સંસારવ્યવહારિક કામને તે લાગુ પડે છે. સાધુ સંતને માટે ખરા ખોટાનો એક નિયમ છે અને દુનિયાદારી લોકોને માટે બીજો છે એમ કંઇ નથી; ધર્મ સંબંધી કામોને માટે એક નિયમ છે અને વેપારનાં કામોને માટે બીજો છે એમ કંઈ નથી. દરેક જણને માટે અને દરેક સ્થળને માટે એકજ નિયમ છે. અંતઃકરણ પ્રમાણે ચાલવાનાં કામોમાં મનુષ્ય વર્ગનાં સઘળાં કામ આવી જાય છે.

વર્તન સંબંધી ઘણી બાબતો એવી છે કે જેના ખરા ખોટાપણા વિષે પોતાના અંતઃકરણને પૂછીને જુવાન માણસે ચાલવું

જોઇએ. નાટક જોવા જવું કે નહીં, જુગાર રમવો કે નહીં, દારૂ પીવો કે નહીં, દેવળમાં જવું જોઇએ કે નહીં, એ વગેરે ઘણી બાબતોમાં પોતાના અંતઃકરણને પૂછીને તેને ચાલવું જોઇએ. તેનું અંતઃકરણ જાગૃત અને શુદ્ધ હશે તો દરેક બાબતમાં તેને ખરી સલાહ મળ્યા વગર રહેશે નહીં.

દરેક પ્રસંગે પોતાના અંતઃકરણ પ્રમાણે ચાલવું અને તેની દોરવણી પ્રમાણે ચાલી શંકાનું નિવારણ કરવું, એ ખરેખર ઉમદા કામ છે. જ્યારે જૂની યુનૈટેડસ્ટેટસ બેન્કના માલેક નિકોલસ બીડલે રવિવારને દિવસે પણ કામપર આવવા પોતાના નોકરોને ફરજ પાડી ત્યારે એક કારકુને જાહેર કર્યું કે રવિવારે કામ કરવાને મારૂં અંતઃકરણ હા પાડતું નથી. બીડલે તેને જવાબ આપ્યો કે "ત્યારે તો તમે નોકરી છોડી ઘેર બેસો." તે જુવાન માણસ નોકરી છોડી ચાલ્યો ગયો. થોડા વખત પછી બીડલના એક મિત્રે તેની પાસે આવીને કહ્યું કે મારે એક ભરોંસાદાર અને લાયક માણસને એક જોખમના કામપર નોકર રાખવો છે. બીડલે આ કારકુન વિષે ભલામણ કરી, અને જણાવ્યું કે, "એ માણસ તમારે જોઇએ તેવો છે. રવિવારે કામ કરવાનું મેં તેને કહ્યું હતું ત્યારે તેમ કરવાની તેણે ચોખી ના પાડી હતી." એના શિવાય બીજા બધા કારકુનોએ પોતાના અંતઃકરણ વિરૂદ્ધ રવિવારે પણ કામ કરવાને હા પાડી હતી તોપણ તેમાંના કોઇપર તેના જેટલો ઇતબાર બીડલને આવ્યો નહીં. આપરથી કોન્સ્ટન્ટાઇન બાદશાહ થયો તે વખતની એક વાત અમને યાદ આવે છે, તેના રાજમાં કેટલાંક ખ્રિસ્તિ લોકો નોકર હતા, તેથી તેણે એવો હુકમ કર્યો કે, એ લોકોએ પોતાનો ધર્મ છોડી દેવો, અથવા પોતાની જગોનું રાજીનામું આપવું.

આપરથી કેટલાક હલકા મનના લોકોએ પોતાની જગો નભાવી રાખવા સારૂ પોતાનો ધર્મ છોડી દેવા મરજી દેખાડી, બાદશાહે આ હલકા લોકોને તુરત બરતરફ કર્યા અને તેમને કહ્યું કે, "તમારા દિવ્ય ધણીને તજી દેવાને તમે તત્પર થયા છો ત્યારે કોઇ દહાડો વખત આવે ત્યારે મને પણ તજી દ્યો. માટે તમે ઇતબાર રાખવા લાયક નથી." ઇંગ્લાંડના પ્રખ્યાત સ્વદેશાભિમાની સિડનીને કોઈએ કહ્યું કે, "ફલાણા કાગળના અક્ષર તમારા છે, એ વાતનો તમે ઇનકાર કરો તો તમારો જીવ બચે." આ સાંભળી સિડનીએ જવાબ દીધો, "ઇશ્વરેચ્છાથી હું એવી સ્થિતિમા આવી પડયો છું કે જીવ બચાવવો હોય તો મારે જૂઠું બોલવું જોઇએ. જૂઠું બોલી જીવ બચાવવો, અથવા ખરૂં બોલી જીવ ખોવો, એ વચ્ચે મને ઇશ્વરે પસંદગી આપેલી છે. ત્યારે તો મારી ફરજ શી છે, એ ઇશ્વર મને સ્પષ્ટ રીતે બતાવે છે, અને તે એ કે જૂઠું બોલી જીવ બચાવવાના કરતાં મારે સત્યજ બોલવું જોઇએ." આવા અંતઃકરણ પ્રમાણે ખરી રીતે ચલાવનાર પુરૂષોની આખા જગતમાં પ્રશંસા થાય છે.

થોડાંક વર્ષપર એક સ્ત્રી બોસ્ટન શહેરમાં એક દુકાનમાં ગઈ હતી; તેણે દુકાનમાં કેટલોક સામાન જોયો પણ કંઇ ખરીદ્યા વગર તે ચાલી ગઈ. એ દુકાનના માલીકે પોતાના વાણોતરને પૂછયું કે, અલ્યા, કંઇ લીધા વગર એ બાઇ કેમ ગઇ?" વાણોતરે જવાબ દીધો કે,

"શેઠ સાહેબ તેને તો મિડલસેક્સનું કાપડ જોઇતું હતું." શેઠે કહ્યું. "ત્યારે પેલી બીજી ગાંસડી છોડીને તેં કેમ તેને બતાવી નહી! અને એમ કેમ ન કહ્યું કે, તે મિડલસેક્સનું કાપડછે?" વાણોતરે તરતજ જવાબ આપ્યો "તેનું કારણ એજ કે એ કાપડ મિડ-

લાસેકસનું નથી." શેઠ બોલ્યા, "અલ્યા ભાઇ, તું પ્રમાણિકનો દાંડો લઇને બેસું, અને જરૂર પડે ત્યારે ઘરાકને સમજાવવાને જરા જૂઠું બોલું નહીં ત્યારે તો તું મારે કંઇ કામનો નહીં." શેઠનું આ વચન સાંભળી વાણોતરે જે જવાબ આપ્યો હતો તે ઇતિહાસમાં નોંધી રાખવા જોગ છે;–"વારૂ શેઠ સાહેબ, મારે ક્યાં જવું અથવા શું કામ કરવું, તે તેની હાલ મને સુઝ પડતી નથી. પણ તમારે ત્યાં નોકરી કરવાને મારે જૂઠું બોલવુંજ પડે એમ હોય તો હું તમારી નોકરીમાં વધારે વખત રહેવા ખુશી નથી." એ જુવાન વાણોતરને કોઇએ ભૂખે મરતો જોયો નથી. સત્યને ખાતર તેણે તે કપટી શેઠની નોકરી છોડી દીધી, તેથી તેની તારીફ થઇ, અને તેનાથી સારી જગો તેને મળી. હાલ તે ધનાઢ્ય થયો છે અને પશ્ચિમ તરફના એક સંસ્થાનમાં આબરૂભેર પોતાના દિવસ ગુજારે છે.

જે લોકો દેવાળું કાઢે છે તેમાં અંતઃકરણ વિરૂદ્ધ ચાલનારની જેટલી સંખ્યા હોય છે તેટલી બીજા કોઇમાં હોતી નથી. આપણે દરરોજ સાંભળીએ છીએ કે, ફલાણા ફલાણાએ આટલો પૈસો છુપાવી, અથવા પોતાની સ્ત્રી, પુત્ર, અગર બીજા કોઇ સગાંસંબંધીના નામે ચડાવી દઇ પોતાના માગતાવાળાઓને રડાવવાને દેવાળું કાઢ્યું છે. ઘણીવાર એવું બને છે કે એક વેપારી દેવાળું કાઢે છે, રૂપિયે આની બેઆની આપી માગતાવાળાનું પતાવે છે અને પછી જાણે કંઇ બન્યુંજ ન હોય એમ પોતાનો ધંધો ચલાવે છે. પ્રથમના જેટલાજ ઠાઠમાઠથી રહે છે, અને ઉનાળો મેથેરાન અને મહાબળેશ્વરની શીતળ ટેકરીઓપર હવા ખાવામાં કાઢે છે. એક જુવાન માણસનો દાખલો અમારા જાણવામાં છે. જો કે તે નામુંઠામું રાખનાર મહેતાનું કામ કરતો હતો તોપણ તેના ઉડાઉપણાને લીધે તેને દેવાળું કાઢવાનો

વખત આવ્યો હતો. તેને બે હજાર રૂપિયાનું દેવું થઇ ગયું હતું અને તેની પાસે મિલકત કંઇ નહતી, તેણે નાદારીના કાયદાનો લાભ લીધો અને પોતાના અંતઃકરણની લોકોની નિંદાની અને સર્વવ્યાપી સર્વજ્ઞ પરમેશ્વરની દરકાર ન કરતાં નાદાર થઇ નવેસરથી ઉડાઉ-પણું કરવાનો માર્ગ ખુલ્લો કર્યો. દેવાળું કાઢયા પછી ધંધામાં ઇશ્વરકૃપાથી ફતેહ મળે તોપણ પોતાનું વાજબી દેવું અદા કરવાની કાળજી રાખે એવા થોડાક જણ હોય છે, તેથી કરીને કોઇ ઉમદા મનનો માણસ નિકળે છે ત્યારે તેની તરફ આપણું ખાસ ધ્યાન ખેંચાય છે, કેટલાંક વર્ષ ઉપર ન્યૂયોર્ક શહેરમાં વિલસન જી. હુન્ટ નામના વેપારીને ધંધામાં ઉપરાઉપરી ખોટ આવી, તેથી પોતાના લહેણદારોને રૂપિયે આઠ આના આપી પતાવી દેવાની તેને જરૂર પડી. આ પછી કેટલેક વર્ષે ધંધામાં તે ઘણો પૈસો કમાયો; અને આવી આબાદીના વખતમાં પોતાના જૂના લહેણદારોને યાદ લાવી તેમનું બાકી રહેલું લેણું વ્યાજ સાથે હિસાબ કરી પૂરેપૂરૂં આપી દીધું. લેહેણ-દારો તેના આ સ્તુતિપાત્ર કૃત્યથી ખુશ થઇ ગયા અને આવા અસા-ધારણ કૃત્યથી ભુજ બતાવવાને નીચે જણાવેલો લેખ કોતરાવીને એક સુંદર ચ્હા પીવાનાં વાસણોનો સટ તેને બક્ષીસ આપ્યો:—

"જૉન હેગરટી, વિલિયમ આરડી અને જોસેફ કોર્લિઝ એમણે પોતાના તરફથી અને બીજા લહેણદારો તરફથી આ. સટ વિલસન. જી. હુન્ટને બક્ષીસ આપ્યો છે. સને ૧૮૩૨ માં અમો બધાની ખાત્રી થઇ હતી કે ધંધામાં ખોટ આવવાથી દેવાળું કાઢ-વાનો તેને વખત આવ્યો છે; તેથી કરીને અમારા લહેણાનો અમે તેની સાથે તોડ પાડયો હતો અને કાયદેસર બધી જવાબદારીમાંથી તેને મુક્ત કર્યો હતો. આ પ્રમાણે કરારની કાયદેસર જવાબદારી-

આથી તે મુક્ત થયો હતો તોપણ સને ૧૮૩૯માં અમારૂં બાકી રહેલું મુદ્દલ લહેણું તથા વ્યાજ તેણે પોતાની મેળે અમને બોલાવી ચૂકવી આપ્યું છે. કરારની નીતિસર જવાબદારી પૂરી કરવા માટે તેના પ્રત્યે અમારા અત્યંત માનની નિશાની દાખલ અમે આ ભેટ આપી છે. તેના આ કૃત્યથી વેપારી તરીકે તેની શોભા ઘણી વધી છે અને ઈશ્વરે બનાવેલાં પ્રાણીઓમાં ઉમદામાં ઉમદું પ્રાણી પ્રમાણિક માણસ છે, એમ તેણે બતાવી આપ્યું છે."

આ લેખ ઉપરથી જણાય છે કે તેમાંનો એક ભાગ એટલે કે કાયદેસર જવાબદારી અને નીતિસર જવાબદારી અદા કરવાનું કામ ખાસ રીતે શુદ્ધ અંતઃકરણને લગતું છે તે નાનાં તેમ મોટાં હરેક પ્રકારનાં કામોને લાગુ પડે છે. જુવાન માણસે તે સારી પેઠે ધ્યાનમાં રાખવું જોઇએ અને તે પ્રમાણે ચાલવું જોઇએ. "કરારની નીતિસર જવાબદારી" એ શબ્દો દરેક માણસે પોતાની દુકાન અને વખારના બારણાપર, પોતે તૈયાર કરેલા માલપર તથા પોતાની જમીનપર કોતરી રાખવા યોગ્ય છે. દુનિયાદારીનાં કામકાજમાં તમારૂં અંતઃકરણ શુદ્ધ રાખીને ચાલો, એટલે તમે તમારી સંસારી જીંદગીમાં નીતિસર ચાલ્યા વગર રહેશો નહીં.

અંતઃકરણ વિરૂદ્ધ કામ કરવાથી કેવું દુઃખદાયક પરિણામ આવે છે, એ નીચેની વાતોપરથી જુવાન માણસના ધ્યાનમાં આવશે. ડૉક્તર રશના વખતમાં કંઇ તકરાર પડે તો દંદ્વયુદ્ધ કરીને તેનો નિવેડો લાવવો, એ કાયદેસર ગણાતું હતું. તેના દિકરાએ દંદ્વયુદ્ધમાં એક માણસને મારી નાખ્યો હતો; એ કૃત્ય જ્યારે જ્યારે તેને યાદ આવતું ત્યારે ત્યારે તે મુવેલો માણસ જાણે વેર લેવાને સામો ઉભો હોય એમ તેને બીક લાગતી. રાત્રે અને દિવસે તે મુવેલો માણસ

જાણે ભૂત થયો હોય એમ તેના મન આગળથી ખસતો નહીં. જ્યાં જાય ત્યાં એ વાત યાદ દેવડાવી તે તેને ફોલી ખાતો. આખરે તે છેક નિરાસ થઇ ગયો. કામ ધંધો કરવાને અને મિત્રોમાં હરવા ફરવાને નાલાયક થઇ ગયો અને છેવટ ગાંડો થઇ ગયો. તેની કંગાલ જીંદગીનાં છેલ્લાં વર્ષ તેણે ફિલાડેલ્ફિયાની દીવાના શાળામાં ઘણાજ દુઃખમાં ગાળ્યાં હતાં. અંતઃકરણના ડંખથી આવી દશા પામેલો આ બિચારો કલાકે કલાકે ઝબકીને ઉભો થતો અને થાંભલાની પેઠે સ્થિર ઉભો રહેતો, ને કોઇ કોઇ વાર મોટે અવાજે બોલી ઉઠતો કે, "મારો ! મારો ! ! એ મુવો ! ! એ મુવો ! !"

એવોજ તાજુબી ભરેલો, અને એજ અરસામાં બનેલો બીજો એક બનાવ છે. વાશિંગ્ટનના એક જાહેર પુરૂષને કંઇ કારણસર કોઇએ દ્વંદ્વયુદ્ધ કરવાને કહેણુ મોકલ્યું તે કબુલ કરી તેણે દ્વંદ્વયુદ્ધ કર્યું અને તેમાં માર્યો ગયો. કેટલાંક વર્ષ પછી તે કહેણુ મોકલનારને ચાર્લસ્ટન શહેરમાં એક વિદ્વાન ગૃહસ્થ મળ્યો. તેણે પોતાને ત્યાં રહેવા તેને આમંત્રણ કર્યું. તે ગૃહસ્થે પહેલાં તો ના પાડી, પણ જ્યારે પેલા ખૂન કરનારે કહ્યું કે, મેં તો આવું કૃત્ય કર્યું છે તેથી મારૂં અંતઃકરણ મને એટલું ફોલી ખાય છે કે મારાથી ઘરમાં એકલાં રહી શકાતું નથી, ત્યારે તે ગૃહસ્થ તેનું આમંત્રણ કબુલ રાખી તેને ઘેર ગયો. પહેલી રાતે શી બીના બની એ તે ગૃહસ્થના શબ્દોમાં નીચે જણાવીએ છીએ:—

" પથારીમાં ઘણા વખત સુધી આળોટયા પછી ઉંડા નીસાસા મૂકતો મૂકતો તે ખૂની ઉંઘી ગયો. ઉંઘમાં પાસું બદલતાં પોતે મારી નાખેલા માણસના નામની તે લવરી કરતો અને જાણે તેના અંતઃકરણ ઉપર ધગધગતા અંગારાની સઘડી બળતી હોય એમ વિલાપ

કરતો. તેણે મારેલો માણસ જાણે વેર લેવાને તેની પાછળ ભમતો ન હોય એમ ધારી તે એકાએક ઝબકીને બેઠો થઇ જતો અને જાણે સંતાવા જતો ન હોય એમ ગોદડા તળે સંતાઇ જતો. તેને જરા પણ નિરાંત નહોતી. તે કંઇ ગાંડો થઇ ગયેલો નહોતો અને તેને એવો કાંઇ રોગ પણ થયો નહોતો કે જેથી તેનો આટલો બધો અજંપો લાગે. તે તંદુરસ્ત, કેળવાયલો, અને બુદ્ધિશાળી હતો. તે કંઇ તેના વેરીના હાથમાં આવ્યો નહોતો. પણ તેને તેનું અંતઃકરણ જ ફોલી ખાતું અને તેથી તે આટલું દુઃખ ભોગવતો હતો. પોતાના અંતઃકરણ વિરૂદ્ધ ચાલનાર માણસો આ પ્રમાણે દુઃખ ભોગવે છે. અંતઃકરણ વિરુદ્ધ ચાલનારને આ જબરી શિક્ષા છે. કવિ બાયરને કહ્યું છે કે, "અંતઃકરણની વેદના એવી ભુંડી છે કે તે કાને સાંભળી શકાતી નથી અને જીભે વર્ણવી શકાતી નથી." અંતઃકરણનો ડંખ માત્ર દ્વંદ્વયુદ્ધ અને ખૂન જેવાં ભારે કુકર્મો કરવાથી લાગે છે, એમ કંઇ નથી. નાનીસુની બાબતોમાં અંતઃકરણ વિરૂદ્ધ ચાલીએ તોપણ અંતઃકરણનો ડંખ લાગે છે. કામધંધામાં સહેજસાજ અપ્રમાણિકપણું કર્યું હોય તો અંતઃકરણનો અવાજ હથોડાના અવાજ કરતાં પણ મોટો નિકળે છે અને ગમે તેવો શોરબકોર થતો હોય તોપણ કુકર્મ કરનારને તે સંભળાય છે. માટે કંઇ પણ કાર્ય ગમે તેવું નજીવું હોય તોપણ જો તે અંતઃકરણ વિરૂદ્ધ હોય તો જુવાન માણસે તે કરવું નહીં, એજ તેને ફાયદાકારક છે.

---

# પ્રકરણ ૧૫ મું.

## પ્રમાણિકપણું.

મિરાબેઓએ એક વખત કહ્યું હતું કે, "જો દુનિયામાં પ્રમાણિકપણું ન હોય તો પૈસો કમાવાના સાધન તરીકે તે શોધી કાઢવામાં આવે." અંતઃકરણના પ્રકરણમાં અંતઃકરણ પ્રમાણે ચાલવાનું કહેવામાં આવ્યું છે તેમાં પ્રમાણિકપણું આવી જાય છે; પરંતુ દુનિયામાં એટલો બધો દગો, બનાવટ, ભેળસેળ, નકલ અને ઠગાઇ ચાલે છે કે આ સદ્‌ગુણનું વિવેચન એક જુદા પ્રકરણમાં કરવું, એ યોગ્ય દીસે છે. દુનિયામાં એવો સુધારો થઇ જાય કે હરેક પ્રકારનું કામ સાચવટ અને ઇમાનદારી રાખી કરવામાં આવે તો આ દુનિયાનું રૂપજ ફરી જાય. જેના સંબંધે અપ્રમાણિકપણું કરવામાં આવ્યું હોય એવાં વજન, માપ, ચિઠ્ઠીઓ, ગાંસડીઓ, પડીકાં, પીપ, બરણિયાં, અને વેપાર સંબંધી લાગતી વળગતી બીજી ચીજો એકાએક હવામાં ફેંકી દેવામાં આવે તો સૂર્ય પણ તેથી ઢંકાઇ જાય અને બધે અંધારૂં ઘોર થઇ રહે. જો એ બધામાં એકાએક વાચા આવે તો તે એટલું બધું કલ્પાંત અને રડારોળ કરી મૂકે કે તે સાંભળીને માણસો તો આભાજ બની જાય. દુનિયામાં હરેક ચીજમાં ભેળસેળ કરી દગો કરવામાં આવે છે. ખરી ચીજ તો ભાગ્યેજ મળતી હશે. ખોરાક ખોટો, કપડાં ખોટાં, દવા ખોટી, માન ખોટાં, મિત્રાચારી ખોટી, સ્વદેશાભિમાન ખોટું, નીતિ ખોટી, ધર્મ ખોટો, અને બધું ખોટું હોય છે.

એમ છતાં આપણામાં વિચાર, ધંધો, અને કેળવણીમાં અપ્ર-

સર ગણાતા મોટા માણસો સાચા બોલા અને ઉમદા ઉદ્દેશવાળા છે, એમ આપણે સંપૂર્ણરીતે માનીએ છીએ. એકંદર રીતે જોતાં દુનિયામાં આગળ પ્રમાણિકપણું હતું તેના કરતાં હાલ વધારે છે. કામ કરવાની રીતભાત હાલ ઘણી સુધરી છે અને દિનપ્રતિદિન સુધરતી જાય છે. ન્યુયોર્ક શહેરનો એક પ્રતિષ્ઠિત અને અગ્રેસર વેપારી કહે છે કેઃ—"વેપારી લાઇનના મારા ચાળીસ વર્ષના અનુભવપરથી મારી ખાત્રી થઇ છે કે વેપારની નીતિમાં આપણે ઘણાજ સુધર્યા છીએ. ચાળીસ વર્ષપર અગિયાર વાગે અને ચાર વાગે દારૂની પ્યાલીઓ વહેંચાતી અને શેઠ, વણોતર તથા ઘરાક સાથે બેસીને દારૂ પીતા. દુકાનમાં માલ વેચનારને દુકાનપર પાનાં રમવાની અને ફુરસદને વખતે જુગાર રમવાની છુટ હતી. ઘરાકને સહેલ કરવાની જગાઓએ લઇ જઇ સહેલ કરાવવામાં આવતી અને જુગારખાનાં, વેશ્યાવાડો અને દારૂનાં પીઠાં, એ વગેરેમાંથી જ્યાં જવું હોય ત્યાં લઇ જઇ સહેલ કરાવવામાં આવતી હતી. ઘરાકને ખૂબ મોજમઝા કરાવી તેની પાસે ખૂબ માલ ખરીદાવી દોઢીયાં ન કઢાવે તે દુકાનદાર બેવકુફ ગણાતો. જ્યારે હું જુવાનીમાં હતો ત્યારે જે વેપારી લક્ષાધિપતિ હોવાનું ડોળ ઘાલતા તે શેરીએ શેરીએ ફરીને દૂધ વેચનારા, દારૂનું પીઠું ઘાલનારા, કોઇ ખુણેખોચરે ગાંધીની દુકાન રાખનારા, અથવા ખલાસીઓને માટે ભોજનવસ્તીગૃહ રાખનારા હતા. એ જૂના વખતના અમીર ઉમરાવ ગણાતા માણસોના છોકરા હાલના અમીર ઉમરાવોને ઘેર લાકડાં ચીરે છે અથવા પાણી ભરે છે." સામાન્ય રીતે બધા વેપારીઓ અપ્રમાણિક છે, એમ અમે કહેતા નથી. વેપાર રોજગારમાં વપરાતી અપ્રમાણિક રીતો અમે ઉઘાડી પાડીએ છીએ, અને તેને માટે દિલગીરી બતાવીએ છીએ એ પરથી એમ સમજવાનું નથી કે બધા વેપારી લુચ્ચા છે. વેપાર રોજગારમાં દગો કરનાર લુચ્ચા મા-

ણુસોને નશીયતે પહોંચાડવા, એ આખા વેપારી વર્ગના હિતનું કામ છે. હજારો પ્રમાણિક વેપારીઓ એવા પણ છે કે જે વેપારમાં ચાલતો દગો ફટકો દૂર થતો જોઇને ખુશી થાય, પરંતુ તે દૂર કરવાનું કામ તેમનાથી થતું નથી તેનું કારણ એ લાગે છે કે તેઓને પોતાના કામમાંથી પુરસદજ મળતી નથી; અને જે કામ સામાન્યરીતે બધા સારા લોકોએ કરવાનું છે તે કામ મારૂં પોતાનું છે એમ પ્રત્યેક માણસ સમજતો નથી.

જુવાન માણુસ એવા સંસર્ગમાં આવે છે કે જ્યાં દગો, લુચ્ચાઇ, અને કપટ થતું હોય, એમાંથી પોતાનો બચાવ કરવાને તેણે પ્રમાણિકપણા રૂપી બખ્તર પહેરવું જોઇએ. તેની સ્થિતિ ગમે તેવી ગરીબ હોય અને તેનો ધંધો ગમે તેવો હલકો હોય તોપણ અપ્રમાણિક થવાની લાલચ તેમને લાગશે. જો તે ખેડુત હશે તો સૌથી સારાં ફળ ટોપલીમાં ઉપલી બાજુએ ગોઠવવાની, દૂધમાં પાણી રેડી દૂધ વધારવાની અથવા માખણ અને ઘી તોળી આપવામાં ખોટાં કાટલાં રાખવાની તેને લાલચ લાગશે. જો તે કારીગર હશે તો હલકો સામાન વાપરવાની અને ઉપરની ટાપટીપ કરી તેની ભારે કિમ્મત લેવાની, તથા સત્ય, ન્યાય, અને પ્રમાણિકપણા તરફ નજર ન રાખતાં જેમ બને તેમ વધારે નફો મેળવવાની તેને લાલચ લાગશે. જો તે કારખાનાવાળો હશે તો ખાંડમાં રેતી ભેળવવાની, કપડાંમાં વધારે ખેળ અને ખડી ઘાલીને કપડું જાડું અને પોતદાર બતાવવાની, મજૂરપર જુલમ કરવાની, ઘરાકને છેતરવાની અને ગમે તેમ કરી વધારે નફો મેળવવાની તેને લાલચ લાગશે. જો તે વેપારી હશે તો અમેરિકન માલપર ઈંગ્લાંડમાં અથવા ફ્રાન્સમાં તે બનાવ્યાની ખોટી છાપ મારવાની તેને લાલચ લાગશે. મસાચ્યુસેટ્સમાં બનાવેલા રૂના

કાપડને આયર્લૅંડમાં બનાવેલા શણના કાપડ તરીકે વેચવાની તેને લાલચ લાગશે. લોવેલમાં બનાવેલી શેતરંજીઓ બ્રસેલ્સમાં બનાવેલી શેતરંજીઓ તરીકે વેચવાની, અને ફ્રાન્સમાં બનાવેલું કાપડ મેરીમેક-મીલ્સમાં બનાવેલા સારા કાપડ તરીકે વેચવાની લાલચ તેને લાગશે. રૂને ઉન તરીકે આપવાની અને છત્રીસ ઈંચને બદલે પાંત્રીસ ઇંચનો વાર માપી આપવાની તેને લાલચ લાગશે. એકાદ ચીજ ઘણીજ કિફાયત કિમ્મતે વેચી ઘરાકને લલચાવી બીજી ચીજોમાં તે ધાપ મારી લેશે; અને એકંદરમાં પોતાનો માલ જે જાતનો ન હોય તે જાતનો છે, એમ ખોટું સમજાવી ઠગાઈ કરવાને તે લલચાશે. જો તે ગાંધી હશે તો ધડાવાળાં ત્રાજવાં રાખવાનું અને એકજ પેટીમાંની ચ્હા જુદી જુદી કિમ્મતે વેચવાનું તેને મન થશે. જે કરિયાણામાં ભેગ કરેલો હોવાનું તે જાણતો હોય તે ચોખ્ખા માલ તરીકે વેચવાનું અને એવી રીતનું બીજું ઘણું અપ્રમાણિકપણું કરવાનું તેને મન થશે. જો તે વકીલ હશે તો પોતાના અસીલોને ખોટું ખોટું સમજાવી નકામા કજીયામાં ઉતારવાનું, ભારે રકમ ફી તરીકે લઇને લુચ્ચામાં લુચ્ચા માણસનો બચાવ કરવાનું, પ્રમાણિક અને સીધા શાક્ષીઓને ગભરાવી તોડી પાડવાનું, સામી બાજુના વકીલને દમ દઇ ભૂલથાપમાં નાખવાનું, અને ન્યાયાધીશ આગળ કામમાં હોય નહીં એવી એવી ખોટી હકીકત કહી સંભળાવી ગમે તે રીતે કજીયો જીતવાનું તેને મન થશે, જો તે વૈદ્ય હશે તો તેનામાં વાસ્તવિક રીતે વૈદકશાસ્ત્રનું જ્ઞાન હોય તેના કરતાં વધારે હોવાનું ડોળ ઘાલવાનું, રોગીને કયો રોગ થયો છે તેની સમજણ પડતી ન હોય તોપણ તેની ઉપર અખતરા કરી જોવાનું, જે રોગનું તે નામ જાણતો ન હોય તે રોગનું નામ અમુક છે એમ કહેવાનું અને અજાણી રીત અને દવાથી રોગીની જીંદગી જોખમમાં નાખવાનું તેને

મન થશે. જો તે ધર્મગુરૂ હશે તો માત્ર કીર્તિ માટે ધર્મોપદેશ કરવાને અથવા પોતાનું ખરૂં કામ મૂકીને નિરાંતે ઘેર બેસી રહી મોજમઝા કરવાને તે લલચાશે, જો તે કાયદા કાઉન્સીલનો સભાસદ હશે તો પોતાના પક્ષની તકરાર ખરી હોય કે ખોટી હોય તોપણ પોતાના પક્ષની તરફેણમાં મત આપવાને, સદ્‌ગુણને બદલે દુર્ગુણ વધારે એવા કાયદા કરવાને, પોતાનો સ્વાર્થ સરતો હોય ત્યારે બીજા કોઈનું કહેવું ન સાંભળતાં કેવળ આપખુદીથી વર્તવાને અને ખટપટિયા લોકોને ફાયદો કરી આપવાને તે લલચાશે. જો તે સરકારી નોકર હશે તો રૈયતના સુખ તરફ નજર ન રાખતાં સરકારનો ફાયદો અને પોતાનો લાભ જાળવવાને અને પોતાના હોદ્દાની રૂએ લોકોપર જુલમ કરી અને લોકોને ગમે તેમ સતાવી, પૈસા એકઠા કરવાની તેને લાલચ લાગશે; અને પોતાની જગો સંભાળી રાખવાને તેને ખટપટ કરવાની, ખુશામત કરવાની, દગો ફટકો રમવાની અને એવાં બીજાં નીચ કામ કરવાની લાલચ લાગશે. જો તે નોકર હશે તો પોતાના શેઠનું કામ જેટલું બને તેટલું થોડું કરવાની અને કામ જેટલું બને તેટલું લંબાવવાની તેને લાલચ લાગશે, અને આખરે શેઠને દગો કરી લાગ ફાવે તો તેના પૈસા ઉચાપત કરી જવાની તેને લાલચ લાગશે. જો તે વેપારીનો વાણોતર હશે તો ઘરાક પાછું ન જાય એટલા માટે ગમે તેવો હલકો માલ ઉંચો હોવાનું કહી ઘરાકને ઠગી લેવાની અને તેમાંથી કંઇ પોતે કાઢી લઈ પોતાનું ગજવું ભરવાની તેને લાલચ લાગશે. ઘરાકને તે એમ કહેશે કે, આમાં તો એક પૈએ મળવાની નથી, પૂરેપૂરૂં નાણું પણ ઉપજતું નથી; પણ ઘરાક ગયા પછી મનમાં તે એવી મગરૂબી કરશે કે આજ તો ઠીક કમાયા. પોતાના શેઠને ખુશી કરવા ગમેતેવા પ્રકારનું જૂઠું બોલવાને તે

આંચકો ખાશે નહીં. ઘરાક ભૂલથી વધારે નાણું આપી દે તો તેને તે પાછું ન આપતાં તે પોતાની પાસે રાખશે અને વખતે ખોટો રૂપિયો અથવા ખોટી હુંડી બીજાઓને આપવાને અચકાશે નહીં. ઘરાકને તે એમ સમજાવશે કે ફલાણી ફલાણી મોટી દુકાને જેવો ઉંચો માલ મળે છે તેવોજ ઉંચો માલ અમારે ત્યાંથી દશ ટકા ઓછી કિમ્મતે મળશે; તો પણ મનમાં તો જાણતો હોય છે કે, હું જે કહું છું તે બધું જૂઠું કહું છું. કોઇ માણુસ પૈસાની તંગીમાં હોય તો તેની સ્થિતિનો લાભ લઇ તેની મિલ્કત, તેની ખરી કિમ્મત કરતાં અડધી કિમ્મતે તે વેચાવી દેશે. કોઈ અજ્ઞાન માણુસ હોય તો તેના અજ્ઞાનનો લાભ લઇ તેને જેટલો બને તેટલો છેતરવાનો તે આંચકો ખાશે નહીં. ઘણો ફાયદો મેળવવાને અનાજ અથવા શાકભાજીના બજારમાં એકસંપ કરી ભાવ વધારી દેવાને તે ચૂકશે નહીં; અને માણુસની કે પરમેશ્વરની દરકાર ન કરતાં ગમે તેવા ધંધામાં માત્ર નફાનો વિચાર કરીને તે પડશે અને જેટલો બને તેટલો નફો, ગમે તેવાં સાધન વાપરીને કાઢી લેશે, જો તે ટ્રસ્ટી હશે તો સગીરનાં નાણાં સગીરના લાભને બદલે પોતાનાજ ઉપયોગમાં વાપરી દેવાને તે લલચાશે. જો તે ગુનીમ હશે તો પોતાના શેઠની પેઢીનાં નાણાં પોતાના ઉપયોગને માટે લઇ લેવાને લલચાશે. જો તે કોઇ કંપનીનો મેનેજર હશે તો કંપનીના ભાગીદારોને છેતરી જેટલા બને તેટલા પૈસા પોતાને માટે કાઢી લેવાની તજવીજ કરવાનું તેને મન થશે. જો તે દલાલ હશે તો તેને ત્યાં માલ વેચવા મોકલનારનાં નાણાં પોતે બથાવી પડી બીજા કોઈ દેશમાંજ તે જતો રહેશે. જો તે શેરદલાલ હશે તો ખોટી ખોટી કંપનીઓના શેર પોતાના ઘરાકને માટે ખરીદ કરી ઘરાકને ઠગશે અને પોતે પૈસાદાર થશે. સરકારનો કર વધારે પડે નહીં એટલામાટે

પોતાની મિલ્કત છુપાવવાનું તેને મન થશે અને પોતાની મિલ્કત વાસ્તવિક રીતે જેટલી હોય તેના કરતાં પચીસ કે ત્રીસ ટકા ઓછી છે, એમ સોગનપર જૂઠું કહેવાને તે લલચાશે. પોતાનું મકાન દારૂ વેચવાના પીઠાને માટે, જુગારખાના માટે, અથવા બીજા કોઇ અનીતિનાં કાર્ય માટે ભારે રકમ ભાડા તરીકે લઇ, આપવાને તે લલચાશે. ધર્મ બાજુએ મૂકી ગમે તેવાં પાપકર્મ કરવાને અને આ ફાની દુનિયાની મોજમઝાઓ ગમે તેમ કરી ભોગવવાને તે લલચાશે. પણ ગરીબોને મદદ કરવાનું, અનાથોને આશ્રય આપવાનું, કંગાલ વિધવાઓ અને માબાપ વગરનાં છોકરાંઓનું રક્ષણ કરવાનું તે ભૂલી જશે.

જુવાન માણસ દુનિયામાં દાખલ થાય છે ત્યારે તેને આવી આવી લાલચો લાગે છે. દરેક જગોએ અને દરેક કામમાં અપ્રમાણિક થવાની લાલચ તેની સામે ખડી થાય છે. દેવળ અને મંદિર જેવી પવિત્ર જગાઓમાંથી પણ લાલચ તેનાથી દૂર જતી નથી. તેના મનની અંદરથી પાપબુદ્ધિ ગયેલી હોતી નથી. તેથી બહારની લાલચોથી તેનીપર ઘણી અસર થાય છે. કહ્યું છે કે, "માણસ પોતાના લોભથી લલચાયો હોય ત્યારે તે ફસાવાનો જ." આ ઉપરાંત ખટપટિયા અને સ્વાર્થી સોબતીથી પણ તેનાપર માઠી અસર થાય છે. ઘણા માણસ એવા હોય છે કે જે માત્ર પોતાનોજ ફાયદો જુએ છે અને એવું કહે છે કે સૌએ પોતપોતાનો લાભ જોવો જોઇએ. અંતઃકરણમાં જરા પણ અરેરાટી લાવ્યા વગર એવા માણસો ઠગાઇ અને છેતરપંડી કરે છે, જૂઠું બોલે છે અને દગો કરે છે. જ્યારે જ્યારે વખત આવે ત્યારે ત્યારે ગમે તેવું જૂઠું બોલવાને, ગમે તેવો દગો કરવાને અને બીજાઓને ગમે તે રીતે ફસાવવાને તેઓ તત્પર રહે છે. આમાંના ઘણા માણસો પેલા ફીરંગી જેવા હોય છે. અડધા રૂપિ-

યાને માટે તે જૂઠું બોલે નહીં, પણ દસ કે વીસ રૂપિયા આપનાર કોઇ મળે તો ગમે તેવું જૂઠું બોલે. જ્યારે જુવાન માણસ ધંધા રોજગારની શરૂઆત કરેછે ત્યારે તેને હલકા, લુચ્ચા, વિષયી, દુષ્ટ, પાપી, અને હરેક રીતે ધિક્કારી કાઢવા યોગ્ય ઘણા માણુસો મળે છે. જો તેણે પોતાના મનમાં એવી ખાત્રી કરી રાખી નહી હોય કે પ્રમાણિકપણું રાખવું એજ સારૂં છે તો તેને આવા માણુસોથી આડે રસ્તે દોરવાઇ જવાનો ભય રહે છે.

ન્યુયૉર્ક શહેરના એક વેપારીનો છોકરો તેની દુકાનમાં મહેતાનું કામ કરતો હતો. એક દિવસ તેણે પોતાના છોકરાને, એક પરોણાને નીચે પ્રમાણે કહેતો સાંભળ્યોઃ—"આ મખમલ નવીજ તરેહના નમુનાનું છે અને તે બોસ્ટનમાં બનેલું છે. આ દીવા વેનીસ પાસે મુરાનોના ટાપુમાં આવેલા પ્રખ્યાત કાચના કારખાનામાં બનેલા છે. આ ટેબલ, મારા પિતા ફ્લૉરૅન્સ ગયા ત્યારે ત્યાંથી લેતા આવ્યા હતા. એ ત્રણ હજાર રૂપિયા આપી પ્રખ્યાત ચિતારા હૉરેસ વનટ પાસે ચિતરાવી હતી. મારા બાપને ભીતે છબીઓ ટાંગી ભીંત કદરૂપી કરી નાખવાનું પસંદ નથી, તેથી અમે અમારા ઘરમાં એકજ છબી રાખેલી છે. આ હાથીદાંતનું કબાટ ચીનથી ખાસ અમારે માટે આવ્યું હતું અને આખા દેશમાં એની જોડી નથી." આ પ્રમાણે તેણે ઘરના તમામ સરસામાનની હદ ઉપરાંત તારીફ કરી બડાઇ મારી. પરોણો ગયા પછી તેના બાપે કહ્યું કે, "દીકરા, તારા મિત્રને તેં આટલી બધી જૂઠી જૂઠી હકીકત કહી એ શું ! તું સારી પેઠે જાણે છે કે તે બધા સામાન વિષે તેને ખોટી હકીકત કહી છે. આ મખમલ ચેસ્ટનટ મહેલ્લામાં બનેલું છે. આ દીવા ન્યુઈંગ્લાંડમાં બનેલા છે, આ ટેબલ મેટલોકમાં બનેલું છે અને માત્ર બસેં રૂપિ-

યાની કિમ્મતનું છે; આ ચિત્ર ફૅાલે ચિત્રેલું છે અને મેં તેને પાંચસેં રૂપિયાજ આપેલા છે; વળી એ સિવાય આપણા ઘરમાં બીજાં દસબાર ચિત્ર છે, અને આવાં કબાટ તો ચીનમાંથી સેંકડો આવે છે, તું આટલું બધું જૂઠું શા માટે બોલ્યો ?" દીકરાએ આપેલો જવાબ ઘણો બોધકારક છે. તેણે કહ્યું, "બાપા, તમે મને આટલાં બધાં કડવાં વચન શા માટે કહો છો ? આપણી દુકાનમાં આપણે જેવું દરરોજ કરીએ છીએ તેવુંજ મેં આજે કર્યું છે. હું નહોતો ધારતો કે તમે એ રીત નાપસંદ કરતા હશો. મને ખબર હતી કે મારા મિત્રને આવા સરસામાનની કંઇ પરીક્ષા નથી, તેથી મેં ધાર્યું કે એ સામાન વિષે હું ખોટી ખોટી અજબ જેવી વાતો કરી વખાણ કરીશ તો તેથી તે અચંબો પામશે અને ખુશી થશે. આપણે દુકાનમાં ઘરાક સાથે વર્તીએ છીએ, તેના અને આના ધોરણમાં શો ફેર છે ? ઉદાહરણ તરીકે, ઈંગ્લાંડમાં બનેલા માલપર ફ્રાન્સમાં બનેલાની ચિઠ્ઠીઓ તમે ચોઢાવો છો. અમેરિકામાં બનેલું કપડું, ઈંગ્લાં-ડમાં બનેલા કપડા તરીકે આપણે વેચીએ છીએ. જૂના પુરાણા સામાનને આપણે નવામાં નવી તરેહનો કહીએ છીએ, અને ઘરાકને જે માલ જોઇતો હોય તે બીજે ઠેકાણે મળે છે, એમ જાણ્યા છતાં પણ આપણે તેને કહીએ છીએ કે, એવો માલ આપણા સિવાય બીજા કોઈની દુકાને નહીં મળે. આપણે જાણતા હોઇએ છીએ કે કાપડમાં રૂનો ભેગ છે તોપણ આપણે તે તદ્દન ઉનનું કે તદ્દન રેશ-મનું કહી વેચીએ છીએ; અને તેની ખરી કિમ્મત કરતાં પચીસ ટકા વધારે કિમ્મત પડી છે એમ ઘરાકને કહીએ છીએ. જેમ દુકાનમાં આપણે બોલીએ છીએ તેમ ઘર આગળ મારે શા માટે બોલવું ન જોઇએ ? જે બોલ બજારમાં બોલાય ત્યારે ખરા કહેવાય

તે ઘેર બોલાય તો ખોટા કહેવાને કંઈ કારણ છે ? શું બજારને માટે એક પ્રકારની નીતિ, અને ઘરને માટે તેથી જૂદા પ્રકારની નીતિ છે ? મને તો એમ લાગે છે કે દુકાનમાં અતિશયોકિતથી બોલવાના કરતાં ઘેર અતિશયોકિતથી બોલવાથી થોડું નુકસાન થાય છે, કારણ કે ઘેર આપણે જે બોલીએ છીએ તે તો આપણા મિત્રોને જરા આનંદ પમાડવાને અને તેમનો વખત રમુજમાં ગાળવાને બોલીએ છીએ, પણ દુકાનમાં તો ઘરાકની પાસેથા પૈસા ઠગી લેવાને બોલીએ છીએ."

આજના વખતમાં દુનિયાના વ્યવહારમાં જે ધોરણ જણાય છે તેનો સારામાં સારો અર્થ કરીએ તોપણ આપણે કબુલ કરવું પડે છે કે ખરાનાં બે ધોરણ ચાલે છે. એક ધોરણ કલ્પનાનું, અને બીજું વ્યવહારમાં ચાલવાનું; એકની વાતો કરવાની અને વખાણ કરવાનાં અને બીજા પ્રમાણે ચાલવાનું, આ વિચારોનો થોડાજ માણસો ઇનકાર કરે છે. "ગેરવાજબી રીતે ફાયદો મેળવવાના કરતાં નુકસાન સોસવું એ વધારે સારૂ છે." "ગેરવાજબીરીતે જે મેળવ્યું હોય તેમાં કંઇ લાભ નથી." "સદ્ગુણ એકલો જ અજીત્ય છે" "જે માણસને થોડામાં થોડી જરૂર પડે છે, તેની જરૂરિયાતો પણ થોડામાં થોડી હોય છે." "જેમ ઘણો પૈસો તેમ ઘણું બંધન." કવિ પોપે કહ્યું છે કે, "પ્રમાણિક માણસ, એ ઇશ્વરની ઉમદામાં ઉમદી બનાવટ છે." કવિ શેકસપિયરે કહ્યું છે કે, "જેનો પક્ષ વાજબી હોય છે, તેને ત્રણ ઘણું બળ મળે છે." કવિ રૅાજર્સે તેમજ ભગવદ્ગીતામાં કહ્યું છે કે આપણે ફળ મેળવવાના વિચારથી કર્મ કરવું ન જોઇએ, પણ આપણો ધર્મ જાણી કર્મ કરવું જોઇએ. આવાં આવાં ઉમદા વચનો ઘણા જણ પસંદ કરે છે અને તેનાં વખાણ કરે છે, પણ વ્યવહા-

રમાં તે પ્રમાણે બિલકુલ ચાલતા નથી. વર્તનનું ધોરણ તો એકજ હોવું જોઇએ એમ તેઓ કબુલ કરે છે, પણ મનમાં માનવાનું ધોરણ એક રાખે છે અને વ્યવહારમાં ચાલવાનું એથી ઉલટું ધોરણ રાખે છે. જે જુવાન માણસ પ્રમાણિકપણા રૂપી હમેશ ચાલે એવું બખ્તર પહેરીને રહે છે તે જુવાન માણસ આવી લાલચોથી દૂર રહે છે, પૈસે ટકે આબાદ થાય છે અને નીતિવાન રહી શકે છે. સેમ્યુઅલ એપટલ્ન ગયા જમાનામાં બોસ્ટનનો એક ઘણોજ પૈસાદાર અને ઉમદા મનનો વેપારી હતો; તેના વિષે ડૉકતર પીબોડીએ કહ્યું છે કે, " તે પ્રમાણિક માણસ હતો. તે કંઇ યુક્તિ વાપરતો નહીં, છળભેદ કરતો નહીં અને કંઇ છુપાવી રાખતો નહીં. કંઇ છુપાવી રાખવું, એ તેના મનને ઘણું બોજારૂપ અને ત્રાસદાયક લાગતું. બોલવાની એકજ રીત તે જાણતો, અને તે રીત બેધડક સત્ય બોલવાની હતી. તે એવો નીતિમાન હતો કે તેને સત્ય બોલવુંજ પડતું." " પ્રમાણિક માણસની સચ્ચાઇ તેને ખરે રસ્તે લઇ જશે, પણ આડે રસ્તે ચાલનારની આડાઈ તો તેનો નાશ કરશે." ગિડીયન લી નામના ઘણાજ પ્રમાણિક અને ફતેહમંદ વેપારીની દુકાનમાં એક ઘરાક એવી બડાઇ મારતો હતો કે આટલો માલ મેં તમને છેતરી વધારે લીધો છે. લીએ જવાબ આપ્યો, " ઠીક, હશે. પણ મારી દુકાનમાં કદી નહીં આવવાને તમે વચન આપો તો હું તમને એ માલનું પડીકું મફત લઇ જવા દઉં." અજબ જેવી વાત એ છે કે તે ઢંગ ધડા વગરનો ઘરાક એ વાત કબુલ રાખી પડીકું લઇને રસ્તે પડી ગયો. પંદર વર્ષ પછી લીની દુકાનમાં તેજ ઘરાક પોતાનું વચન તોડી પાછો આવ્યો. લીએ તેને તરતજ ઓળખ્યો, અને કહ્યું કે, " તમે તમારૂં વચન તોડયું છે. પેલો માલ મફત લઇ

ગયા હતા તેની કિમ્મત આપો." તેણે ઉતરી ગયેલે ચહેરે જવાબ આપ્યો, "સાહેબ, તે વખતે આપણે મળ્યા હતા, ત્યાર પછી મારે માથે ઘણી મુસીબતો આવી પડી છે. હું છેક નિર્ધન થઇ ગયો છું." લીએ જવાબ દીધો, "ખરી વાત છે, અને તમે સદા એવાજ રહેશો. બીજાઓને છેતરી ફાયદો લઇ લેવાનો ઇચ્છાવાળાની એવીજ દશા થાય છે." "જે માણસ સીધે રસ્તે ચાલે છે તે ચોકસ રસ્તે ચાલે છે, પણ જે આડે રસ્તે જાય છે તે પકડાઇ ગયા વગર રહેતો નથી."

"પ્રમાણિકપણે ચાલવું, એજ ઘણુંમાં ઘણું ફાયદાકારક છે" એ કહેવત સારી પેઠે જાણીતી છે, પણ એ કહેવતથી ઘણા જુવાન માણસ ભૂલાવામાં પડે છે. એમાંથી એવો ગર્ભિત અર્થ નિકળે છે કે માણસે પોતાનો સ્વાર્થ જોઇ પોતાનું વર્તન નક્કી કરવાનું છે; પણ એ વાત ખરી નથી. પ્રમાણિકપણું, એ વર્તનનું ધોરણ છે. તે અને પોતાનો ફાયદો ગેરફાયદો વિચારીને ચાલવું, એ બે એકજ વર્ગમાં ગણવાં ન જોઇએ. પ્રમાણિકપણે ચાલવું એ ખરૂં છે, માટે પ્રમાણિકપણું રાખવું જોઇએ, નહીં કે તેથી ફાયદો છે માટે તે રાખવું જોઇએ. અંતઃકરણે લુચ્ચામાં લુચ્ચો માણસ પણ એ કહેવત પ્રમાણે અક્ષરસઃ ચાલી શકે પણ તે પ્રમાણિક કહેવાય નહી. એમ ધારો કે કોઇ મહેતો પોતાના શેઠનો પૈસો ઠગી લેવાને લલચાયો છે અને એ વિષે તે પોતાના મનમાં વિચાર કરે છે. તે પોતાના મનમાં ગણત્રી કરે છે કે પકડાવાનો સંભવ છે; વખતે પકડાઇશ, અને વાત ઉઘાડી પડી જશે તો શું પરિણામ આવશે? આખરે તે એવા નિર્ણયપર આવે છે કે, "જો હું આ કૃત્ય કરૂં અને પકડાઇ જાઉં તો મારી જગો ખોઇ બેસું અને મારી આબરૂ ગુમાવી બેસું, માટે

હું તો એ કૃત્ય નહીં કરૂં. " બીજા માણસોને તો આ માણસ પ્રમાણિક જ લાગે છે, પણ અંતઃકરણમાં તે ખરેખરો લુચ્ચો છે, કારણ કે પકડાઇ જવાની બીકથી જે માણસ ચોરી કરતો નથી તે તો ચોરજ છે. પકડાઇ જવાની બીક દૂર કરો, એટલે તે ચોરી કરશે. એવો માણસ પ્રમાણિક રહે છે તેનું કારણ એટલુંજ કે, પ્રમાણિકપણે રહેવામાં તે વધારે ફાયદો સમજે છે; તોપણ અંતઃકરણમાં તે અપ્રમાણિકજ છે. દરેક જુવાન માણસે માત્ર ફાયદા ગેરફાયદાની વાતનો વિચાર કરીને ચાલવાની રીત નાપસંદ કરવી જોઇએ. કારણ કે, તે નીચ, ધિક્કારવા યોગ્ય અને દુષ્ટ છે. ખરૂં શું છે અને ખોટું શું છે એજ લક્ષમાં રાખી ચાલવાની રીત તેણે રાખવી જોઇએ. એવી જ બીજી કહેવત એવી ચાલે છે કે, " દેશ તેવો વેશ કરવો. " જો આ કહેવત પ્રમાણે ચાલવામાં આવે તો કેટલું અપ્રમાણિકપણું થાય એ કહી શકાતું નથી, એમ છતાં ઘણા જણ એ કહેવત પ્રમાણે ચાલતા જણાય છે. અપ્રમાણિક કૃત્યો કર્યા હોય તેને માટે એવી દલીલ બતાવવામાં આવે છે કે " ઘણા જણ એવું કરે છે; મોટા મોટા માણસો પણ એવું કરે છે. જો હું એ નહીં કરૂં તો બીજો કોઇ કરશે." " ધંધો કરવામાં એ રીત વાજબી ગણાય છે." " એ રીત તો વેપારમાં સાધારણ રીતે બધા વાપરે છે. " આથી કરીને જુવાન અને ઘરડા માણસો પણ આડે રસ્તે દોરાય છે અને ખરા ખોટાનો વિચાર કર્યા વગર જેમ બીજા કરતા હોય તેમ તેઓ કરે છે; અને બધા એમ કરે છે, એ દલીલથી પોતાના દગા ફટકાનો બચાવ કરી આખરે પોતાની આબરૂ, પોતાનું સદ્વર્તન અને દોલત સર્વસ્વ ખુવાર કરે છે.

જરૂરિયાતનું બહાનું બતાવીને પ્રમાણિકપણું ઘણીવાર બાજુએ

મૂકવામાં આવે છે. જરૂરિયાત જોઇને ચાલવાની રીત, ફાયદો ગેર-ફાયદો વિચારીને ચાલવાની રીતના જેવીજ છે; જેથી આપણો સ્વાર્થ સધાતો ન હોય તે કરવું જરૂરનું નથી ! સ્વાર્થ સાધવાની આ રીત ઘણી સારી જણાય છે ! પ્રમાણિકપણું રાખવું, એ સારી વાત છે અને જરૂરની પણ છે, પણ સરત એ કે તેથી જો સ્વાર્થ સધાતો હોય તોજ. પ્રમાણિકપણે ચાલવું, એ ફાયદાકારક ન જણાય, એવા પ્રસંગ પણ આવે, અને આવે ત્યારે આવા લોક તે બાજુએ મૂકી અપ્રમાણિક રીતે ચાલશે. માત્ર ફાયદા ગેરફાયદાની વાત ધ્યાનમાં લઇ આવા લોકો નક્કી કરે છે કે, આ કામ કરવું સારૂં છે, અને આ કામ કરવુ સારૂં નથી. તેમના મત પ્રમાણે જેથી આપણને ફતેહ મળે તે સારૂ કામ, અને જેથી ફતેહ ન મળે તે ખોટું કામ. આ નિયમ પ્રમાણે ચાલનારા નીચમાં નીચ કામ કરવાને પણ આ-ચકો ખાતા નથી, કારણ કે તે ખરૂં ખોટું જોતા નથી, પણ માત્ર પોતાનો ફાયદો કે ગેરફાયદો જુવે છે. અફીણથી ઘણું નુકસાન થાય છે, તોપણ ઈંગ્લાંડ ચીનને જબરજસ્તીથી અફીણ લેવરાવે છે, કારણ કે તેથી ઉપજ થાય છે અને ઈંગ્લાંડને ઉપજની જરૂર છે; અને એજ પ્રમાણે દારૂ, ભાંગ, ગાંજો, વગેરે વેચવાનું ઘણા દેશોએ કાયદેસર ગણેલું છે. એથી દેશમાં કેટલો બધો ગેરફાયદો થાય છે અને લોકોની કેટલી બધી ખરાબી થાય છે, તેનો વિચાર ન કરતાં, માત્ર પોતાની આવક વધારવા તરફ એવા દેશ નજર રાખે છે; તેમના વિચાર પ્રમાણે જેથી ઉપજ વધે એવાં બધાં કામ પ્રમાણિ-કજ છે. જુવાન માણસોએ આવો બેવકૂફી ભરેલો વિચાર પોતાના મનમાંથી કાઢી નાખવો જોઇએ, કારણ કે એવા વિચાર રાખતા હશે તો તેઓ પ્રમાણિક થઇ શકશે નહીં.

શહેરમાં રહેતા ઘણા જુવાન માણસો ઘણાં જુજ કારણોને ખાતર પ્રમાણિકપણું બાજુએ મૂકીને ચાલે છે. ઉદાહરણઃ—(૧) સારો પોશાક પહેરવાનો શોખ. તેમનો પગાર એવો મોટો હોતો નથી કે તેઓ આવો સારો પોશાક પહેરી શકે, તેથી અપ્રમાણિકપણે ચાલી વધારે પૈસા મેળવવાનો રસ્તો તેઓ પકડે છે. (૨) મોજ-મઝાનો શોખ. નાટક ચેટક, જુગાર, ગાડી ઘોડા, દારૂ, તંબાકું વગેરેમાં તેમની આવક કરતાં વધારે ખર્ચ થાય છે, તેથી ખુટતી રકમ તેમના શેઠના ગલ્લામાંથી ઉચાપત કરી જવાની જરૂર પડે છે. (૩) પૈસાનો શોખ. પૈસાદાર થઇ જવાની આતુરતામાં ઘણા જણ નીતિ બાજુએ મૂકે છે, અને સારે કે ખોટે રસ્તે જેટલો પૈસો મેળ-વાય તેટલો મેળવવાની તજવીજ કરે છે. અનીતિથી મેળવેલા પૈસામાં આખરે કંઇ ફાયદો નથી, એ વાતનો આવા લોક વિચાર કરતા નથી અને આંખો મીચીને પૈસા ઉસરડે છે. (૪) સ્વતંત્ર રીતે ધંધો કરવાની ઉતાવળમાં જુવાન માણસો અપ્રમાણિક થાય છે. પૈસા જલદીથી ભેગા કરવાનો તેઓ લોભ રાખે છે; અને તેથી કરીને પ્રમાણિકપણે પૈસા કમાવાની ધીરજ તેમને રહેતી નથી. (૫) પોતાની આબરૂ વહાલી ન હોવાથી પણ ઘણા જણ અપ્રમાણિક થાય છે. જુવાન વેપારી કહેશે કે, "લોકો શું કહે છે તેની હું કંઈ દર-કાર રાખતો નથી." પરિણામ એ થાય છે કે, તેને માટે કોઇ સારૂ બોલી શકે એવું તેનું આચરણ રહેતું નથી. લોકોના સારા કે નરસા મતને માટે જે દરકાર રાખતો નથી તેને માટે લોકો કદી સારો મત બાંધતા નથી. (૬) પોતાના અપ્રમાણિકપણાના બચાવમાં કેટલાક જણ એમ કહે છે કે "ત્યારે શું અમે મરીએ ? એમ ન કરીએ તો અમારૂં પૂરૂં કેમ થાય ?" પરંતુ આ દલીલથી કંઇ

બચાવ થતો નથી. મરો શા માટે ? બેલાશક જીવો, પણ શું પ્રમાણિકપણે રહીને નથી જીવાતું ? યાદ રાખવું કે, અપ્રમાણિકપણે જીવવા કરતાં મરવું એજ સારૂં છે. અમુક વખતે રોમમાં પહોંચાય, એટલા સારૂં દરીયામાં તોફાન છતાં પોમ્પે બાદશાહ નીકળતો હતો, તેથી તેમ કરી જીંદગી જોખમમાં ન નાખવાને તેના કેટલાક મિત્રો તેને સમજાવતા હતા. બાદશાહે છટાદાર રીતે જવાબ આપ્યો કે, "મારે જવુંજ જોઇએ, એ જરૂરનું છે. જીવવાની કંઇ જરૂર નથી." અમે જુવાન માણસોને કહીએ છીએ કે, "તમારે જીવવાની તો કંઇ જરૂર નથી; પરંતુ પ્રમાણિકપણે ચાલવાની તો ખાસ જરૂર છે. અપ્રમાણિકપણે ચાલીને જીવવા કરતાં મરવું એજ સારૂં છે."

પ્રમાણિકપણા સંબંધી ઉપર અમે જે કહ્યું છે તે વાજબી છે; એમ નીચે આપેલા એક સાદા દૃષ્ટાન્તથી વાંચનારની ખાત્રી થશે. ધારો કે એક જુવાન માણસ તેની અનીતિના કારણથી નોકરી ખોઈ બેઠેલો છે, અને નવી જગો મેળવવાને જાહેરખબર આપે છે તેમાં જણાવે છે કે, "હું રવીવારે પણ કામ કરીશ. ઘરાકોને દારૂના પીઠામાં, નાટકમાં, અને વેશ્યાવાડામાં લઇ જઇશ; અને તેમને મોજ મઝાથી ખુશ કરી નાખી તેમની પાસેથી ખૂબ પૈસો કઢાવીશ. મારા શેઠનો ધંધો વધારવાને પ્રમાણિકપણું ન રાખતાં જેમ બને તેમ વધારે નફો મેળવવાને હું મારાથી બનતો પ્રયત્ન કરીશ. સરત માત્ર એટલીજ કે, મને નોકરીમાં રાખનારે સારો પગાર આપવો જોઇએ," કયો શેઠ આવી જાહેરખબરપર જરાપણ વજન રાખશે? લુચ્ચામાં લુચ્ચો માણસ પણ આવા માણસપર ઇતબાર રાખશે નહીં અને તેને પોતાને ત્યાં નોકર રાખશે નહીં. જ્યારે આપણે આપણો સ્વાર્થ જોવાનો હોય છે ત્યારે તો આપણે માત્ર પ્રમાણિક માણસનેજ નોકરીમાં લેવાને ઇચ્છીએ છીએ.

જ્યારે ખરો અણીનો વખત આવ્યો હોય અને મોટાં વિશ્વાસનાં કામ કરવાનાં હોય ત્યારે તે કરવાને પ્રમાણિક માણસની શોધ કરવામાં આવે છે. જ્યારે યુનૈટેડસ્ટેટસમાં અંદર અંદરના ટંટાને લીધે ખરાબી થવાનો પ્રસંગ આવ્યો હતો ત્યારે અબ્રાહમ લીંકનને શોધી કાઢવામાં આવ્યો હતો તે પહેલાં સો વર્ષપર પ્રજાસત્તાક રાજ્યની શરૂઆતમાં પરદેશી દુસ્મનો ચઢી આવવાની ધાસ્તી રહેતી હતી ત્યારે વૉશિંગ્ટનને શોધી કાઢવામાં આવ્યો હતો. જ્યારે પ્રમાણિક માણુસ મરી જાય છે ત્યારે સૌ કોઇ તેનાં વખાણ કરે છે; અને બધા વર્તમાનપત્રો તેની સચ્ચાઇ, ચોખ્ખાઇ, અને પ્રમાણિકપણાની તારીફ કરવામાં એક બીજા સાથે હરીફાઇ કરે છે. બેરન સ્ટીનની કબરપર કોતરેલો, નીચે જણાવેલો લેખ બતાવી આપે છે કે લોકો પ્રમાણિક માણુસની કેવી બુજ કરે છેઃ—

"તે એક વખત ના કહેતો તો પછીથી કોઇ દિવસ હા કહેતો નહીં; તે એક વખત હા કહેતો તો પછીથી કોઇ દિવસ ના કહેતો નહીં; તે સારી પેઠે વિચાર કરીને હા કહેતો. તે જે બોલતો તે પ્રમાણે ચાલતો. તેનું વચન તેના સ્વદસ્તુરના લેખ જેવું હતું."

પ્રમાણિકપણાથી આપણને ખરો સંતોષ થાય છે અને આપણું જાતિકું માન વધે છે. અપ્રમાણિક માણુસ પોતાની જાત માટે માન ધરાવી શકતો નથી. તેની હલકાઇ વિષે બીજાના કરતાં તે પોતે વધારે જાણે છે. તેથી પોતાની જાત માટે તેને માન હોઇ શકે નહીં, અને તેના જીવતરથી તેને ખરો સંતોષ થાયજ નહીં. એક છોકરાને તેના સોબતીએ કહ્યું કે, "ફળ ચોરી લે, તને કોઇ જોશે નહીં," ત્યારે તેણે તેમ કરવા ના પાડી અને એવો જવાબ આપ્યો કે "પણ હું તો જોઇશ." આ જવાબ બરોબર છે અને તેથી અમારા

કહેવાનો સારો ખુલાસો થાય છે. તેને પોતાની જાત માટે માન હતું, તેથી એવું ખોટું કામ કરવાને તેણે ના પાડી. પ્રમાણિકપણે ચાલવામાંજ તેને ખરો સંતોષ લાગતો હતો.

ન્યુયોર્ક શહેરના એક વેપારીના વાણોતરે એક બાઇને બદન કરાવવાને માટે રેશમનું કપડું ભાવ નકી કરીને આપ્યું, પણ ગજવડે કપડું ભરી જોતાં તેને માલમ પડયું કે કપડું ખોડવાળું છે. તેથી એ બાઇને તે વાત તેણે કહી દીધી. કપડું ખોડવાળું છે એમ જાણ્યું, એટલે તે લેવાને બાઇએ ના પાડી. આ વાત તેના શેઠના સાંભળવામાં આવી, એટલે તેણે તરતજ તે વાણોતરના બાપને કાગળ લખ્યો કે તમારા છોકરાને મારે ત્યાંથી લઇ જાઓ; એને "વેપારીનું કામ" આવડતું નથી આ વાત જાણીને બાપને ધાસ્કો પડયો અને તે ઘણો ગભરાયો; તેથી એકદમ શહેરમાં આવી તે વેપારીને મળ્યો અને પૂછ્યું કે, "મારો છોકરો કેવો છે? એનાથી વેહેપારીનું કામ કેમ નહીં થઇ શકે?" વેપારીએ જવાબ દીધો કે. "એનામાં કંઈ આવડ જ નથી, બે ત્રણ દિવસપર એક બાઇ રેશમનું લુગડું ખરીદ કરવા મારી દુકાને આવી હતી, તેને તેણે પોતાની મેળે કહી દીધું કે કપડું નુકસાનવાળું છે, અને તેથી કરીને મારો માલ વેચાયો નહીં. માલ સારો છે કે નહીં, એ ઘરાકે પોતાની મેળે જોઇ લેવું જોઇએ. જો માલમાં કંઇ ખોડખાંપણ ઘરાકને માલમ ન પડે તો તે તેમને બતાવી આપવી એ બેવકુફી ભરેલુ છે." આ સાંભળી વાણોતરના બાપના મનને નિરાંત થઇ અને તેણે ઠાવકે મ્હોડે કહ્યું કે, "શેઠ સાહેબ, મારા છોકરામાં એજ ખોડ છે કે બીજી?" શેઠે કહ્યું, "હા એજ," ભાષાથી વર્ણન થઇ શકે નહીં એવી મગરૂબી અને આનંદથી બાપે જવાબ દીધો, "એમ છે ત્યારે તો મારો

દીકરો મને પહેલાંના કરતાં વધારે વહાલો લાગે છે, અને આખી દુનિયાંનું રાજ્ય મળે તોપણ તમારી દુકાનમાં તેને એક પળવાર રહેવા દેવા હું ચહાતો નથી." પ્રમાણિક માણસને પોતાના મનની અંદર જેવો સંતોષ અને આનંદ થાય છે તેવા સંતોષ અને આનંદમાં બાપ દીકરો તેજ દહાડે શહેર છોડીને ચાલ્યા ગયા.

કવિ પોપે કહ્યું છે કે "અવિચારી લોકો આપણને આખું વર્ષ સાબાશી આપે અને આપણી સામે અચંબાથી જોઇ રહે, તેના કરતાં આપણું કૃત્ય પસંદ કરી આપણું મન એક કલાક આનંદમાં રહે એ વધારે કિંમતી છે, સીઝરને રાજપુરૂષોની ખુશામત રાજગાદીપર બેઠાં બેઠાં સાંભળતાં જેટલો આનંદ થતો હતો તેના કરતાં માર્સેલસને દેશવટો ભોગવવામાં વધારે થતો હતો."

---

# પ્રકરણ ૧૬ મું

---

## પરોપકાર.

થોડા વર્ષપર ફિલાડેલ્ફિયામાં એક જુવાન વેપારી મરી ગયો તેના વિષે તેના ધર્મગુરૂએ નીચેની વાત કહી હતી. મરણ પહેલાં ત્રણ વર્ષ અગાઉ તે સિનસિનાટીથી ફિલાડેલ્ફિયા આવ્યો હતો. સિનસિનાટીમાં એક મિત્રને તેને કેટલાક હજાર ડૉલર ઉછીના આપ્યા હતાં. ફિલાડેલ્ફિયા આવ્યા પછી પોતાના ધંધામાં પૈસાની જરૂર પડયાથી તે પોતાના મિત્રને ગામ ઓહિઓ પૈસા પાછા લેવા ગયો. તે પાછો આવ્યો ત્યારે તેને એક મિત્રે પૂછયું "કેમ ભાઇ, પૈસા લાવ્યા કે ?" તેણે જવાબ દીધો; "મેં પૈસા માગ્યાજ નથી. હું ત્યાં ગયો ત્યારે મારા મિત્રનું કુટુંબ સરસામાન બાંધી

ટેક્સાસ જવાની તૈયારીમાં હતું, મને જોતાં વારજ માલમ પડયું કે મારો મિત્ર તંગીમાં છે અને તેથી જો હું પૈસા પાછા આપવાનો તગાદો કરીશ તો તેની સ્ત્રી અને છોકરાંને દુઃખ થશે. એવું કરવાને મારૂં મન નહોતું તેથી પૈસા સંબંધી એક શબ્દ પણ બોલ્યા વગર હું પાછો વળ્યો અને પાછો આવ્યો." પરોપકાર શબ્દનો અર્થ આ વાતમાં એ વેપારીએ બતાવેલા મનના વલણમાં આવી જાય છે. કોઈ પણ માણસ પરોપકારી થાય છે તે કંઇ પૈસા, ખોરાક અથવા કપડાં આપવાથી નહીં, પણ મનના વલણ પરથી થાય છે, બળજેટનું જીવનચરિત્ર લખનાર આ ભાવ નીચે પ્રમાણે સારા શબ્દોમાં જણાવે છેઃ—"વેપાર એ અરસપરસ સેવા કરવાની રીત છે, તેની રચના તમારી જાતને માટેજ તમારે બધું કરવાના ધોરણથી વિરૂદ્ધ છે. જે માણસ ઘણામાં ઘણા જણની સેવા કરી શકે તેને ઘણામાં ઘણો મોબદલો મળે છે. આમાં ભ્રાતૃભાવ સંબંધી ઈશ્વરી નિયમને વેપાર મળતો આવે છે. વેપારમાં પડનાર દરેક માણસ જાણે અથવા અજાણે ખુલ્લીરીતે જાહેર કરે છે કે મને આ દુનિયામાં મારી જાતની સેવા બજાવવા મોકલ્યો નથી, પણ માર પાડોશીની સેવા બજાવી મારૂં કલ્યાણ કરવા મોકલ્યો છે. મોચી જોડા બનાવે છે તે કંઈ દરરોજ નવા નવા જોડાનું પ્રદર્શન કરવાને નહીં, પણ લોકોને જોડાની જરૂર છે એમ તે જાણે છે તેથી બનાવે છે. ટોપી બનાવનાર નવી નવી ટોપીઓ પોતે પહેરવાને બનાવતો નથી, પણ લોકોને ટોપીઓની જરૂર છે એમ જાણી બનાવે છે. રૂ કાંતનાર સુતરના ઢગલા કરી રાખવા સુતર કાંતતો નથી, પણ સુતરની બધાને જરૂર પડે છે એમ જાણી કાંતે છે. મારે હમેશ મારા કજીયા લડવા પડશે એમ ધારી વકીલ કાયદાનો

અભ્યાસ કરતો નથી, પણ માંદી સલાહની કોઇને જરૂર પડશે એમ ધારીને કરે છે. વૈદ્ય દવા બનાવે છે તે હું હમેશા માંદો રહીશ માટે ખપ લાગશે એમ ધારીને બનાવતો નથી પણ દવાની કોઇને જરૂર પડશે એમ ધારીને બનાવે છે. આ પ્રમાણે બીજા ધંધાના સંબંધમાં પણ છે. તમને માલમ પડશે કે જેનો લોકોને ખપ હોય છે તેજ ધંધો કરવામાં આવે છે. આ પ્રમાણે જીંદગીના દરવાજા પર જ ઇશ્વરે એવી ખુલ્લી જાહેરાત મૂકી છે કે આપણે બધા ભાઇઓ છીએ; આપણામાંના કોઇને પોતાને એકલાને ખાતર અહીં મોકલ્યો નથી; જેમાં આપણા જાતભાઇઓને આપણી વધારે જરૂર લાગતી હોય તે કામ આપણે કરવાનું છે, સામાન્ય સેવા કરવા તરફ દુર્લક્ષ કરી આપણે માત્ર આપણું પોતાનુંજ સુખ જોઇએ તો આપણે નકામા થઇ પડીશું અને તંગીમાં આવી જઇશું, તેટલા માટે જે માણસ ઉપર ઉપરથી લોકસેવા બજાવતો જણાય પણ અંદરખાનેથી પોતાની ઉન્નતિ કરવામાંજ લક્ષ રાખતો હોય, તે ઇશ્વરની ધારણા પ્રમાણે બરોબર ચાલતો નથી. પોતાના જાતિભાઇઓ તરફ પોતાની ફરજ બજાવતો નથી, પોતાનો ધંધો બરોબર કરતો નથી અને પોતાનો મર્તબો સાચવતો નથી. આ ફાની દુનિયામાં પોતાની એકલાની જાત માટે ઇશ્વર, વારસો, ઇનામ અને સ્વર્ગ શોધતો એવો દયા ખાવા જેવો બિચારો ગરીબડો પોતાનું જીવતર મિથ્યા ગુમાવે છે.

ફતેહમંદ નિવડેલા માણસોની લક્ષણમાં આવો ગુણ માલમ પડે છે તેને અમે પરોપકાર કહીએ છીએ અને આગ્રહપૂર્વક જણાવીએ છીએ કે એ વગર ભારેમાં ભારે ફતેહ મળે નહીં. બજ્જેટમાં પણ આ ગુણ ઘણી રીતે જણાતો. તે ગરીબોને પૈસા આપતો; પોતાના નોકરોને માટે સ્વચ્છ અને સુખદાયક ઘર પૂરાં પાડતો; પોતાના નોકરો

ઝડપથી અને સામર્થ્યથી કામ કરે એવી પદ્ધત દાખલ કરી તેણે કામ કરવાનો વખત ટુંકો કર્યો; અમુક રકમ ઉપરાંત જે નફો વર્ષ આખરે મળતો તે નવા વર્ષની શરૂઆતમાં તે પોતાના નોકરોને વહેંચી આપતો. પોતાની આસપાસ રહેનારા લોકોને માટે તથા તેમનાં છોકરાંને માટે તેણે દેવળ બંધાવ્યાં અને શાળાઓ સ્થાપી. ટુંકામાં તે એવી માયા, ઉદારતા અને મમતા બતાવતો કે તે બધાને જાણીતો થયો અને બધા તેને માન આપવા લાગ્યા. આ પુસ્તકમાં ફતેહમંદ પુરૂષોનાં અમે દૃષ્ટાન્તો આપ્યાં છે, તેમનામાં આ સદ્‌ગુણ ઘણો દેખીતો હતો. ડૉક્ટર પીબોડી એપલ્ટનીને વિષે કહે છે કે "લોકોને ઉપયોગી થવાના સાધન તરીકે તે પોતાને પૈસો ગણતો; કોઇ દહાડો એવો ભાગ્યેજ જતો કે જ્યારે કોઇ પરોપકારના કામમાં તેણે ખર્ચ કર્યું ન હોય. કોને આપવું અને કોને ન આપવું એ વિષે અલબત તે પોતાનું ડહાપણ વાપરીને ચાલતો અને વેપારી તરીકે જે સારી સમજ અને ચોખું મગજ તે બતાવતો, તે પરોપકાર કરવામાં પણ બતાવતો, કંઇ લોકોપયોગી કામમાં અગર ખાનગી સખાવતમાં તેના મિત્રો તેની પાસે મદદ ન માગતા ત્યારે તેને ખોટું લાગતું." પિટર સી. બ્રુકસે છેવટની ઘડીએ જણાવેલા વિચારમાં આ એક હતોઃ—"પૈસા વાપરવાના સર્વ રસ્તામાં પૈસા આપી દેવાનો રસ્તો સૌથી સંતોષકારક છે." માર્ક એન્થોનીની પેટે બધા માણસ નહીં કહે કે "મેં જે આપી દીધું છે તે સિવાયનું બધું મેં ખોયું છે," પણ અમારી ખાત્રી છે કે "પૈસા આપી દેવા એ પૈસા વાપરવાનો સૌથી સરસ રસ્તો છે, એમ બ્રુકસે કહ્યું છે, તેની સાથે બધા મળતા થશે. એમોસ લૉરેન્સ નીચેની કહેવત વારંવાર બોલી બતાવતોઃ—" સખી માણસ પૈસા આપી દઇને પૈસાદાર થાય છે;

કૃપણ માણસ સંઘરી રાખીને ગરીબ થાય છે." તે વળી કહેતો કે એક પુસ્તકનો બધો સાર આ છે; એ પુસ્તક જેણે લખ્યું હશે તેને સારા માણસો તરફથી સાબાશી ઘટે છે. એ પુસ્તકનો કર્તા પૈસાની જે વ્યાખ્યા આપે છે તે પ્રમાણે પૈસાદાર થવાને હું ઘણો ખુશી છું; પણ જ્યૉર્જ કૅબટને પેલા ઘરડા ફ્રેંચે કહ્યું હતું તેમ પૈસા દાટી રાખવામાં બહુ પાપ રહેલું છે." પોતાના ઘરમાં બે ઓરડા તેણે ગરીબને આપવાનો સામાન ભરી રાખવા અલગ કરી રાખ્યા હતા; તેમાં એક ઠેકાણે તૈયાર સીવી રાખેલાં કપડાં ભરી રાખ્યાં હતાં; બીજે ઠેકાણે કપડાં સીવવાનાં થાનનાં થાન ગોઠવી રાખ્યાં હતાં; વળી ત્રીજે ઠેકાણે તરત આપી દેવાય એવાં કરિયાણાના પડીકાં ગોઠવી રાખ્યાં હતાં; અને એ પ્રમાણે બધી જગો સામાનના ઢગલાથી ભરી કાઢી હતી. ગરીબ માણસોને આપવાના સામાનની બીંડીઓ બાંધવા આ ઓરડામાં લૉરેન્સ જે વખત ગાળતો તે ઘણા સુખમાં અને આનંદમાં જતો. કોઇ વિદ્યાર્થીને અથવા સાધુને લુગડાં શીવડાવવા આપવાનાં કપડાંની બીંદડી તે બાંધતો; કોઇ સાધુ પુરૂષે કોઇ ગરીબ કુટુંબની ભાળ આપી હોય તો તેને મોકલવાનાં કરિયાણાંની બીંદડીઓ બાંધતો, કોઇ કોઇ વાર તો પોતાનાં ઓળખીતાં કુટુંબમાં છોકરાંને રમવાનાં રમકડાં અથવા બીજું કંઇ મોકલવાનુ હોય તેનાં પડીકાં બાંધતો. એક પાઠશાળાના અધ્યાપકને તેણે કોથળો ભરીને પુસ્તક અને બદન તથા પાટલુન શીવડાવવાનાં કપડાનાં થાન મોકલી આપ્યાં હતાં; વળી શિયાળામાં ભણવા આવતા વિદ્યાર્થીઓને માટે પરચુરણ સામાન પણ તે મોકલી આપતો.

ડીકન મોઝિઝ ગ્રાન્ટ પણ બોસ્ટનનો એવોજ ફતેહમંદ નિવડેલો વેપારી હતો. તેનો પરોપકાર એ શહેરના ગરીબ માણસોને

એક આશિર્વાદરૂપે હતો. જો કે તેનો વેપારધંધો મોટા પાયાપર ચાલતો હતો અને તેમાં તેનો લગભગ બધો વખત રોકાતો હતો તોપણ તે વખતમાં ચાલતાં પરોપકારનાં બધાં કામમાં ભાગ લેવાને તેને અવકાશ મળતો. ગરીબ અને કમનસીબ લોકની સ્થિતિ સુધારવાના દરેક કામમાં તે ઉત્સાહથી ભાગ લેતો. તે પણ ગરીબ લોકોને આપવાનો સરસામાન પોતાના ઘરમાં ભરી રાખતો. તે પોતાને હાથે તેમને કરિયાણાં આપતો, કપડાં માપી આપતો, અને તેના પરોપકારી દાનથી સેંકડો કુટુંબ સુખી થતાં. તેનો પરોપકાર તેને ફતેહ મળવાનું એક સાધન થઇ પડ્યું, કારણ કે તેથી લોકોમાં તેની પ્રતિષ્ઠા અને ઇતબાર વધ્યાં; અને લોકો તેના જેવા પરોપકારી ગૃહસ્થપર સ્હાયના રાખી તેનું ભલું ઇચ્છવા લાગ્યા.

જે જે માણસને મોટામાં મોટી ફતેહ મળી છે તે તે માણસનું જીવનચરિત્ર આપણે તપાસી જોઇશું તો તેનામાં આ ગુણ હોવાનું આપણને માલુમ પડશે, આ ગુણની ધર્મપુસ્તકમાં તારીફ કરેલી છે અને તેનું ખાસ ફળ જણાવેલું છે. "તને જે નફો પહેલવહેલો મળે તે તથા તારી મિલ્કત પ્રભુને અર્પણ કરજે. એમ કરવાથી તારી ખળીમાં પુષ્કળ પાક થશે અને તારા યંત્રમાંથી નવો દારૂ નિકળશે." "ઉદાર માણસને પુષ્કળ ધન મળશે. જે બીજાને પાણી પાશે તેને પોતાને પણ પાણી પીવાનું મળશે." "બીજાને આપો એટલે તમને પણ મળશે; જે માપથી તમે માપી આપશો તેજ માપથી તમને લોક માપી આપશે." "જે કૃપણતાથી વાવે છે તેને પાક પણ કૃપણતાથી મળશે. જે ઉદારતાથી વાવે છે તેને પાક પણ ઉદારતાથી આપવામાં આવશે." અમે એમ કહીએ છીએ કે આ ઇશ્વરી વચન લાક્ષણિક રીતે તેમ શબ્દાર્થ પ્રમાણે ખરાં પડે છે. જે માણસોને

ખરેખરી ફતેહ મળેલી છે તેમનાં ચરિત્ર તપાસી જોવાથી આ વચનો ખરાં છે એમ ચોક્કસ પુરાવો મળી આવે છે. એમોસ લૅારેન્સના સંબંધમાં તે આમેહૂબ ખરાં પડ્યાં છે. પોતાના પુત્રને લખેલા એક પત્રમાં તેણે એકજ ફકરામાં આ બધાનો સાર નીચે પ્રમાણે જણાવ્યો છેઃ—" હું આશા રાખું છું કે એક દિવસ એવો આવશે કે જ્યારે તારા પૈસાનો કંઇ ભાગ ખરચવામાં મારી પેઠે તને પણ આનંદ મળશે. તારૂં ખર્ચ મધ્યમસર રાખી તું ચલાવી શકીશ. હું આશા રાખુ છું કે ખરૂં ધોરણ અને માર્ગ પકડી જે પૈસો તારી આસપાસના માણસોને સુખી કરવા બચાવી શકાય તે તારી જાતના ખર્ચમાં તું ખર્ચી નાખીશ નહીં. આ બાબતમાં શી રીતે વર્ત્તવું જોઇએ એ સંબંધે ઇશ્વરે આપણને કદી ભૂલ થાય નહીં એવું ધોરણ બતાવેલું છે. આપણી પહેલી ફરજ આપણા કુટુંબીઓ તરફ છે. પછી સગાં તરફ, મિત્રો તરફ, પાડોશીઓ તરફ, [ પાડોશી શબ્દના બહોળા અર્થમાં આખી માણસ જાતનો સમાસ થાય. ] આપણા રાજ્યની રૈયત તરફ, આપણા દેશ તરફ અને પછી દુનિયાના બીજા દેશો તરફ, એ પ્રમાણે અનુક્રમે છે."

અતિશય પ્રમાણિક માણસ પરોપકારી ન થઇ શકે. તે જનસમૂહથી એટલો બધો અળગો રહે કે પોતાના કામમાંજ ગરક થઇ રહે. આ પ્રમાણે થવાથી તેના લક્ષણમાં અને તેને મળવાની ફતેહમાં ન્યૂનતા રહેશે. આવો માણસ પોતાની સાચવટના દાખલાથી અને પોતાના ભંડોળથી જનસમૂહને ફાયદો કરે છે તોપણ તેની સાચવટ સામે તેનું સ્વાર્થીપણું ગણત્રીમાં લેતાં જનસમૂહને તેના ભંડોળનો થોડો ફાયદો મળે છે. કોઇ લાયક જુવાનને તે કામમાં મદદ કરતો નથી. કંઇ પણ પરોપકારનું કામ ઉભું થયું હોય તેમાં તે ભોગ

લેતો નથી. કામ ચલાઉ મદદ આપીને પણ કોઇ લાયક પાડોશીનું દુઃખ ઓછું કરવાનું તેને મન થતું નથી. પોતાને જે કામ કરવાની જરૂર ન હોય તે કામ કોઇ જરૂરવાળા લાયક અને ઉત્સાહી જુવાનને તે સોંપી દેતો નથી. જુવાન માણસ જ્ઞાન મેળવવાની ઉત્સુકતા રાખતો હોય અને પોતાના પ્રયત્નથી તેનાથી તે મેળવી શકાય એમ ન હોય છતાં તેને પોતાનાથી બનતી મદદ તે કરતો નથી. પોતાના દરરોજના કામમાં નિરંતર ગરક થઇ રહેવું એ સિવાય બીજા કશામાં તેને રસ પડતો નથી, તેથી તે ઘણોખરો એકલોજ રહે છે; અને જો કે તે પ્રમાણિક, હોંશિયાર અને ઇતબાર રાખવા લાયક હોવાનું બધા કબુલ કરે છે તોપણ તેને 'વિચિત્ર,' 'ઓર તરેહનો,' 'મમતા વગરનો 'એકલપેટો,' વગેરે વિશેષણો લોકો આપે છે. આપરથી એ તો ખુલ્લું છે કે લોકોને તે ઘણા કામનો નથી. માણસ ગમે તેવો પ્રમાણિક હોય તોપણ પોતાના સ્વાર્થ સિવાય બીજા કશાપર લક્ષ આપતો ન હોય તો તે કંઇ બહુ ઉપયોગનો નથી. જો દુનિયાના અડધા લોક તેના જેવા હોય તો બાકીના અડધા લોક અજ્ઞાનમાં ગોથાં ખાય અથવા ભૂખે મરે.

ઘણા જણ કમાય છે તેટલું ખાય છે અને તેથી કરીને પરોપકાર કરવાનું તેમને સાધન રહેતું નથી. તેમની પેદાશ ગમે તેટલી મોટી હોય તોપણ તે તેમના ભભકામાં અને ઠાઠમાઠમાં પૂરી થાય છે. આવી રીતે પોતાની જાત પાછળથી બધું ખર્ચી દેવું એ સારૂં નથી. 'મેમન' નામના પુસ્તકનો વિદ્વાન્ કર્ત્તા હેરીસ આવા માણસ વિષે કહે છે કે "ઘણા નોકર ચાકર રાખવામાં, લોકોને પોતાનો ભભકો બતાવવામાં, છોકરાંને સારે ઠેકાણે પાડવામાં અને મોજમઝામાં તેની બધી આવક પૂરી થાય છે. તે મનમાં ફિકરના ઉદ્વેગથી મુઝાય છે,

અને બીજાઓને. આબાદ જોઇ મનમાં ઇર્ષાથી બળ્યા કરે છે. પરો-પકારનાં કામમાં તેનાથી એક પૈસો છુટતો નથી. તે એમ ધારે છે કે એમાં પૈસા આપીશ તો પછી હું શું કરીશ. તેની આસપાસ પરો-પકાર કરવાનાં નવાં નવાં કામ આવે છે, પણ તેનાથી તેમાં કંઇ મદદ થતી નથી; કારણ કે જંગલની રેતીની પેઠે તે પૈસારૂપી વર-સાદ પોતાની જાતમાં સોષી લે છે અને તેમ છતાં વધારેને માટે વાંછના રાખે છે. એ તો કમાય છે અને ખાય છે, એવું જે માણસોને વિષે કહેવાય છે તે આવા નહીં તો કેવા હોય ?" એવા જીવતરથી શું વળ્યું ? એવા સ્વાર્થીને કોઇ માન આપતું નથી અને એવા એક-લપેટાને ખરી ફતેહ મળતી નથી.

આવો અમિષ્ટ માણુસ કદાચ એવી દલીલ લાવશે કે "ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાને આટો જોઇએ એ તે કંઇ રીત છે ?" આ દલીલ બીજા રૂપમાં માત્ર તેનો લોભ બતાવે છે, એવો માણુસ ઘરનાં છોકરાંપરજ સ્વાર્થી રીતે લક્ષ આપે છે. જે માણુસો કૃપણતાના દોષમાંથી પોતાનો બચાવ કરવા આ કહેવત આગળ ધરે છે તે બધા આવાજ હોય છે આ કહેવતનો લાભ લઇ પરોપ-કાર કરવાને તેમને કરેલી અરજનો તેઓ નન્નો વાસે છે. ખરા ઉદાર મનના માણુસ આથી જુદીજ તરેહના હોય છે. આવા એક જણને કોઇએ પૂછ્યું કે "ધંધામાંથી નિકળી વાનપ્રસ્થ થઇ શકો એટલા પૈસા તમે હજુ નથી કમાયા ?" તેણે જવાબ દીધો "ના રે સાહેબ ! મારા કુટુંબના દરેક માણુસને પ્રશ્નોત્તર પોથીનું એક એક પાનું આપી શકું એટલા પૈસા પણ મારી પાસે નથી." વળી તેને પ્રશ્ન કરનારે પૂછ્યું, "તમારૂં કુટુંબ કેટલું મોટું છે ?" તે માણુસે જવાબ દીધો, "નવ અબજનું છે." દુનિયામાં પરોપકારી અને

સ્વાર્થી માણસ વચ્ચે શો તફાવત છે તે આ બે એક બીજાથી વિરૂદ્ધ દૃષ્ટાન્તોપરથી જણાય છે, "જાત, એ દરરોજ સ્વાદીષ્ટ ખોરાક ખાતા અને ભભકાદાર કપડાં પહેરતા ડાઇઝ જેવી છે. પરોપકાર, એ દરવાજે પડી રહેતા અને એંઠું જુઠું ખાઇને રહેતા લેઝરસ જેવો છે."

ઘણા જુવાન માણસો એવો નિશ્ચય કરી શરૂઆત કરે છે કે ચાળીસ વર્ષની ઉમ્મરે ખૂબ પૈસાદાર થઇ કામ ધંધામાંથી નિકળી વાનપ્રસ્થ થઇ જવું. આ નિશ્ચય જો બહાર પાડેલો હોતો નથી તો તેમના મનમાં ગુપ્ત હોય છે. તે એવો ખ્યાલ રાખે છે કે સૌથી સરસ ફતેહમંદ જીંદગી આમાં સમાયલી છે; પણ આ તેમનો ભ્રમ છે. પરોપકાર કરવાની આ દુનિયામાં તેમની ફરજ છે, છતાં તે વાત તેમણે ગણત્રીમાં લીધી હોતી નથી, તેથી પૈસા કમાવાની તેમની ધારણા પૂરી પડે તોપણ તેમની ફતેહ અનિષ્ટ અને ખોટી છે. ન્યુ યોર્કનો એક દલાલ આવી તરેહનો માણસ હતો. પોતાની આસપાસ કેટલા બધા દુઃખી, કમનસીબ અને કંગાલ માણસો છે તેનો વિચાર ન કરતાં ચાળીસ વર્ષે પૈસો કમાઇ રહેવાનો નિશ્ચય કરી તેણે પોતાનું બધું ધ્યાન તેમાં પરોવ્યું. પૈસા કમાવામાં તે ફતેહમંદ નિવડ્યો; પછી શહેરને છેલ્લી સલામ કરીને હડસન નદીપરના પોતાના ગામડાના બંગલામાં રહેવા ગયો. ત્યાર પછી શું બન્યું તે તેના પોતાના શબ્દોમાં જણાવીએ છીએ. તે કહે છે કે "શરૂઆતમાં તો આ જીંદગીથી હું મોહિત થઇ ગયો. તે નવી હતી અને મને સુખમય લાગતી હતી. હું દરરોજ ગાડી લઇ ફરવા જતો, આવતી જતી આગગાડીઓ જોતો અને મારા પાડોશીઓને નોતરી આવકાર આપતો. મારા બંગલામાં હું ફરતો અને તેમાં કેમ સુધારો કરવો તેની

એક વર્ષ ચાલે તેટલી યોજનાઓ કરી એક મહિનામાં હું કંટાળી ગયો, હું ભીંતોનો દરેક ભાગ અને રસ્તાનો દરેક ખાંચો જાણતો. વાંચતો વાંચતો હું ઉંઘી જતો અને મારા ઘરની તસ્વીરો જોઇ જોઇ મને કંટાળો આવવા લાગ્યો. મારા ઘરમાં ગ્યાસની રોશનાઇ નહોતી અથવા પાણીનો નળ લીધેલો નહોતો, વર્તમાનપત્ર મને રાત્રે મળતું અથવા બીજે દહાડે મળતું. વધારે ખરાબ વાત તો એ હતી કે મારા વગર દુનિયા ચાલ્યાં કરતી, અને મને 'ઘરડો ઠચ્ચર' કહેતી. બજારભાવ વિષે મારી કોઇ સલાહ પૂછતું નહીં, અને હું મારી મેળે સલાહ આપતો તે કોઇ માન્ય કરતું નહીં. હું પાછો મારા ધંધામાં પડયો છું અને ધંધો કરતાંજ મરી જવાનો મેં વિચાર કર્યો છે." જો આ માણસે શરૂઆતથી પરોપકારનો વિચાર કર્યો હોત તો ચાળીસ વર્ષની ઉમ્મરે કામકાજમાંથી નિકળી જઇ વાનપ્રસ્થ થવાનો એવકુફી ભરેલો વિચાર તેણે કર્યો ન હોત. પોતાને માટે અને બીજાઓને માટે જે કામ તે કરત તેથી તેની આખી જીંદગી તેને જરા પણ લાંબી લાગત નહીં, વળી ચાળીસ વર્ષની ઉમ્મરે પૈસાદાર થઇ જવું અને બાકીની જીંદગી આળસમાં કાઢવી એજ જીંદગીનું સાર્થક છે એમ ધારવાની ગાફ નહીં કરવા જેવી ભૂલ તે કરત નહીં. જો આવી જીંદગીને નિષ્ફળ ન ગણવામાં આવે તો પછી કહેવું જોઇએ કે દુનિયામાં નિષ્ફળ જીંદગી છેજ નહીં. પોતાની યોજનામાં પરોપકારને દાખલ કર્યા વગર કોઇ માણસને ખરેખરી ફતેહ મળે નહીં એમ અમે કહીએ છીએ, તેનું આ એક સરસ દૃષ્ટાન્ત છે. એક વખત એક પૈસાદાર ગૃહસ્થને ત્યાં અમે મુલાકાતે ગયા હતા. અમે તેને ત્યાં બેઠા હતા એવામાં કોઇ પરોપકારના કામની ટીપ લઇને એક માણસ તેની પાસે ભરાવવા આવ્યો. તે માણસ ટીપ લઇને ગયો ત્યાર પછી તે

ગૃહસ્થે બરેલી ઉદાર રકમ માટે અમે તેની તારીફ કરી. તેનો તેણે જવાબ આપ્યો કે " જો માત્ર વ્યાવહારીક નીતિની ખાતર હું આ પ્રમાણે કરતો હોત તોપણ, ગાંડાની ઇસ્પીતાલમાં મારે જવું પડે નહીં તેટલા માટે એક હાથે જે કમાઉં તે બીજે હાથે આપી દેત." પછી તેણે બીજી ઘણી વાતો કરી આ વાતનો ખુલાસો કર્યો; અને છેવટે કહ્યું કે " મારા ઓળખીતામાંના કેટલાક પૈસાના એવા લોભી થઇ ગયા હતા કે ગરીબ માણસો તેમની આગળ દયા ઉપજે એવાં વચન કહે તથા પોતાનું દુ:ખ જણાવે તોપણ તેમનીપર કંઇ અસર થાય નહીં. આખરે આપણે તંગીમાં આવી પડીશું એવા વિચારમાં તે ગાંડા થઇ ગયા. સારા લક્ષણને માટે પરોપકાર જરૂરનો છે એટલુંજ નહીં, પણ તંદુરસ્ત મગજ અને અંતઃકરણને માટે પણ જરૂરનો છે. "

પરોપકારને માટે અમે આ પ્રમાણે બોલીએ છીએ તેથી વાંચનારે એમ ધારવું નહીં કે પૈસા આપવામાંજ પરોપકાર રહેલો છે. અમે ફરીથી કહીએ છીએ કે અમે કહીએ છીએ તેવાં માયાળુ, ઉદાર અને પરગજુ કામ કરવાને અંતઃકરણની સ્થિતિ પ્રેરણા કરે છે. એવું અંતઃકરણ દરેક ધંધામાં હોઇ શકે અને હોય છે પણ ખરૂં, વિલિયમ કેરીના સંબંધમાં તે પોતાના સોબતી અને મિત્રો પ્રત્યે અને પોતાના જેવા ગરીબ માણસો પ્રત્યે નાનપણમાં જણાયું હતું; મોટપણમાં પૂર્વ તરફ ધર્મોપદેશકનું કામ તેણે કર્યું તેમાં જણાયું હતું. આ વખતે કોઇપણ પ્રકારની પરગજુ મહેનત કરવામાં તે કચાશ રાખતો નહીં. એ વાત ઘણી જાણવા જેવી છે કે તે એક ગરીબ મોચીનો છોકરો હતો, અને પરદેશમાં ધર્મોપદેશક તરીકે જે બે માણસો તેનું ગુજરાન ચલાવતા તે પણ બાલ્યાવસ્થામાં ઘણા ગરીબ

હતા. તેમાંનો એક સુથાર અને બીજો વણકર હતો. એ ત્રણે જણ ગરીબાઇના ઉમદા ગુણમાં ઉછરી મોટા થયા હતા. બે જણના પૈસા અને ત્રીજાની મહેનત એ પ્રમાણે પંત્યાળું કરી તેમણે સીરામપોરમાં પાઠશાળા સ્થાપન કરી, સોળ ધર્માપદેશકનાં સ્થળ સ્થાપન કર્યાં, સોળ ભાષામાં બાઇબલનું ભાષાન્તર કર્યું અને બ્રિટિશ હિંદુસ્થાનમાં નીતિ સંબંધી ઘણી સુધારણા કરી. આ ગુણની સાથે કેરીમાં અજીત્ય શૂરત્વ હતું, તેથી તે કોઈપણ મુસ્કેલીથી પાછો હટતો નહીં અને ગમે તેવી મુશ્કેલીમાંથી પોતાનો રસ્તો કરતો. આ ગુણનો એક દાખલો તેના છેક બાળપણમાં બનેલો જાણવામાં આવ્યો છે. તે ઝાડપરથી પડી ગયો અને તેનો એક પગ ભાગ્યો. કેટલાક અઠવાડિયાં પહેલું કામ તેણે એ કર્યું કે એ ઝાડપર ફરીથી ચઢયો અને જે જગાએથી પડયો હતો ત્યાં જઇ બેઠો. આ પ્રમાણે તેણે સાબિત કરી આપ્યું કે ઝાડપર ચઢી શકે એટલી તેનામાં તાકાદ છે, આવી હિમ્મત અને પરોપકાર વૃદ્ધિને લીધે આખી દુનિયામાં બ્રિસ્તિ ધર્મનો સૌથી સરસ ઉપદેશક તે નિવડયો.

જ્યૉર્જ સ્ટીવન્સને પોતાના જાત ભાઇઓનો બોજો દરેક રીતે ઓછો કરવાની તત્પરતા બતાવી આ ગુણ જણાવ્યો છે. કેરીની પેઠે તે પણ પરોપકારી હતો અને તેની સાથે હિમ્મતવાળો હતો. એક દિવસ તે ઘરમાં બેઠો હતો એવામાં તેણે બુમ સાંભળી કે ખાણમાં આગ થઇ છે. તે એકદમ ઉભો થયો, ખાણ તરફ દોડી ગયો, અને જોકે બીજા પોતાનો જીવ બચાવવાને નાસભાગ કરતા હતા તોપણ તે જ્યાં આગ સળગતી હતી તે ભાગમાં ઉતર્યો અને આગ ઓલવી નાખવામાં ફતેહ પામ્યો. આ વખતે મરતાં બચવાનો તેને થોડોજ સંભવ હતો તોપણ ખાણમાંનાં

ઘણાં માણસની જીંદગી બચાવવાની પરોપકારી લાગણીને લીધે, પોતાની જીંદગી બચાવવાની વાત તે ભૂલી ગયો. પછીથી તેણે ખાણુ સળગી ઉઠે નહીં એવો સુરક્ષિત દીવો બનાવ્યો, પણ તે અજમાવી જોવાને ખાણુમાં ઉતરવાની ખાણુ ખોદનાર પૈકી કોઇની હિમ્મત ચાલી નહીં. તેઓ એમ ધારતા હતા કે દીવો નીચે પહોંચશે કે તરત ભડકો થઇ બધું સળગી ઉઠશે. છેવટે બીજાઓની જીંદગી બચાવવાને ઉત્સુક એવો આ વીરપુરૂષ પોતાની જીંદગીને જોખમે, દીવો લઈ ખાણુમાં ઉતર્યો, અને તેની અજમાશ કરી. પોતાની જાતને ભૂલી જનાર આવા વીર પુરૂષનાં બધા વખાણુ કરે છે અને તે ઘણાં ઉપયોગી થઈ પડે છે.

રેવરન્ડ જૉન ન્યુટનના નીચેના બોલ, અમે અત્રે જે કહ્યું છે તેને ટેકો આપે છે. એ બોલ ઉતારી લઇ આ પ્રકરણુ અમે સમાપ્ત કરીશું:- " આ દુનિયામાં હું બે ઢગલા જોઉં છું-એક સુખનો ઢગલો અને બીજો દુઃખનો ઢગલો. હવે આ બીજા ઢગલામાંથી જરા પણુ ભાગ લઇને પહેલા ઢગલામાં હું ઉમેરૂં તો મેં જીત મેળવી એમ હું ગણું છું. ઉદાહરણુ તરીકે ઘેર જતાં મને માલમ પડે કે કોઇ છોકરાએ એક પૈસો પાડી નાખ્યો છે ત્યારે તેને બીજો પૈસો આપી તેનાં આંસુ હું બંધ કરૂં તો મને લાગે છે કે મેં કંઇ કર્યું છે. આથી મોટાં કામ કરવાનાં મળે તો હું ખરેજ ખુશી થાઉં; પણુ આવાં નાનાં નાનાં કામ કરવાનું હું કદી ભૂલીશ નહીં. "

# પ્રકરણ ૧૭ મું.

## ધંધામાં ધર્મ.

ધર્મ અને નીતિ એ બન્નેમાં તફાવત છે. ધર્મ વગર નીતિ હોઇ શકે, પણ નીતિ વગર ધર્મ હોઇ શકે નહીં નીતિને સંસારિક અને દશ્ય વાતો સાથે સંબંધ છે, અને ધર્મને તેમની સાથે સંબંધ છે ખરો, પણ તે ઉપરાંત અદશ્ય અને અનાદિ વસ્તુઓ સાથે પણ સંબંધ છે. કદાચ આ છેલ્લા કારણને લીધે કેટલાક માણસ ધંધામાં નીતિનો ખુશીની સાથે અંગીકાર કરે છે, પણ ધર્મને તેમાંથી બાતલ રાખે છે. ધંધામાં નીતિની આવશ્યકતા તેઓ કબુલ કરે છે, પણ ધર્મને વિષે એમ કહે છે કે ધંધામાં તેની કંઇ જરૂર નથી, ધર્મ તો દેવળમાં, ઘેર એકાન્તમાં, અને પ્રાર્થનાસમાજમાં રાખવો વાજબી છે, એમ તેઓ કહે છે. તેઓ વળી કહે છે કે, "ધર્મને તો તેને યોગ્ય સ્થાને રહેવા દ્યો." અને આ પ્રમાણે ધર્મને રાખી, તેઓ પોતાના ખેતરમાં, દુકાને, અથવા ઑફીસે જાય છે. અને સંસારિક ધોરણે પોતાનું કામ કરી સંસારિક કામકાજમાંથી ઇશ્વરને બાતલ રાખે છે. આવો વિચાર જુવાન માણસોમાં ઘણે ભાગે જણાય છે. જેઓ જાણુતા હોય છે, તેઓ પણ દુનિયાદારીની આસક્તિમાં આવો ભૂલ ભરેલો વિચાર રાખે છે, જે જે આવો વિચાર રાખે છે તે તે જાળ અને ભ્રમમાં ફસાયલા હોય છે.

માણસની ઇચ્છા હોય તોપણ ધંધામાંથી ધર્મને તે બાતલ કરી શકતો નથી. ધંધામાં પહેલાં ધર્મ હતો તેના કરતાં હાલ વધારે છે, એમ છતાં તેને તેમાંથી બાતલ ગણવાને કેટલાક માણસો હાલ પ્રયત્ન કરે છે. ધર્મને બાતલ કરવાને આટલો બધો પ્રયત્ન છતાં પણ

ધંધામાં હજી વખત જતાં વધારે ધર્મ દાખલ થશે; તેનું કારણ એ છે કે ઇશ્વરની મરજી પ્રમાણે જેઓ ચાલે છે તેમને આ દુનિયામાં સૌથી મોટામાં મોટી ફતેહ આપવામાં અને હવે પછીની દુનિયામાં ઘણામાં ઘણી કીર્તિ આપવામાં, આ દુનિયામાં તેમણે કરેલાં કામ-કાજનો ઇશ્વર ઉપયોગ કરે છે. તેની યોજનામાં અવશ્ય કરીને બન્ને દુનિયાનો સમાસ થાય છે. કહ્યું છે કે, "તમે પહેલાં ઇશ્વરનું પ્રભુત્વ, અને ન્યાયીપણું શોધો તો આ બધી ચીજો તમને મળી આવશે." કઇ ચીજો ? "આપણે શું ખાઇશું, શું પીશું, અને શું પહેરીશું" એ વગેરે આ દુનિયાની આવશ્યક ચીજો. ખ્રિસ્તિ ધર્મનો ફેલાવો કરવાને દેશોદેશ પાદરીઓ મોકલવાની ગોઠવણ થયેલી છે, એ હાલના વખતમાં વ્યવહારિક ધર્મ કેટલો બધો વધ્યો છે તેનું એક સારૂં દૃષ્ટાંત છે. તેનો ઉદ્દેશ દુનિયાનો મોક્ષ કરવાનો છે એમ છતાં તેમાં કળા, શાસ્ત્ર, વિદ્યા, વેપાર, ચતુરાઇ, શોધ, નવી શોધ, મહેનત, ભંડોળ—જે બધાથી દુનિયાનાં કામકાજ ચાલે છે તે—ધાર્મિક ઉદ્દેશ પાર પાડવાને કામે લગાડવામાં આવે છે. આ ધારણા પાર પાડવાને જે અસંખ્ય ઉપાયો યોજવામાં આવેલા છે તેમાંનો એક, સ્ત્રી અને પુરૂષોને ધર્મોપદેશક અને શિક્ષક તરીકે કામે લગાડવાનો છે, લાખો માણસોને ધર્મ પુસ્તકોની જરૂર છે. તે પૂરાં પાડવાને મંડળીઓ સ્થાપવી જોઇએ, અને વિદ્વાનો, લેખકો, ગ્રંથપ્રકાશકો, કાગળો બનાવનારા, ચામડાં બનાવનારા, બીબાં બનાવનારા, કોતરનારા, પુસ્તકો બાંધનારા અને વેચનારા, કારકુનો, મહેતા, ચાકરો, સુથારો, અને ગાડાંવાળા વગેરે રાખવા જોઇએ; વળી ધર્મોપદેશકો. અને તેમનો સરસામાન દૂર દેશોમાં લઇ જવાને વેપારીઓએ વહાણ અને ખલાસી પૂરા પાડવા જોઇએ. તે દેશોમાં અજ્ઞાન લોકોને કેળવવા અને સુધરેલા દેશના ધંધા વગેરે

તેમને શીખવવા શાળાઓ અને પાઠશાળાઓ સ્થાપવી જોઇએ. ધર્મનું આ મોટામાં મોટું અને ઉંચામાં ઉંચું કાર્ય કરવાને કળા-કૌશલ્ય, બનાવટ અને વેપારની મદદ જોઇએ, ધંધામાં ધર્મની જરૂર ન હોવાને બદલે ઉલટું આ પરથી એમ જણાય છે કે ધર્મથી ધંધો ઉત્પન્ન થાય છે અને ઇશ્વરની આજ્ઞા પ્રમાણે ચાલે છે. તે આજ્ઞા એવી છે કે, "ધંધામાં આળસ કરવું નહીં; ઉત્સાહ રાખી ઇશ્વરની સેવા કરતાં કામ કરવું." 'તારા હાથને જે કામ કરવાનું મળે તે તારાથી થઇ શકે તેટલું સારૂં કરજે." સંસારી ધંધાને પોતાની ચાકરીમાં લીધા વગર ધર્મ પોતાનું દિવ્ય કામ કરી શકે નહીં. માણસ ધંધા-માંથી ધર્મ બાતલ કરી શકે નહીં એમ અમે કહીએ છીએ તેનો અર્થ એ છે. કોઇ જુવાન માણસ કહેશે કે "ઘણામાં ઘણો દુરા-ચારી વેપારી મેં જોયો છે તે મંદીરમાં જનાર હતો. એના ધર્મથી એના ધંધાને એબ લગાડી છે." આ પ્રમાણે કહેવું બરોબર નથી. તેણે જે એબ લગાડી તે તેના ધર્મથી નહીં, પણ તેના ઢોંગથી. તેનામાં ધર્મ નહોતો માટે તે લોકોને ઠગતો હતો. અને ખરો ભક્તિભાવ રાખવા કહીએ છીએ; કંઇ જૂદો ભક્તિભાવ રાખવા કહેતા નથી; ધંધામાં ખરા ભક્તિભાવ વગર બીજું કંઇ રાખવાનું નથી. મંદીરમાં જનાર લોકોમાં ઘણા નીચ સ્વભાવના હોય છે, પણ તેથી કરીને ખરા ભક્તિભાવની કિમ્મત ઓછી થતી નથી. એવા માણસોથી ધર્મની કિમ્મત કરવાની નથી; એવા લોકો ઢોંગી હોય છે તેથી ઢોંગની કિમ્મત કરવાની હોય તો તેમનો વિચાર કરવો જોઇએ. ધર્મની નકલ કરવાને તેમણે તજવીજ કરી, પણ એવી બેડોળ નકલ બનાવી કે તેમનું ખોટાપણું એકદમ પકડાઇ ગયું. ધર્મની નકલ થાય છે એટલાપરથી વાંચનારે ધર્મને ધિક્કારી કાઢવો ન જોઇએ. તમને ખોટી હુન્ડી મળી

હોય એટલાપરથી ખરી હુન્ડી તમે કંઇ નાખી દેશો નહીં. નકલ થાય છે એ દેખાડે છે કે ખરૂં અસલ પણ હોય છે. એજ પ્રમાણે નકલી ધર્મ બતાવી આપે છે કે ખરો ધર્મ હોય છે; તેટલા માટે ખરા ધર્મને તજી દેવાને બદલે વધારે ભાવથી ગ્રહણ કરવો જોઇએ.

પણ હવે ધંધામાં ધર્મનું એક ખરેખરૂં દૃષ્ટાન્ત લઇએ. વેપારના ધંધામાંથી, બરાબર ધર્મના ધોરણ પ્રમાણે ચાલતી એક પેઢીનું દૃષ્ટાન્ત લઇએ. સેમ્યુઅલ બજ્જેટ પોતાની પેઢીમાં નીતિના નિયમ સખ્ત રીતે પાળતો, એટલુંજ નહીં પણ ધર્મ પણ પાળતો. તે પોતાનો ધર્મ પોતાના ધંધામાં બતાવતો; અને તે પ્રમાણે ફરી તેને જાગૃત અને અનુભવસિદ્ધ રાખતો, પોતાના નોકરોને પણ જીવ છે એ વાત ધ્યાનમાં રાખી તેમની સાથે તે વર્તતો. તેની પેઢીના મકાનમાં એક મોટો ઓરડો પ્રાર્થના મંદીર તરીકે અલગ રાખ્યો હતો, અને ત્યાં 'શેઠ અને નોકર' બધા સવારે અને સાંજે પ્રાર્થના કરવા ભેગા થતા. આ ઉદાહરણ અમે આપ્યું છે તેનું કારણ કે ધંધામાં ધર્મ રાખ્યાનું તે મોટામાં મોટું ઉદાહરણ છે; અને ધંધામાં ધર્મ રાખવા સામે જે જે વાંધા બતાવી શકાય તેતે તેમાં આપણી નજર તળે આવી જાય છે. ત્યાં કેવી રીતે પ્રાર્થના ચાલતી એ વિષે એક મુલાકાત લેવા જનાર–રેવરન્ડ વિલિયમ આર્થર–નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ–

બજ્જેટને કબરસ્તાનમાં પહોંચાડયા પછી બીજે દહાડે સવારે સાડાસાત વાગતા પહેલાં હું તેની દુકાને ગયો હતો. બધી શાખાઓમાં કામ ધમધોકાર ચાલતું હતું, અને ગાડામાં માલ ભરાતો હતો. સાડાસાત પૂરા થયા એટલે ઘંટ વાગ્યો તેથી હું પ્રાર્થના મંદીરમાં ગયો; થોડા વખતમાં બધા નોકરો પોતાનાં કામ કરવાનાં કપડાંમાં

ત્યાં આવી બેઠા. મને લાગે છે કે લગભગ એંશી જણુ ત્યાં ભેગા થયા હશે, મરહુમ માલિકના એક છોકરાએ મુખ્યસ્થાન લીધું, અને ફ્લેચર કૃત "ફેમીલી ડિવોશન" નામની પ્રાર્થનાપોથી લઇ તેમાંથી તે દિવસને માટે નક્કી કરેલો ધર્મ પુસ્તકનો ભાગ વાંચ્યો અને જેમ વાંચતો ગયો તેમ તેનો અર્થ સમજાવતો ગયો; અને પોતાના વિચાર જણાવતો ગયો. જે ભાગ વાંચવામાં આવ્યો, તે જેમાં ઝિલોફીહેડની દીકરીઓની ઇચ્છાની નોંધ કરવામાં આવી છે તે હતો. તેણે જે વિચાર જણાવ્યા, તે આગળથી મનન કરી નક્કી કરી રાખેલા હતા, અને આગલે દિવસે જે બીના બની હતી તેના સંબંધમાં–એટલે કે, મરી ગયેલાની યાદગીરી રાખી તેના નામને માન આપવા સંબંધી હતા. તે જુવાન વેપારોના મનપર સારી અસર થયેલી હતી. અને જે સંબંધે તે બોલતો હતો તે બીના તાજી બનેલી હોવાથી તેણે પછી ઘણાજ અસરકારક શબ્દોમાં ટુંકું વ્યાખ્યાન આપ્યું; પછી તેણે એક ભજન કાઢી બતાવ્યું. એટલે બધાએ ખરા અંતઃકરણથી તે ગાયું; ત્યારબાદ તેણે એક જણને તેના નામથી બોલાવી પ્રાર્થના કરવા કહ્યું. બધા ઘુંટણીએ પડયા, અને તે મણસે ગંભીરતાથી અને ખરા દીલથી બધાને માટે પ્રાર્થના કરી. તેણે ઇશ્વર પાસે માગ્યું કે, બનજેટ શેઠનું કુટુંબ સુખી થાઓ, અને તેનો ધંધો બરોબર ચાલી તેના કુટુંબની આબાદી થાઓ. જ્યારે તે બોલી રહ્યો ત્યારે તેના જુવાન શેઠે પણ એજ પ્રાર્થના કરી સમાપ્તિ કરી. આ પ્રમાણે શેઠ અને નોકરોએ એકઠા થઈ બધાંના સામાન્ય પિતા, પરમ દયાળુ પરમેશ્વરની પ્રાર્થના કરી. આ પ્રાર્થના કરવામાં આશરે અડધો કલાક ગયો હતો."

કોઇ કહેશે કે, "વળી દુકાનમાં પ્રાર્થના મંદીર શું? નોકરોને

તેમનું કામ છોડાવીને પ્રાર્થના માટે ભેગા કરવા એ શું ? આતો બહુ વિચિત્ર કહેવાય." વારૂ, વિચિત્ર કહો તોપણ તેમ કરવામાં વાંધા ભરેલું શું છે ? પ્રાર્થનાથી શું નોકર લોકો આળસુ અને બીનભરોસાદાર થાય છે ? પ્રાર્થનાથી શું તેઓમાં બેદીલી અને અસંતોષ ઉત્પન્ન થાય છે ? પ્રાર્થનાથી ધંધાની આબાદી, વ્યવસ્થા, ઉત્સાહ, અને ફતેહમાં કંઈ હરકત આવે છે ? દરેક માણસ જાણે છે કે એમાંનું કંઇ થતું નથી, પણ ઉલટા તેથી ફાયદા થાય છે. એ કારખાનામાં વીસ વર્ષથી નોકરી કરનાર એક જણને પૂછવામાં આવ્યું હતું કે એથી શો ફાયદો છે ? તેણે જવાબ દીધો. "એથી શો ફાયદો છે ? તમારી મેળેજ જુવોને ! આટલા એક સંપ, ઉદ્યોગ, અને ફતેહથી ઇંગ્લાંડમાં બીજું કોઇ કારખાનું ચાલતું નથી." બીજા એક નોકરને પૂછવામાં આવ્યું હતું કે, બજેટને ફતેહ મળી છે તેનું રહસ્ય શું છે ? તેણે જવાબ દીધો કે, "તેનો ખરો ધર્મ." ઉપર જણાવેલો મુલાકાત લેનાર કહે છે કે, "જોનારના મનપરથી એવી અસર થાય છે કે આ કારખાનું માત્ર અમારે પોતાને ખાતર ચલાવવામાં આવતું નથી. પણ બીજાઓના ભલાને ખાતર પણ ચલાવવામાં આવે છે; અને ફતેહ મળે એટલા માટે હમેશ ઇશ્વરથી ડરીને ચાલવામાં આવે છે." આમાં વાંધો કાઢો શકાય એવું શું છે ?

વકીલાતના ધંધામાં ધર્મનું ઉદાહરણ લઇએ. વકીલના ધંધામાં ફિલાડેલ્ફિયાનો **ચાર્લ્સ ચૅાન્સી** નામનો પ્રખ્યાત વકીલ તેના ધર્મને માટે જાણીતો થયો હતો તેથી કરીને તેની વકીલ તરીકેની લાયકી શું ઓછી થઇ હતી ? ખરેખરા ધર્મીષ્ટ માણસ પ્રમાણે તે વકીલાત કરતો હતો, તેથી શું લોકો તેની પર ઇતબાર રાખતા નહોતા ? તેના વિષે ડાક્તર **બોડમેને** કહ્યું છે કે, "ગરીબ, લાચાર, અને

દુઃખી માણસને માટે તે વકીલાત કરવાને હમેશ તત્પર હતો; તેમનું દુઃખ ઓછું કરવાને જ્યારે જરૂર પડે ત્યારે તે ગાંઠના પૈસા ખર્ચતો, પોતાનો વખત ગાળતો અને લક્ષ આપીને પોતાનાથી બનતું કરતો. ગરીબ અને લાચારનું રક્ષણ કરવું, અને અજ્ઞાનને જ્ઞાન આપવું, એનાથી ઉત્તમ શું છે? તેના ધર્મીષ્ટ વલણની લોકોને એટલી બધી માહિતી હતી, કે તેને ત્યાં જેટલા જણ સલાહ પૂછવાને જતા તેટલા બીજા કોઈને ત્યાં જતા નહીં. પ્રખ્યાત રાજપુરૂષો, જુવાન વકીલો, ગુંચવણ ભરેલો પ્રશ્ન હોય ત્યારે ન્યાયાધીશો, પૈસો શામાં રોકવો એ વિષે સલાહ મેળવવા ઇચ્છનાર પૈસાદાર લોકો, આફતમાં આવી પડેલા વેપારીઓ, સગીરને માટે શું કરવું, એ વિષે ગુંચવણમાં આવી પડેલા વાલી, પોતાનાં છોકરાં માટે સલાહ લેવા ઇચ્છા રાખનાર માબાપ, પોતાની મિલકત હસ્તક કરવાને ધારણા રાખતી વિધવાઓ, અને એવા બીજા અનેક જાતના અરજદારો, તેને ત્યાં વારંવાર સલાહ પૂછવા આવતા. જોબે કહ્યું છે તેજ પ્રમાણે ચૅાન્સી પોતાને માટે બોલી શકે કે "કાને મારૂં બોલવું સાંભળ્યું ત્યારે મને આશિષ દીધી, અને આંખે મને જોયો ત્યારે મારી સાક્ષી પૂરી; કારણ કે, ગરીબ, લાચાર, અને બાપ વગરના માણસોને રડતા સાંભળી મેં તેમને દુઃખમાંથી છોડાવ્યા હતા. મરવાને તૈયાર થયેલા માણસની મને આશિષ લાગી; વિલાપ કરતી વિધવાને મેં હસતી કરી હતી; હું ન્યાયથી ચાલતો અને મારી વિવેકબુદ્ધિ મને શોભા આપે એવી હતી. હું આંધળાને આંખોની ગરજ સારતો, અને લંગડાને પગની ગરજ સારતો; ગરીબનો હું માબાપ હતો; જે કારણ મને સમજાતું નહીં, તે હું શોધી કાઢતો, પાપીનાં હું ડાચાં ભાગી નાખતો અને તેના દાંત મૂળમાંથી હું ખેંચી કાઢતો." આપણા કબરસ્તાનમાં

હજારો મૃત્યુ લેખો છે, પણ ઉપરનાં વાક્યો કોતરી રાખવાને ચૅાન્સીની કબર કરતાં કોઇ વધારે લાયક નથી." વાંચનાર! વકીલાતમાં ધર્મ પ્રમાણે ચાલવા વિષે હવે તમે શું કહો છો? આપણા દેશમાં વકીલાત કરનાર વર્ગમાં એ ધર્મ દાખલ કરવાથી અજબ જેટલો ફાયદો શું નહીં થાય? "વકીલો! * * * તમે તો ઉચ્કાય નહીં, એટલો બોજો લોકોને શીર નાખો છો, અને તમે પોતે તો તે બોજાને એક આંગળી સરખી પણ અડકાડતા નથી." આ ખામી દૂર કરવાને ચૅાન્સીના જેવો ધર્મ રાખવો એજ ઉપાય છે.

રાજકીય બાબતોમાં ધર્મ રાખીને ચાલવા વિષે ખરેજ કોઇ વાંધો નહીં કાઢે, રાજકીય બાબતોમાં તો ધર્મની ઘણી જરૂર છે; અને એવી બાબતોમાં ધર્મ પ્રમાણે ચાલનારમાં વિલ્બરફોર્સનું દૃષ્ટાન્ત ઘણું જાણીતું છે. કંઇ પણ ચોકસ ધારણા રાખ્યા વગર બાળપણ ઉડ્વાઇમાં તેણે ગાળ્યું હતું; જુવાનીનાં કેટલાક વર્ષ ગયાં ત્યાં સુધી તો તેનામાં ધર્મનું નામ પણ નહોતું. અને કંઇ જાણવા જોગ લોકોપયોગી કામ પણ તેણે કર્યું નહોતું. જ્યારે તેનામાં ધર્મ પેઠો ત્યારે તેનું મન જાગૃત થયું, અને જુદીજ તરેહનો જુસ્સો તેનામાં આવ્યો. પાર્લામેન્ટમાં પોતાની જગોનું રાજીનામું આપી તેણે એમ કહ્યું નહીં કે "રાજકીય બાબતો એવી ખરાબ છે કે ધર્મી માણસે તેમાં ભાગ લેવો ન જોઇએ." એથી ઉલટું. ઉમદા કામ કરવાને પ્રવૃત્ત થઇ તેણે જણાવ્યું કે, "ઇશ્વરના સેવક તરીકેજ ગ્રેટબ્રિટનનાં રાજકીય કામકાજમાં ભાગ લઇ શકાય છે." ધર્મી થયા પછી તેને પહેલવહેલું જણાયું કે મારા દેશની સ્થિતિ સારી કરી શકું, એવી શક્તિ મારામાં છે. તેણે બે બાબતો પોતાના હાથમાં લઇ તેમાં ચિત્ત પરોવ્યું; ગુલામગીરીનો રિવાજ બંધ પાડવાની, અને

સંસારિક સુધારો કરવાની, તેના ધર્મભાવને લીધેજ આ બન્નેમાં તે ઘણું કરી શક્યો. જો વિલ્બર્સફોર્સ ધર્મીષ્ટ થયો ન હોત તો તે થોડા મિત્રો શિવાય બીજાને જાણીતો થયો હોત, એ શકભરેલું છે. ઓીયર્સ કહે છે કે, "વિલ્બર્સફોર્સે જે મોટા પ્રશ્ન પોતાના હાથમાં લીધા હતા, તેનું વિવેચન કરવામાં તેણે જેટલી ખબરદારી બતાવી, તેથી કોઇ રીતે ઓછી સ્વધર્મ, અને તેનું રહસ્ય સમજવામાં બતાવી નહોતી." એતો ખુલ્લું છે કે, તેના ધર્મને લીધે તેના રાજકીય કામમાં કંઇ ખામી આવી નહોતી. ઉલટું આ નવું સાધન દાખલ થવાથી તે વધારે ઉપયોગી અને વજનદાર થઇ શક્યો હતો. ઇંગ્લાંડના અને હિંદુસ્તાનના રાજપુરૂષો ધર્મની લાગણી રાખે, અને તેની દોરવણી પ્રમાણે ચાલે, તો બન્ને દેશોનું હિત સચવાય, અને અન્યો અન્ય પ્રીતિ વધે, એમાં કાંઇ શક નથી.

અમે એમ કહ્યું છે કે. વિલ્બર્સફોર્સ ધર્મી થયો તે પહેલાં તેને ખબર નહોતી કે મારામાં આટલી માનસિક શક્તિ છે અને મારાથી આટલું કામ થઇ શકે એમ છે. ખરૂં આત્મજ્ઞાન મેળવવાનું મૂળ કારણ ધર્મ છે, અને ધર્મને લીધેજ જાત સુધારણા થઈ શકે છે. જૉન બનિઅન અજ્ઞાન, નાસ્તિક, અને હલકો કંસારો હતો ત્યારે શું તેને ખબર હતી કે હું મોટો ઇશ્વરભક્ત થઇ શકું એવી મારામા શક્તિ છે? આવો માણુસ આટલો બધો પ્રખ્યાત, અને બુદ્ધિશાળી થશે, એમ બીજા કોઇ માણુસના સ્વપ્નામાંએ હતું? ધર્મ વગર બીજા કશાથી આવા થઇ શકાતું નથી. ઘણા દુરાચારી માણુસો ધર્મથી સુધર્યા છે અને ડાહ્યા તથા ઉપયોગી શહેરી બન્યા છે. ધર્મથી માણુસનાં આચરણમાં અદ્દભૂત ફેર પડી જાય છે.

ઉપર જે કહેવામાં આવ્યું છે, તે પરથી જણાશે કે ધર્મ, દરેક માણસને નીચે પ્રમાણેના વાજબી કામ કરવાને ફરમાવે છે:— તેણે પોતાનાથી બની શકે તેટલી ઉન્નતિ મેળવવી, પોતાની તકો સુધારવી, અને તેનો સારો ઉપયોગ કરવો, તેણે ઉપયોગી, પ્રમાણિક, નિમકહલાલ, અને તત્પર રહેવું જોઇએ; પોતાની બુદ્ધિ થોડી હોય કે વધારે હોય, તોપણ તેનો પૂરેપૂરો ઉપયોગ તેણે કરવો જોઇએ; તેણે વખત કે પૈસો ગુમાવવો નહિ; સુખ કે મઝા મેળવવાના ઉદ્દેશથી કામ કરવું નહીં, પણ પોતાની ફરજ જાણીને કરવું જોઇએ. આબરૂદાર દુકાનો અને કચેરીઓમાં જે ઇસમોને નોકરીએ રાખવામાં આવે છે તેમનામાં આવા ગુણ જોવામાં આવે છે. દુનિયાદારીના ડહાપણની સઘળી વાજબી ધારણાઓ રાખી ધર્મ ચાલે છે અને વિશેષમાં અમરપણાથી ઉત્પન્ન થતા ઉચ્ચ ઉદ્દેશનો તેમાં વધારો કરે છે. ખરૂં જોતાં આપણે એમ કહી શકીએ કે, જીંદગીનું સાફલ્ય કરો, એટલુંજ ધર્મ આપણી પાસે માગે છે. જે જુવાન પુરૂષ ભારેમાં ભારે ફતેહ મેળવી શકતો નથી તેણે પોતાનો પૂરો ધર્મ બજાવ્યો હોતો નથી. આ પરથી સ્પષ્ટ થાય છે કે જે જુવાન પુરૂષ કોઇ પ્રમાણિક ધંધો કરતો હોય અને તેમાંથી પોતાની ઉન્નતિ કરવા ઇચ્છતો હોય તેને ધર્મ સમાન કોઇ મિત્ર નથી.

વળી ધર્મ આપણને છેતરપંડી કે ઠગબાજી કરવા દેતો નથી. માણસે એક બીજાને ઠગી, ઇશ્વરને ઠગવો નહીં, એવું તે ફરમાન કરે છે. ધર્મ આપણી મનોવૃત્તિઓને વશ રાખે છે, આપણને નમ્ર રાખે છે. તવંગરને ગરીબપર જુલમ કરવા દેતો નથી, અથવા ગરીબને તવંગરને લૂટી લેવા દેતો નથી; તે પૈસાદારને નીતિમાન થવા

શીખવે છે; આપણી સાથે બીજા કેમ વર્તે તો આપણને ગમે. તે પ્રમાણે તેમની સાથે આપણને તે વર્તાવે છે.

પ્રોવિડન્સ આર. આઇનો સેમ્યુઅલ સ્લેટર ઘણો તવંગર હતો. તેના કેટલાક મિત્રોએ તેને કહ્યું કે તમારે આટલી બધી દોલત છે ત્યારે મોટી હવેલી બંધાવી તેમાં રહો, અને ગાડી ઘોડા રાખી તમારી દોલતને છાજે એવી સાહેબીમાં રહે તો ઠીક. તે કેવો સદ્‌ધર્મ પ્રમાણે ચાલનાર પુરૂષ હતો, એ તેનો જવાબ બતાવી આપે છે. "ભાઈઓ, હું કબુલ કરૂં છું કે મારે હાલ છે તેથી વધારે ભવ્ય મકાન, વધારે સારો સરસામાન, અને વધારે નોકર ચાકરો રાખી શકું એટલો મારી પાસે પૈસો છે. હું ઘોડાગાડી રાખી શકું, અને ભભકાદાર ચોધરી કે રાવતને દોડાવી શકું તેમ છે; પણ એવો ભભકો હું રાખતો નથી, તેથી એમ સમજશો નહીં કે હું કૃપણ છું. હું ધારૂં છું કે, ભવિષ્યનો વિચાર કરીને ચાલવાની ફરજનો દાખલો ખાસ કરીને મારાં છોકરાંને આપવાની મારી ફરજ છે. તેથી હું સાદાઇથી રહું છું. દુનિયામાં ઉડાઉપણું ઘણું ચાલે છે. તમે મને કહો છો તેવા ભભકામાં રહેવું, એ પૈસાદાર હોવાનું નિશાન ગણાતું હોય, અને તેથી કરીને હું તેવો ભભકો રાખું, તો પૈસાદાર હોય નહીં એવા લોકો પણ, પૈસાદાર ગણાવાને એવો ભભકો રાખે. તમે જાણો છો કે મારે ૭ છોકરા છે; તે મોટા થાય અને કુટુંબ કબીલાવાળા થાય, ત્યારે તે પણ તેમના બાપ જેવા ઠાઠમાં રહેવાનુ ચહાય; માટે મારે તો મારાં છોકરાંને સારો દાખલો આપવો છે."

વળી એક બીજા પ્રકારના કામમાં ધર્મનું બીજું એક ઉદાહરણ લઇએ. ડૉક્ટર વાનકોર્ન કહે છે કે એક જુવાન માણસ પ્રથમ

મારા પંથમાં હતો તે પાજીથી એક નાસ્તિક વેપારીને ત્યાં નોકર રહ્યો. વેપારીને થોડા વખતમાં માલમ પડી આવ્યું કે, આ નોકર ઘણો ઇમાનદાર છે. તેથી તેની પર તે ઘણો ભરોસો કરવા લાગ્યો. છેવટે તેણે તેને પોતાની દુકાનમાં વડો મુનીમ બનાવ્યો. વડા મુનીમને રવિનારને દિવસે પણ થોડો વખત દુકાનપર જવું પડતું. તે જુવાન માણસથી આ થઇ શકે તેમ નહોતું. ખ્રિસ્તી ધર્મ પ્રમાણે રવિવારને તહેવાર તરીકે પાળવો જોઇએ, અને તે ખ્રિસ્તી હતો, તેથી રવિવારને દિવસે દુકાનપર જવાની તેણે ચોખ્ખી ના પાડી. શેઠે કહ્યું "તમે રવિવારે દુકાને ન જઇ શકો, ત્યારે તો તમને કાઢીને મારે કોઇ એવો આદમી રાખવો જોઇએ કે જે રવિવારે પણ દુકાને જાય." તે જુવાને જવાબ દીધો, "બહુ સારૂં સાહેબ!" એ પ્રમાણે કહી દુકાન સાથેનો પોતાનો સંબંધ તોડી નાખવાની તે તૈયારી કરવા લાગ્યો. પગાર વગેરેનો હિસાબ કરી પગાર ચૂકવી લેવા તે શેઠ પાસે ગયો, ત્યારે શેઠે કહ્યું "હું તો તમારૂં પારખું જોતો હતો, હું તમને નોકરીમાંથી કાઢવા ખુશી નથી. હું તમને રવિવારને દિવસે દુકાનપર આવવાની ફરજમાંથી મુક્ત કરૂં છું." આ વેપારી નાસ્તિક હતો, તો પણ તેને એટલી વાત જણાઇ હતી કે, ધર્મવાળો માણસ ભરોસો કરવા યોગ્ય હોય છે. રવિવારને દિવસે કામ કરે, એવા નોકર કરતાં ધર્મવાળો નોકર વધારે કિંમતી છે; એમ ગણી તેણે તેને નોકરીમાં જારી રાખ્યો. કામધંધામાં વળી ધર્મ શો, એવું કહેનાર લોકોને આ વાતથી ઘણો બોધ મળવા જેવું છે.

ફિલાડેલ્ફિયામાં એક જુવાન માણસને પચીસેં ડૉલરનો પગાર મળતો. પણ જે કામપર તે નોકરી કરતો તે કામ નીતિવિરૂદ્ધ હતું. આ માણસે ખ્રિસ્તિ ધર્મ અંગીકાર કર્યો ત્યારે તેની પવિત્ર સ્રીને તેણે

કહ્યું કે, "મારે આ ધર્મ છોડી દેવો જોઇએ, અથવા મારી નોકરી છોડી દેવી જોઇએ." સ્ત્રીએ તરત જવાબ આપ્યો. "ત્યારે તો નોકરીજ છોડી દોને." શોકાતુર ચહેરે તે જુવાન માણસે પૂછ્યું, "પણ નોકરી છોડી દઉં તો આપણો નિભાવ શી રીતે થશે?" સ્ત્રીએ જવાબ આપ્યો "એની તો પરમાત્મા સૌ ગોઠવણ કરશે, આપણે શી ફીકર છે?" તેણે પોતાની નોકરી છોડી દીધી અને પાંચ માસ બીનચાકરી બેસી રહ્યો. એક દિવસ સવારે એક ગૃહસ્થ તેને ત્યાં આવ્યો અને પહેલાં જેવુંજ કામ કરવાને વર્ષ દહાડે ચાર હજાર ડૉલરને પગારે તેને ચાકરી આપવા કહ્યું. જરા પણ વિલંબ કર્યા વગર તેણે જવાબ દીધો "એ કામ મારાથી થઇ શકશે નહીં." તે ગૃહસ્થ બોલ્યો, "ચારને બદલે પાંચ હજાર ડૉલર પગાર આપીશ." જુવાન માણસે દૃઢતાથી જવાબ દીધો. "અરે ભાઇ, કરોડો રૂપિયાનો પગાર આપો તો પણ એ કામ હવે હું કરવાનો નથી." થોડા વખતમાં આ ઉમદા જુવાનને પોતાનું ગુજરાન ચાલી શકે એવી ચાકરી મળી આવી. તેને ચાર હજાર કે પાંચ હજાર ડોલરનો પગાર નહોતો મળતો, પણ તેથી ઘણો થોડો મળતો; પણ થોડો પગાર મળતો છતાં, તેનું અંતઃકરણ નિર્મળ રહેતું તેથી ખરાબ કામ કરી વધારે પગાર લેવાના કરતાં તેને વધારે સુખ મળતું. ધર્મ, માત્ર નઠારા કામની આડે આવે છે, અને સારાં કામમાં તો તે મદદ કરે છે. નઠારાં કામ કરનારમાં તેમના અંતઃકરણની ઉન્નતિ કરનાર ધર્મ દાખલ થાય તો તેમનાં નઠારાં કામ તેમને ગમે નહીં; અને આખરે દુનિયામાંથી ઘણું પાપ ઓછું થાય.

ધર્મથી માણસ કેવો ભરોસા લાયક રીતે કામ કરનાર બને છે. તેનો પોલ એક સારો દાખલો છે. તે વિદ્વાન હતો અને છટાથી

બોલી શકતો. તેણે ખ્રિસ્તિ ધર્મ અંગીકાર કર્યો તે પહેલાં તે બુદ્ધિશાળી અને વજનદાર હતો. તેનામાં દઢતા હતી, અને ' જે ધારે તે કરે ' એવી તેની શાખ હતી. ધર્મથી તેનાં આ બધા ગુણ ખીલ્યા, અને ધર્મદૂતોમાં તે સર્વોપરી થયો. તેણે ખેતી કરી હોત, વેપાર કર્યો હોત, કારીગરનું કામ કર્યું હોત અથવા તે રાજપુરૂષ થયો હોત, તો પણ બધામાં તે ફતેહમંદ નિવડત. જે ધંધો તેણે કર્યો હોત, તેમાં તે અગ્રેસર ગણાત. અને સાચવટ તથા પ્રમાણિકપણાને માટે બધે જાણીતો થાત. ગમે તે ધંધામાં ફતેહમંદ નિવડે એવા તેનામાં સ્વાભાવિક ગુણ હતા. ધર્મથી તેના આ ગુણો દબાયા નહીં, પણ ઉલટા ખીલ્યા અને વૃદ્ધિ પામ્યા. જે માણુસમાં કામ કરવાના કંઇ પણ ગુણ હોય નહીં, તેને ધર્મ, કામકાજમાં ફતેહમંદ કરી શકે નહીં, પણ જે માણુસમાં કળવિકળ, બુદ્ધિ અને કામ કરવાનું સામર્થ્ય હોય, તેને તેથી ઘણી મદદ થાય, અને આખરે તે નામ કાઢી ગયા વગર રહે નહીં.

અમે એમ કહેવા નથી માગતા કે, ધર્મવાળા માણુસને કદી આફત આવે નહીં. સૌથી સારા માણુસને પણ કોઇ વખત કમનસીબ ઘેરી લે છે પણ આફતનો શો ઉપયોગ કરવો, એ ધર્મી માણુસજ જાણે છે. પોતાના ધોરણને આંચ આવવા દીધા વગર તે આફતમાંથી નિકળી જશે. નેપોલિયન રુશિયામાં હતો ત્યારે તેને માથે આફત આવી હતી. તેને ત્યાંથી પાછા હઠવું પડયું ત્યારે લશ્કરના પાછલા ભાગપર માર્શલને નામનો અમલદાર હતો. દુશ્મનોએ પૂંઠ છોડી નહીં અને ઘણાં ઘણાં સંકટ ભોગવવાં પડયાં, તેથી તેનું લશ્કર આખરે તોફાન કરી સામું થયું, અને રૂશિયાની સરહદે નિમન નદી આગળ તેને છોડીને ચાલ્યું ગયું. મહા મુશિબતે તેણે ત્રીસ જણને

પાછા બોલાવ્યા, અને તેમની મદદથી થોડી વખત દુશ્મનને દૂરને દૂર રાખી શક્યો. આ બહાદુર માણસો પણ આખરે મરાયાં, અને નિમનનો પૂલ ઓળંગ્યો ત્યારે માર્શલનેની સાથે કોઇ રહ્યું નહોતું, તેણે એકલે તે ઓળંગી રૂશિયાની હદ છોડી. ત્યાંથી આગળ જતાં પહેલ વહેલું જે ગામ આવ્યું, ત્યાં ખોરાક અને આરામ લેવા તે રોકાયો; ત્યાં આગળ એક લશ્કરી પહેરવેશવાળો અમલદાર તેણે દીઠો, પણ તે તેને ઓળખી શક્યો નહીં. અમલદારે તેને પૂછ્યું, “તમે કોણ છો ?” તેણે જવાબ દીધો, “ફ્રાન્સના લશ્કરની પુઠના ભાગનો અમલદાર માર્શલ ને હું છું. દુશ્મનપર છેલ્લી બંદુક મેં ફોડી છે, આપણાં હથિયાર બાકી રહ્યાં હતાં, તે મેં નિમન નદીમાં નાખી દીધાં છે; અને જંગલમાં એકલો ચાલતો ચાલતો હું અહીં આવી પહોંચ્યો છું.” એજ પ્રમાણે ખરો ધર્મી માણસ આફત આવી પડે ત્યારે પોતાના ધર્મી ધોરણને ચુસ્ત રીતે આખર લગી વળગી રહે છે, તે પોતાનું સર્વસ્વ તજી દે છે, પણ કોઇ લાલચથી આડે રસ્તે દોરવાતો નથી. તે પોતાનો પૈસો, વૈભવ વગેરે બધું જવા દે છે, પણ ધર્મ સાચવી આખરે જરા પણ ડાઘ વગર આફતમાંથી બહાર નિકળે છે.

છેલ્લી પણ સૌથી વધારે અગત્યની વાત એ છે કે, દરેક માણસે પોતાના કામમાં તત્પર રહેવું જોઇએ. ફરજ જ્યાં ફરમાવે ત્યાં તેણે જવું જોઇએ. ચોકી કરવાને તેના શેઠે તેને બેસાડયો હોય તો રોમના પેરેગીર જેવો તે ખડો ને ખડોજ દેખાય છે. જવાળા મુખી પર્વત ફાટવાથી પોમ્પી શહેરનો નાશ થયા પછી એક હજાર વર્ષે એ શહેરમાં અસલી ખંડેર ખોદી કાઢવામા આવ્યાં હતાં ત્યારે લોકો જે સ્થિતિમાં બળતા લાવાથી દટાઇ ગયા હતા તે સ્થિતિમાં

માલમ પડી આવ્યા હતા. કેટલાક જણ પોતાનો જીવ બચાવવા ઊંડા ભોંયરામાં પેસી ગયા હતા, ત્યાંથી માલમ પડયા હતા, કેટલાક રસ્તામાં ચાલતા હશે તેવામાં ત્યાં ને ત્યાં દબાઇ ગયેલા માલમ પડયા હતા; કેટલાંક જણ ગભરાટમાં પોતાનો જીવ બચાવવા મેડીએ ચઢી ગયેલા માલમ પડયા હતા, પણ ઉપર જણાવેલો પેરેગીર તો શહેરને દરવાજે ઉભેલો માલમ પડયો હતો. તેના હાડપિંજરના હાથમાં તેની તલવાર પકડેલી કાયમ રહી હતી; તેનો આખો દેખાવ નિમકહલાલ, અને વિશ્વાસુ નોકર જેવો હતો. પર્વતમાંથી બળતો પદાર્થ નિકળ્યો તેથી આખું શહેર બળી ખાખ થઇ ગયું, અને દટાઇ ગયું, પણ એ તો પોતાની જગોએથી જરા પણ ડગ્યો નહોતો. જે જગોએ તેને પોતાની ફરજ બજાવવા મૂકેલો હતો, તે જગોએ એક હજાર વર્ષ પછી પણ તે માલમ પડયા હતો. કેવો નિમકહલાલ પેરેગીર ! ધર્મી પુરૂષ એવો નિમકહલાલ રહે છે. તેને માથે ગમે તેવી આફત આવી પડે, ગમે તેવાં દુઃખ આવી પડે, અને ગમે તેવી તેવી લાલચ હોય તોપણ આખર લગી તે પોતાની ફરજને ચૂસ્ત રીતે વળગી રહે છે.

---

# પ્રકરણ ૧૮ મું.

## ધર્મ પુસ્તક.

ઉદ્યોગ, ખંત, અવલોકન, સાચવટ વગેરે આ દુનિયામાં ફતેહ મેળવવાને આવશ્યક ગુણોનું વિવેચન પાછલાં પ્રકરણોમાં અમે કર્યું છે. હવે આ પ્રકરણમાં જુવાન માણસને ધર્મપુસ્તક વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. માત્ર પૈસા એકઠા કરવામાં ગુંથાઇ રહેલો કોઇ

અવિચારી માણસ પૂછશે કે વ્યવહાર કુશળતાની વાતમાં ધર્મ પુસ્તક નું શું કામ છે ? કામધંધામાં ધર્મપુસ્તક જોઇએ એ વાત એવા માણસને હસવા સરખી લાગે છે; પણ કામધંધામાં ધર્મપુસ્તકની ઘણી જરૂર છે; ત્યાંજ એનો ખપ પડે છે. તે વિના પૂરેપૂરી ફતેહ મળી શકે જ નહીં. જે જે માણસો કામધંધામાં ફતેહમંદ નીવડયા છે તે બધા ધર્મ પુસ્તકોમાં કહેલા સત્ય સિદ્ધાન્તોને અનુસરીને પોતાના પ્રયત્નમાં સફળ થયા છે. જે મહા પુરુષોનાં દ્રષ્ટાંન્તો અમે પાછલાં પ્રકરણોમાં આપ્યાં છે તે આ સિદ્ધાન્તનેજ અનુસંર્યા છે. એ સિદ્ધાન્તોને અમે અનુસરીએ છીએ એમ તેમણે કહ્યું હોય કે ન કહ્યું હોય પણ તેમનાં આચરણ તરફ નજર કરીશું તો એ સિદ્ધાન્તોના ધોરણપરજ થયેલા માલમ પડશે. એ સિદ્ધાન્તો સદ્ધર્મ તથા સુનીતિનાં છે. દુનિયામાં જુદા જુદા ધર્મ ચાલે છે અને જે તે ધર્મનાં પુસ્તક પણ જુદાં જુદાં છે. પરન્તુ એ સર્વમાં સમાઇ રહેલાં મોટાં તત્વો એનાં એજ છે અને તેથીજ બધા સારા તથા મોટા માણસોનાં ધોરણ તથા આચરણ સરખાં હોય છે.

આ સૃષ્ટિનો કર્ત્તા અને નિયંતા એક ઇશ્વર છે. તેની આગળ મનુષ્યને પોતાનાં કર્મની જવાબદારી આપવી પડે છે. એ જવાબદારી પાર ઉતારવા સારૂ મનુષ્યે ઇશ્વરપર શ્રદ્ધા રાખી તેની ભકિત કરવી જોઇએ, તેને પ્રિય હોય એવાંજ કાર્ય કરવાં જોઇએ, સત્ય, ન્યાય, પ્રમાણિકપણું અને સદાચાર પાળવાં જોઇએ, દુર્ગુણથી દૂર રહેવું જોઇએ, મનુષ્યજાતિ પર પ્રેમ રાખી સર્વની ઉન્નતિ માટે પ્રયાસ કરવો જોઇએ અને આખરે પોતાના આત્માનું કલ્યાણ થાય એવે માર્ગે જવું જોઇએ. આ સિદ્ધાન્તો દુનિયાના બધા ધર્મમાં સામાન્ય છે અને બધાં ધર્મ પુસ્તકોમાં તેનો બોધ કરેલો છે. એ સિદ્ધાન્તો પ્રમાણે ચાલ્યા વિના દુનિયાના

કોઇ કાર્યમાં ફતેહ મળતી નથી અને સિદ્ધાન્તો પ્રમાણે ચાલ્યાથીજ જુદા જુદા મનુષ્યો પંથની ભિન્નતા છતાં સરખી રીતે ફતેહ પામે છે. એ સિદ્ધાન્તો મનમાં ઠસી આચરણ તે પ્રમાણે દૃઢ થાય તે સારૂ ધર્મ પ્રસ્તકો વાંચવાની જરૂર છે. વેપારમાં કે બીજા કોઈ કામમાં ફતેહ પામેલા મનુષ્યોને પૃછીએ કે જીંદગાનીમાં કયું ધોરણ પાળવાથી તમે ફતેહ પામ્યા તો જવાબમાં તેઓ જે ધોરણ બતાવશે તે આ સિદ્ધાન્તો ને અનુસરતુજ માલમ પડશે. સદ્ધર્મ અને સુનીતિના સિદ્ધાન્તોથી ઉલટા ચાલી કોઇ આખરે ફતેહમંદ થયા એમ માલમ પડશે નહીં. વ્યવહારમાં કપટથીજ જીતાય અને સાચુ બોલ્યાથી ફાવીએ નહી એવાં જે વચનો સાધારણ રીતે કહેવામાં આવે છે તે અલબત્ત આ રીતે ખોટાંજ ઠરશે. અને આ પુસ્તકમાં જે બોધ કર્યો છે તેનો સાર એજ છે. એ વચનો જુવાન માણસે કદી કબુલ કરવાં નહીં. નિષ્કલંક લક્ષણ અને ઉદાર કૃતિ જેમને પ્રિય હોય તેમણે આવાં આવાં વચન તુચ્છ ગણી દૂરજ કરવાં.

કદી એમ કહેવામાં આવશે કે, માણસ કયા સિદ્ધાન્તો માને છે તેની કામકાજમાં અને વ્યવહારમાં શી દરકાર છે ? જેને ધંધો કરતાં આવડતો હોય તેને ફતેહ શા માટે ન મળે ? પણ આ ભૂલ છે એમ કહેનારા પણ મનમાંથી એમ માનતા નથી. જેમને સદ્‌ગુણ પ્રિય હોય એવાનો લોકો ભરોસો કરે છે. દુર્ગુણમાં કંઈ ખોટું નથી એમ માનનારનો કોઇને વિશ્વાસ પડતો નથી. જે વેપારી કે કારીગર નીતિમાન હોય તેની સાથે કામ પાડવાનું સૌ પસંદ કરે છે. જે પ્રમાણિક અને સાચુ બોલનાર તરીકે પ્રસિદ્ધ હોય તેની સાખ વધારે હોય છે. અને તેને લોકો સહેલાઇથી અને ખુશીથી માલ કે નાણું ધીરે છે

આ પુસ્તકનાં પાછલાં પ્રકરણોમાં કહ્યું છે કે એકાગ્રતા, સંપૂ·

ણુંતા, ઉદ્યોગ, ખંત, પ્રમાણિકપણું વગેરે ગુણોથીજ ફતેહ મળે છે; અને વિચાર કરી જોઇશું તો માલમ પડશે કે સદ્ધર્મ અને સુનીતિના નિયમો પાળ્યાથીજ આ ગુણો પ્રાપ્ત થાય છે અને જળવાય છે. ધાર્મિક અને નીતિમાનનું ચિત્ત હમેશ દ્રઢ અને સ્વસ્થ રહી શકે છે. ધર્મ-હીન અને અનીતિમાનનું ચિત્ત હમેશ વ્યાકુળ, અસ્વસ્થ અને અનિયમિત રહે છે; અને ઉપર કહેલા ગુણો તેનામાં સ્થાપિત થઇ શકતા નથી તેથી એવા માણસો અંત સુધી ફતેહમંદ થતા નથી.

ધંધામાં અને વ્યવહારમાં પડતાં ધર્મ સિદ્ધાન્તો માણસના મનમાંથી ખસી જાય છે અને તેથી તે યાદ દેવડાવવાને તથા નુકસાનથી કે ગુચવણુથી મન અસ્વસ્થ હોય ત્યારે શાન્તિ મેળવવાને માટે ધર્મ-પુસ્તકના અધ્યયની જરૂર છે; તે માટે ગમે તે કોઇ સારૂ ધર્મ પુસ્તક હમેશ પાસે રાખી તે વાંચતાં રહેવું એ આવશ્યક છે. ધર્મ પુસ્તકના અધ્યયનથી જ્ઞાન વધે છે, નીતિ દ્રઢ થાય છે, માનસિક શક્તિ ખીલે છે, કર્તવ્યમાં ચિત્ત ઠસે છે અને એ રીતે વ્યવહારમાં તથા પરમાર્થમાં બન્નેમાં લાભ મળે છે. ધર્મપુસ્તક હમેશ પાસે રાખ્યાથી જ્યારે ખપ પડે ત્યારે તેનો ઉપદેશ લઇ શકાય છે અને વિહ્વલ થયેલા ચિત્તને શાન્તિ તથા સંતોષ મળી શકે છે. દરેક માણસે પોતાને જે પસંદ હોય તે ધર્મપુસ્તક વાંચવાનો હમેશ મહાવરો રાખવો જોઇએ. દરરોજ નિયમિત રીતે તથા એકાગ્ર ચિત્તે ધર્મપુસ્તક વાંચવાથી અંતઃકરણ શુધ્ધ થાય છે, નીતિમાન થવાય છે અને સંસારમાં પોતાનું કર્તવ્ય શું છે તે સારી રીતે સમજાય છે. ધર્મપુસ્તકના અભ્યાસથી આપણા મનમાં ઇશ્વર ભક્તિનો પ્રવેશ થાય છે અને આપણી રહેણીકરણી સુધરે છે. કહ્યું છે કે "ઇશ્વર-નો ભય એ સુનીતિનું મૂળ છે અને ઇશ્વરની ભક્તિ એ કલ્યાણનો માર્ગ છે."

સમાપ્ત.

